## ચિંતન ગ્રંથાવલિ

વિશ્વદર્શન

લગ્ન–એક સમસ્યા

સાહિત્યસમીક્ષા

સત્તાવન

સાહિત્ય અને પ્રગતિ

ગુલામીની શૃંખલા

## વિશ્વસાહિત્યમાળા

પતન અને પ્રાયશ્ચિત્ત

અહંકાર

પશ્ચિમના સમરાંગણે

विश्वयुद्ध-प्रकाशन : १ · ભારતી-પ્રકાશન : ૧૦૨

# મહારાજ્યોની યુદ્ધશક્તિ

લેખક

શ્રી. ડુંગરસી ધરમસી સંપટ



ભારતી સાહિત્ય સંઘ

મુંબઈ • અમદાવાદ

# પ્રયોજન

ધાર્યા કરતાં સહેજ મોડું પણ આ પુસ્તક ગુજરાત પાસે રજૂ કરતાં અમને આનંદ થાય છે. જે દિવસે યુદ્ધ શરૂ થયું તે દિવસે જ આવી ગ્રંથાવલિ કાઢવાની યોજના મનમાં જાગેલી, પરંતુ પ્રતિકૂલ સંયોગોને લઈ આજ સુધી એ બની શક્યું જ નહિ. જાપાન જે દિવસે પ્રશાંત મહાસાગરમાં ઘોર વડવાનલ જગાવતું યુદ્ધમાં ઊતર્યું ત્યારે છેલ્લો નિશ્ચય થઈ ગયો અને કશીયે ગોઠવણ કર્યા વિના આ પુસ્તકની જાહેરાત જનતા સમક્ષ મૂકી દીધી. આ પુસ્તક કોણ લખશે તે ત્યારે નક્કી જ નહોતું. આવા વિષયના અભ્યાસીઓ સાથે ઠીક પરિચય હતો એટલે માનેલું કે એક મહિનામાં તો લખીને છપાવી શકાશે.

પરંતુ એમાં વિઘ્નો આવતાં જ ગયાં. જાહેરાત થતાં જ લોકોએ તો ભારે સહકાર આપ્યો, પરંતુ લખવાનું કામ સહેલું ન લાગ્યું. નિર્વ્યાજ ભાવે મુ. ડુંગરસીભાઈએ આ પુસ્તક લખવાનું સ્વીકાર્યું તેથી મનનો ભાર હળવો થયો, પરંતુ પુસ્તક પ્રગટ કરવામાં વિલંબ થશે એવી ખાતરી થઈ જ ગઈ.

શ્રી. ડુંગરસી સંપટનો પરિચય ગુજરાતને કરાવવાનો ન હોય. અનેક વિષયોનું જ્ઞાન ધરાવતા કરાંચીમાં વસતા ગૂર્જરગિરાના એ ઉપાસકનો પરિચય ગુજરાતના હજારો માણસો ધરાવે છે. છેલ્લાં પાંચેક વર્ષથી એમની જ્ઞાનસમૃદ્ધિની મદદ અમારી તમામ સાહિત્યપ્રવૃત્તિઓને મળી રહી છે અને લાંબા સમય સુધી મળતી જ રહેશે એવી સ્નેહયુક્ત શ્રદ્ધા છે. અમને જણાયું છે કે અર્થશાસ્ત્ર, વ્યાપાર અને રાજકારણ વિષેનું એમનું વાચન અને અભ્યાસ અતિ વિશાળ છે. આ પુસ્તકનાં લગભગ સવા બસો પાનાં કોઈ પણ વાચકને એ માન્યતાની ખાતરી આપશે.

આ પ્રકારનું સાહિત્ય આપણી ભાષામાં નથી જ, અને તેનો આરંભ કરવાનું સદ્ભાગ્ય અમને જ પ્રાપ્ત થાય છે એ અમારા માટે આનંદનો વિષય છે. આટલાં વર્ષના પુસ્તક–પ્રકાશનના અનુભવને અંતે અમને એવી ખાતરી થઈ છે કે લોકો માત્ર વાર્તા–નવલકથામાં જ રસ લે છે એવો આરોપ સદંતર ખોટો છે. લોકો આજે જાગ્યા છે, એમનામાં નવું નવું જાણવાની જિજ્ઞાસા પેદા થઈ છે, જગતમાં જે કાંઈ અવનવું બને છે તેનો મર્મ સમજવાની લાગણી તીવ્ર થતી જ જાય છે; એ ઉપરાંત જીવનના, કુટુંબના, સમાજના, દેશના અને જગતના પ્રશ્નો વિચારવાની અને ઉકેલવાની બુદ્ધિ પણ સતેજ થઈ છે. આ બધા માટે માર્ગદર્શન આપી શકે, જિજ્ઞાસાને સંતોષે અને પ્રેરે, એવું સાહિત્ય ગુજરાતમાં છે જ ક્યાં? આપણા પ્રકાશકોને નવાં ક્ષેત્રો ખેડવાની હોંશ જ થતી નથી, એટલે આવું સાહિત્ય અભ્યાસી લેખકો હોવા છતાં જનતા પાસે આવતું જ નથી. એ માટે તો એણે અંગ્રેજી કે અન્ય ભાષા ઉપર જ આધાર રાખવો પડે છે. અમે એવી આશા રાખીએ છીએ કે અમારો આ પ્રયાસ અન્ય લેખકો અને પ્રકાશકો માટે પ્રેરણારૂપ નીવડશે.

આ માળા શરૂ કરતાં તો મુશ્કેલી આવી, પરંતુ એક પુસ્તકની

જાહેરાત થતાં જ અમને અભ્યાસી લેખકોનો સહકાર મળવા લાગ્યો. આ પછી 'હિંદ–વિશ્વયુદ્ધના વમળમાં', 'યુદ્ધમોરચા અને સરંજામ', 'જગતના જળમાર્ગો' ઈત્યાદિ પુસ્તકો આપવાનું વિચાર્યું છે ને તે માટે તો અભ્યાસી લેખકો પણ મળી ગયા છે. અમને આશા છે કે આવાં પ્રકાશનો માટે અમે જે પ્રયત્ન આદર્યો છે તે તરફ ગુજરાત સહાનુભૂતિથી જોશે જ.

આ પુસ્તકના લેખક મુ. ડુંગરસીભાઈ સાથે એવો સંબંધ છે કે આભાર માનતાંયે સંકોચ થાય, છતાં આવું બહુમૂલ્ય પુસ્તક પુષ્કળ પરિશ્રમપૂર્વક–જેના અમે સાક્ષી છીએ-લખી આપવા માટે અમે એમના ઋણી છીએ. પુસ્તક પ્રસિદ્ધ કરવાનો નિર્ણય કર્યો તે દિવસે આમાં નકશાઓ-ફોટાઓ મૂકવા હતા, પુસ્તક બસો પાનાંનું અને કાચા પૂઠાનું આપવું હતું, પરંતુ પુસ્તક છાપવા માંડતાં જ સમજાયું કે નકશાઓ તો નિરર્થક થશે કારણ કે પુસ્તક બહાર પડશે ત્યારે નકશાઓ બદલી ગયા હશે. માતબર વૃત્તપત્રોની કૃપાથી નકશાઓ તો વિના ખર્ચે મળી શકત પરંતુ આ કારણે જ એ ન આપ્યા અને બદલામાં પુસ્તક પાકા પૂઠાનું આપવાનું નક્કી કર્યું; પાનાં પણ વધારે થયાં છતાં કિંમત એ જ રહેવા દીધી.

## પુસ્તક વિષે

આ પુસ્તક જેમ લખાતું ગયું તેમ જ છપાતું ગયું છે. છેલ્લામાં છેલ્લી હકીકતો આપવા માટે આજના સંયોગોમાં શક્ય તેટલી કાળજી લીધી છે, છતાં આખા પુસ્તક ઉપર નજર ફેરવતાં આજે, આ લખાય છે ત્યારે, લડાઈનો જેટલો વિકાસ થયો છે તે ઉપર એક નજર ફેંકી જઈએ છીએ. ખાતરી છે કે આ છપાશે ત્યારે એમાંયે ફેરફાર થઈ ગયો હશે. પુસ્તકની વચ્ચે પરિશિષ્ટમાં જે હકીકતો આપવાનો ઉલ્લેખ છે તે આ જ હકીકતો છે એમ સમજવું, પરિશિષ્ટ જુદું નથી.

પ્રથમ તો એ જોવું જોઈએ કે આ પુસ્તકમાં છે શું? મહારાજ્યોની યુદ્ધશક્તિ એટલે શું? થોડાક અપવાદો સિવાય જગતના તમામ દેશો આ યુદ્ધની જ્વાળાઓ વચ્ચે અત્યારે આવી ગયા છે. આવા ત્રીસ જેટલા દેશોમાં આજે સૌથી મહત્ત્વનાં જે પાંચ મહારાજ્યો છે તેના વિષે જ આ પુસ્તકમાં હકીકતો મૂકવામાં આવી છે. આ મહારાજ્યોની યુદ્ધશક્તિની સંપૂર્ણ માહિતી તો કોણ આપી શકે? એવાં સાધનો પણ આપણી પાસે શાં હોય? એટલે પુસ્તકમાં જે હકીકતો મૂકેલી છે તે લભ્ય એટલાં સાધનો દ્વારા મેળવેલી છે એટલું જ કહી શકાય. આનો અર્થ એમ નથી કે હકીકતો વિષે લેખકને કશી શંકા છે. મુકાયેલી તમામ હકીકતો માટે જોઈએ તેટલાં પ્રમાણો લેખક આપી શકે એમ છે. લગભગ પચીસ–ત્રીસ વર્ષથી આ વિષયનું તેઓ વાચન ધરાવે છે. સામ્રાજ્યોની શેતરંજ તેઓ આજે જ નથી જોતા—વર્ષોથી જોતા રહ્યા છે, અને જે કાંઈ સાધનો શક્ય હોય તે બધાં જ મેળવી લીધાં પછી આ પુસ્તક એમણે લખ્યું છે. અમે આપેલી બસો પાનાંની મર્યાદામાં આટલી વિપુલ સામગ્રી મૂકી શકવા બદ્દલ લેખક ખરેખર આપણાં અંતરના અભિનંદનને પાત્ર છે.

'યુદ્ધશક્તિ'નો ખરો અર્થ તો લડાયક તાકાત, ઉત્પાદનની શક્તિ, મોરચાઓ, વ્યૂહરચનાઓ વગેરે થાય. આ પુસ્તકમાં જો એવું અને એટલું જ મૂકવામાં આવ્યું હોત તો સામાન્ય વાચક ભાગ્યે જ એમાંથી કશું સમજી શકત. આ પુસ્તકનું લેખન પૃથગ્જનને લક્ષમાં રાખીને જ થયું છે એટલે પ્રથમ તો દેશનો ઇતિહાસ આપવામાં આવ્યો છે. આ ઇતિહાસ દ્વારા પ્રજાનું માનસ, પ્રજાનું ખમીર, પ્રજાની યુદ્ધશક્તિ વાચક આગળ સ્પષ્ટ થાય છે. આ ઇતિહાસ છેક આજ સુધીનો છે એટલે એમાંથી યુદ્ધનાં કારણો જાણી શકાય છે. એ જ રીતે ભૌગોલિક સ્થિતિ બતાવી છે, જે સરહદો અને ઉત્પાદનની શક્તિ રજૂ કરશે. ઉત્પાદનના આંકડાઓનું મહત્ત્વ ઘણું છે. લડાઈ માત્ર મશીનગનો,

ટૅન્કો ને વિમાનોથી જ નથી લડાતી. એમાં અન્ન અને જળની પણ જરૂર પડે છે અને મનુષ્ય-સંખ્યા પણ મહત્ત્વનો ભાગ ભજવે છે. દરેક દેશની હકીકતોમાં યુદ્ધનાં કારખાનાંઓ, સાધનોનું ઉત્પાદન અને વિશેષ ઉત્પાદનની યોજનાઓ અને સંભવિતતાઓનું પણ ઠીક વર્ણન આપવામાં આવ્યું છે. આ રીતે આટલું નાનું પુસ્તક એક દેશની તમામ સ્થિતિ રજૂ કરે છે. ઇતિહાસ, ભૂગોળ, રાજબંધારણ, જનસંખ્યા, ઉત્પાદન, લડાઈનો વિકાસ વગેરે વિષેની અદ્યતન માહિતી રજૂ થઈ છે.

હવે આપણે જોઈએ કે આજે શી સ્થિતિ છે? યુદ્ધના મુખ્ય મોરચા ત્રણ: રશિયા, લીબિયા અને દૂરપૂર્વ. એ ઉપરાંત આટલાંટિક અને ભૂમધ્યનાં ઊકળતાં પાણી. રશિયાના મોરચા ઉપર જર્મનીની પીછેહઠ ચાલુ છે, પરંતુ છેલ્લા એક માસથી જર્મન-શક્તિ વધતી જતી હોય એમ લાગે છે. શિયાળાને હજી દોઢેક માસ છે, એટલા સમયમાં રશિયા જો ક્રીમિયા અને યુક્રેન ઉપર કાબૂ મેળવી શકે તો, અને તો જ, જર્મનીનું વસંત-આક્રમણ નિષ્ફળ નીવડી શકે. એમ નહિ થાય તો રશિયાએ આટલા મહિનામાં મેળવેલા વિજયો માટે આપણે ચિંતાતુર રહેવું પડશે. લીબિયાના મોરચા ઉપર આ પુસ્તકમાં જણાવેલી હકીકતો ઊલટી થઈ ગઈ છે. જર્મનીના જનરલ રોમેલને પતિત ફ્રાંસ દ્વારા મદદ મળી અને એ જોરમાં આવી ગયો છે. એની આગેકૂચે શાહી લશ્કરોને દૂર ખસેડી મહત્ત્વનાં સ્થાનો કબજે કર્યાં છે. એમ ધારવામાં આવે છે કે શિયાળો ઊતર્યે જર્મની જો રશિયા ઉપર પ્રચંડ આક્રમણ કરવાની સ્થિતિમાં નહિ હોય તો એનું જોર આ પ્રદેશમાં ઠલવાશે અને ત્યારે ઇજિપ્ત ભયમાં મુકાશે. ત્યાંથી મધ્યપૂર્વના તેલ-ભંડારો ઉપર એ ત્રાટકશે. જનરલ રોમેલની આગેકૂચ એ દૃષ્ટિએ ઘણું મહત્ત્વ ધરાવે છે.

ત્રીજો અને હિંદુસ્તાન માટે સૌથી મહત્ત્વનો મોરચો દૂરપૂર્વનો. ત્યાંના સમાચાર નિરાશાજનક અને અંધકારમય છે. સિંગાપોર લડયું

પણ છેવટે જાપાની દંડ પાસે નમી પડ્યું છે. ફિલિપાઈન્સમાં મૅક આર્થરનો તારો ઝબકે છે, પરંતુ એની અસર જાપાનના નાનકડા સૈન્યને રોકાયેલું રાખવાથી વિશેષ નથી. મલાયા તો આખું જ જાપાનના પગ તળે કચરાય છે. સિંગાપોર ઉપર સૌએ મોટી આશાઓ બાંધી હતી પરંતુ એ ભ્રામક નીવડી છે અને અબજો રૂપિયાના ખરચે બંધાયેલો એ રણદુર્ગ સાત દિવસ પણ કામ આપી શક્યો નથી. બર્મામાં જાપાને મોલમીન તો લઈ લીધું, એ પછી એ આગળ વધી રહ્યું છે. રંગૂનની પહેલી રક્ષણ-હરોળ સાલ્વિન નદી ઓળંગાઈ કે નહિ તેનું મહત્ત્વ સિંગાપોર પડ્યા પછી બહુ રહેતું નથી. સિંગાપોર પહેલાં, સાથે અને પછી જાવા-સુમાત્રા ઉપરનું જાપાની આક્રમણ ભયંકર રહ્યું છે. મહત્ત્વનાં હવાઈ અને દરિયાઈ મથકો જાપાને કબજે લઈ લીધાં છે. ઘોર અંધકારમાં આશાની રેખા એક જ છે અને તે ગઈકાલના સમાચારો પ્રમાણે અમેરિકાની મદદ હવે આવી પહોંચી છે તે. સિંગાપોરમાં વખતસર મદદ પહોંચી શકી હોત તો દૂરપૂર્વનો અંધકાર આટલો ગાઢો ન બનત. આજે વડાપ્રધાન ચર્ચિલે સિંગાપોરના પરાજયને દૂર-પરિણામી કહ્યો છે. કોઈ પણ સમજદાર માણસ એમ કહી શકે કે ભલે ભ્રમ હાલતમાં પણ જાપાનના હાથમાં તેલ, રબર અને ટીનના જે વિરાટ ભંડારો આવી પડ્યા છે અને મહત્ત્વનાં એવાં લગભગ બધાંજ દરિયાઈ અને હવાઈ મથકો ઉપર એને કાબૂ મળ્યો છે તે આ યુદ્ધના આખરી પરિણામ ઉપર મહાન અસર ઉપજાવશે જ.

સિંગાપોર પડતાં હિંદ ઉપર આફતના ઓળા ફરવા લાગ્યા છે. એમ ખાતરીપૂર્વક કહી શકાય કે જાવા-સુમાત્રાનો ફેંસલો નથી થયો અને રંગૂન ઊભું છે ત્યાં સુધી હિંદ વિષે બહુ મોટો ભય નથી, છતાં સિંગાપોરના વિજેતા સામે આ બધા મોરચાઓ ઉપર મિત્ર-રાજ્યો કેટલું ટકી શકશે એ સવાલ તો મૂંઝવે જ છે.

આમ આજની સ્થિતિ અત્યંત ચિંતાજનક છે. આ સ્થિતિ

વડાપ્રધાન ચર્ચિલે છુપાવી નથી–આપણે પણ છુપાવવી ન જોઈએ. આમાંથી ઊગરવાની આશાઓ આજે આટલી છે: જાવા–સુમાત્રામાં હજીયે વિપુલ પ્રમાણમાં મદદ પહોંચે, હિંદનાં પ્રજાકીય બળો અને સરકાર વચ્ચે ખરા અંતરનો સહકાર થાય અને હિંદને આ યુદ્ધ પોતાનું જ લાગે, રશિયા શિયાળા દરમિયાન હિટલર–સેનાને રૂસની ભૂમિ ઉપરથી હઠાવી દે, અને છેલ્લી છતાં સૌથી મોટી આશા અમેરિકાના બળ–ઉત્પાદનની. જો આટલું થાય, અને ન થાય એવું આમાં કશું નથી, તો મિત્રરાજ્યોનો વિજય નિશ્ચિત છે. આજની નિરાશામાં પણ મિત્રરાજ્યો માટે વિજયની આશા રહે છે તેનું કારણ અમેરિકાની અનર્ગળ સામગ્રી અને રશિયાની પ્રચંડ તાકાતનું છે. ફ્રાંસ પડયા પછી લગભગ એક વર્ષ સુધી હિટલર સામે એકલે હાથે બ્રિટન ઝઝૂમ્યું એ ખમીર પણ મહત્ત્વનું કારણ છે. આ રીતે મિત્રરાજ્યો માટે વિજયની સંભાવના વિશેષ છે.

આપણે ઇચ્છીએ કે આ લડાઈને અંતે જગતમાંથી અન્યાય, લૂંટ, ગુલામી અને જુલમોનો નાશ થાય.

હિંદુસ્તાન વિષે તો એક સ્વતંત્ર પુસ્તક લખાઈ રહ્યું છે એટલે એ વિષે અહીં કશું જ લખ્યું નથી.

મુંબઈ
૧૯ : ૨ : '૪૨

મોહનલાલ મહેતા
મુખ્ય સંચાલક

## યોજના

વિશ્વયુદ્ધ પ્રકાશનમાળાનો ઉદ્દેશ એના નામ ઉપરથી જ સ્પષ્ટ થઈ જાય છે. અમે અમારી તમામ માળાઓમાંથી વાર્ષિક લવાજમની પદ્ધતિ રદ કરી છે એટલે આ માળાનાં પુસ્તકો પણ છૂટક કિંમતે જ મળશે.

વિશ્વયુદ્ધની જ્વાળાઓ હિંદને હવે સ્પર્શી રહી છે. આ સ્થિતિમાં પ્રત્યેક શિક્ષિત હિંદી યુદ્ધના પ્રવાહોથી પરિચિત રહે એ આવશ્યક છે. આ માળાનાં પ્રકાશનો સામાન્ય જ્ઞાન ધરાવતા માણસને લક્ષમાં રાખીને જ પસંદ કરવામાં આવે છે. જે સમયે જે પ્રશ્ન વિશેષ મહત્ત્વનો હશે તે વિષે જ પુસ્તક પ્રગટ થશે. આ માટે અમારાં પ્રકાશનો, માસિક અને ગુજરાત-કાઠિયાવાડ અને મુંબઈથી પ્રગટ થતાં સુપ્રતિષ્ઠ વર્તમાનપત્રોમાં અમારી જાહેરાતો જોતાં રહેવું.

# ભારતી સાહિત્ય સંઘ

## મુંબઈ – અમદાવાદ

નીચેની સાહિત્યપ્રવૃત્તિઓથી તમે પરિચિત
છો ખરા? ન હો તો જરા જાણી લેજો :

**અંજલિ ગ્રંથમાળા**
વાર્તાઓ અને નવલકથાઓનાં પુસ્તકો

**આરોગ્ય ગ્રંથાવલિ**
આ વિષયનું શાસ્ત્રીય જ્ઞાન
સરળ રીતે રજૂ કરતાં પુસ્તકો

**વિશ્વસાહિત્યમાળા**
જગતની ઉત્તમોત્તમ સાહિત્યકૃતિઓના અનુવાદો

**વિશ્વયુદ્ધ પ્રકાશનમાળા**
વર્તમાન મહાયુદ્ધને લગતાં અદ્યતન પુસ્તકો

**અરુણ પુસ્તકમાળા**
બાળકો અને કિશોરો માટે
જ્ઞાન અને આનંદ આપતું સાહિત્ય

**જીવન-પ્રવાસ ગ્રંથાવલિ**
પ્રેરક જીવનચરિત્રો ને જ્ઞાન આપતાં પ્રવાસવર્ણનો

• અમારા મુખ્ય એજન્ટો •

**મુંબઈ-પ્રદેશ**
સી. શાન્તિલાલની કં., રોય કંપની સામે, પ્રિન્સેસ સ્ટ્રીટ

**ગુજરાત-પ્રદેશ**
રમણલાલ શાહ, વડોદરા

**કાઠિયાવાડ-પ્રદેશ**
આઝાદ ભંડાર, ગોઘાનો દરવાજો, ભાવનગર

## અનુક્રમ

# બ્રિટન

**મહારાજ્યોની** યુદ્ધશક્તિનું અવલોકન કરતાં આપણે હિંદીઓએ તો સૌથી પ્રથમ બ્રિટનને જ યાદ કરવું જોઈએ ને ! એનાં શસ્ત્રાસ્ત્રોએ જેમ આપણને ગુલામ રાખ્યા છે તેમ જ આપણું — ખરું જોતાં તો એના સામ્રાજ્યનું — રક્ષણ પણ એ કરી રહ્યાં છે.

બીજી રીતે પણ બ્રિટનને જ પહેલું લેવું જોઈએ, કારણ કે જગતમાં સૌથી મોટું સામ્રાજ્ય ધરાવતી પ્રજા એ છે અને આ લડાઈમાં મિત્રરાજ્યોના મધ્યબિંદુનું સ્થાન બ્રિટનનું છે. એ બ્રિટિશ સામ્રાજ્યની વર્તમાન શક્તિનું આપણે અવલોકન કરીએ તે પહેલાં એનો પૂર્વઇતિહાસ અને ભૌગોલિક સ્થિતિનું અવલોકન કરી લઈએ.

વાચકે એ ધ્યાનમાં રાખવાનું છે કે કોઈ પણ મહારાજ્યના બળાબળની ગણતરી કરવા માટે એનાં સર્વ અંગોનું અવલોકન જરૂરી છે. પ્રાચીન ઇતિહાસ, પ્રજાનો સ્વભાવ, ભૂતકાળના જય-પરાજયો, આર્થિક ઉન્નતિ-અવનતિની કથા, ભૌગોલિક સ્થિતિ, યુદ્ધનાં સાધનો અને ઉત્પાદનની તાકાત, કાચા માલનો સંગ્રહ, સૈન્ય-સંખ્યા, વૈજ્ઞાનિક સાધનો ઇત્યાદિ અનેક બાબતો એક સાથે જ જાણવી અને સમજવી જોઈએ. અહીં જે હકીકતો રજૂ થાય છે તે એ દૃષ્ટિએ મૂકેલી છે.

યુરોપના વાયવ્ય ખૂણામાં ગ્રેટબ્રિટન અને આયર્લૅન્ડના બે મોટા ટાપુઓ આવેલા છે. આ સિવાય કેટલાક નાના ટાપુઓ પણ છે. ગ્રેટબ્રિટનના અગ્નિ ખૂણામાં આવેલી ડોવરની સામુદ્રધુની આ ટાપુઓને યુરોપ ખંડની ભૂમિથી છૂટા પાડે છે. સૌથી મોટા ગ્રેટબ્રિટનના ટાપુમાં ત્રણ દેશો છે. ઉત્તરમાં સ્કૉટલૅન્ડ, પશ્ચિમના એક ભાગમાં વેલ્સ અને બાકીના ભાગમાં ઇંગ્લંડ છે. ઈ. સ. ૧૬૦૩માં આ ત્રણેય વિભાગો એક રાજાની સત્તા નીચે આવ્યા હતા. આયર્લૅન્ડ પણ અંગ્રેજ રાજાની સત્તા નીચે આવેલો પાડોશનો જુદો બેટ છે. ઈ. સ. ૧૯૨૦માં એના બે વિભાગ પડ્યા : ૧. ઉત્તર આયર્લૅન્ડ, ૨. આયર ફ્રી સ્ટેટ. ઉત્તર આયર્લૅન્ડનો વિભાગ સંસ્થાની દરજ્જો ધરાવે છે, આયર ફ્રી સ્ટેટ સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવતું સંસ્થાન ગણાય છે.

આ ટાપુઓ ૦° થી ૧૦° પશ્ચિમ રેખાંશ અને ૫૦° થી ૬૦° ઉત્તર અક્ષાંશ વચ્ચે આવેલા છે. તેમનું ક્ષેત્રફળ ૧,૨૧,૦૦૦ ચોરસ માઇલનું છે. તેમનો વિસ્તાર લગભગ મુંબઈ ઇલાકા જેટલો છે. આમાં ઇંગ્લંડ દેશ સૌથી મોટો છે. તેનું ક્ષેત્રફળ લગભગ ૫૧,૦૦૦ ચોરસ માઇલનું છે. ગ્રેટબ્રિટન કદમાં બંગાળ ઇલાકા કરતાં મોટો છે. સ્થળ સાગરકિનારાથી ૧૦૦ માઇલ કરતાં વધારે દૂર નથી. ગ્રેટબ્રિટનનું કદ હિંદુસ્તાનના વીસમા ભાગ જેટલું છે. બ્રિટિશ ટાપુઓમાં સૌથી ઊંચો પર્વત બેનનેવિસ (૪,૪૦૦ ફૂટ) છે. આ પર્વત સ્કૉટલૅન્ડમાં આવેલો છે. સિવાય બીજા નાના પર્વતો પણ છે. નદી ટૂંકી છે પરંતુ વેપાર–ઉદ્યોગ માટે એનો વપરાશ ઘણો છે. આ નદીઓ ઉપર આવેલાં બંદરો સારાં અને વિકાસ પામેલાં છે. બ્રિટિશ બેટોની આબોહવા નરમ અને સમધારણ છે. બહુ ગરમી પણ પડતી નથી, વરસાદ પણ સાધારણ રીતે ઠીક પડે છે. પશ્ચિમમાં વરસાદનું જોર ઠીક રહે છે.

બસો વરસ પહેલાં ગ્રેટબ્રિટનની વસ્તી ૫૦ લાખની હતી. આજે એ પોણા પાંચ કરોડની છે. નીચેના કોઠા ઉપરથી આ સમજાશે :

| દેશ | વિસ્તાર (ચો. મા.) | ૧૮૯૧ | ૧૯૦૧ | ૧૯૧૧ |
|---|---|---|---|---|
| ઇંગ્લંડ | ૫૦૮૭૪ | ૨૭૪૮૩૨૨૮ | ૩૦૮૧૩૦૪૩ | ૩૪૦૪૫૨૯૦ |
| વેલ્સ | ૭૪૬૦ | ૧૫૧૩૨૯૭ | ૧૭૧૪૮૦૦ | ૨૦૨૫૨૦૨ |
| સ્કોટલૅન્ડ | ૩૦૪૦૫ | ૪૦૨૫૬૪૭ | ૪૪૭૨૧૦૩ | ૪૭૬૦૯૦૪ |
| મેન ટાપુ | ૨૨૧ | ૫૫૬૦૮ | ૫૪૭૫૨ | ૫૨૦૧૬ |
| ચેનલ ટાપુઓ | ૭૫ | ૯૨૨૩૪ | ૯૫૬૧૮ | ૯૬૮૯૯ |
| પરદેશોમાં સૈન્ય, ખલાસી | | ૨૨૪૨૧૧ | ૩૬૭૭૩૬ | ૧૪૫૭૨૯ |
| | ૮૯૦૩૫ | ૩૩૪૦૦૨૨૫ | ૩૭૫૧૮૦૫૨ | ૪૧૧૨૬૦૪૦ |

| દેશ | ૧૯૨૧ | ૧૯૩૦ | ૧૯૩૨ | ૧૯૩૩ | ૧૯૩૪ |
|---|---|---|---|---|---|
| ઇંગ્લંડ | ૩૫૬૮૧૦૧૯ | ૩૯૮૦૬૦૦૦ | ૪૦૨૦૧૦૦૦ | ૪૦૩૫૦૦૦૦ | ૪૦૪૬૭૦૦૦ |
| વેલ્સ | ૨૨૦૫૬૮૦ | | | | |
| સ્કોટલૅન્ડ | ૪૮૮૨૪૯૭ | ૪૮૪૩૦૦૦ | ૪૮૮૩૦૦૦ | ૪૯૧૬૦૦૦ | ૪૯૩૬૦૦૦ |
| મેન ટાપુ | ૬૦૨૮૪ | | | | |
| ચેનલ ટાપુઓ | ૯૦૨૩૦ | | | | |
| પરદેશોમાં સૈન્ય, ખલાસી | ૨૫૬૮૧૧ | | | | |
| | ૪૨૭૭૬૫૨૧ | ૪૪૬૪૯૦૦૦ | ૪૫૦૮૪૦૦૦ | ૪૫૨૬૬૦૦૦ | ૪૫૪૦૩૦૦૦ |

પાટનગર લંડનનું ક્ષેત્રફળ ૬૭૫ એકર છે. એની વસ્તી સને ૧૯૩૧માં ૮૨ લાખની હતી, અત્યારે ૯૦ લાખની છે. સને ૧૯૩૧માં ગ્રેટબ્રિટનમાં પુરુષોની સંખ્યા ૨૧૫ લાખની હતી અને સ્ત્રીઓની સંખ્યા ૨૩૪ લાખની હતી. ગ્રેટબ્રિટનમાં મોટાં શહેરો વિશેષ છે. ગામડાંઓ કરતાં શહેરોમાં ઔદ્યોગિક વસ્તી વિશેષ છે.

ગ્રેટબ્રિટનની વસ્તી મુખ્યત્વે પ્રોટેસ્ટન્ટ ખ્રિસ્તી ધર્મ પાળે છે. રાજા આ ધર્મનો મુખ્ય વ્યવસ્થાપક છે. રોમન કેથલિકની સંખ્યા ૩૦ લાખની છે.

ઉચ્ચ શિક્ષણ માટેની મુખ્ય સંસ્થાઓ ઇંગ્લંડમાં બે છે: ૧. ઑક્સફર્ડ યુનિવર્સિટી (૨૨ કૉલેજો, ૩ ખાનગી હૉલો), ૨ કેમ્બ્રિજ યુનિવર્સિટી (૧૭ કૉલેજો, ૧ હૉલ). આ સિવાય લંડન, બ્રિસ્ટલ, વિક્ટોરિયા, શૅફિલ્ડ, ડરહામ વગેરેમાં થઈને કુલ ૧૧ યુનિવર્સિટીઓ છે. આ બધામાં કુલ ૪૨૦૬ પ્રાધ્યાપકો અને ૪૦૦૦૦ વિદ્યાર્થીઓ છે. સ્કૉટલૅન્ડમાં ચાર યુનિવર્સિટીઓ છે અને તેમાં ૧૦૦૦ પ્રાધ્યાપકો અને ૧૧૦૦૦ વિદ્યાર્થીઓ છે. વેલ્સની યુનિવર્સિટીમાં ૪૦૭ પ્રાધ્યાપકો અને ૩૫૮૮ વિદ્યાર્થીઓ છે. આ બધી યુનિવર્સિટીમાં સહશિક્ષણની પદ્ધતિ અમલમાં હોઈ સ્ત્રીઓ અને પુરુષો સાથે જ શિક્ષણ લે છે. માધ્યમિક શિક્ષણસંસ્થાઓ ૩૪૦૦ છે. આમાં ૨૪૦૦૦ શિક્ષકો અને ૫ાા લાખ વિદ્યાર્થીઓ છે. પ્રાથમિક શિક્ષણ માટેની શાળાઓ ૨૦૮૪૨ છે. આમાં વિદ્યાર્થીઓ ૫૧ લાખ અને શિક્ષકો લગભગ ૧ાાા લાખ છે. આંધળા, બહેરા, મૂંગા વગેરે માટેની ખાસ શાળાઓ ૬૧૯ છે, આમાં ગરીબ વિદ્યાર્થીને ખાવાનું મફત મળે છે. વિદ્યાર્થીઓની શારીરિક તપાસ ફરજિયાત કરાવાય છે.

આખા ગ્રેટબ્રિટનની પ્રજા માટે ફરજિયાત પ્રજાકીય બેકાર વીમા-યોજના ઈ. સ. ૧૯૨૪ થી ચાલુ કરવામાં આવી છે. દસથી પંદર

લાખ બેકારોને નિભાવવાનું આ યોજનામાં છે. આ યોજના પ્રમાણે બેકારોને અમુક રકમ સમય સમય પર મળે છે ને એ રીતે કુલ પાા કરોડ પાઉંડ દર વરસે ખરચાય છે. તે સિવાય પ્રજાકીય સ્વાસ્થ્ય વીમાની યોજનાનો લાભ ૨ કરોડ માણસો લે છે. એની પાછળ ૩ાા કરોડ પાઉંડ દર વરસે ખરચાય છે. વિધવાઓ, વૃદ્ધો અને અસહાયને નિભાવવા માટેનો પણ સારો એવો ખર્ચ બ્રિટન દર વરસે કરે છે. વિધવાઓ અને અસહાયો પાછળ ૨ા કરોડ પાઉંડનો ખર્ચ કરાય છે. વૃદ્ધોને પેન્શન આપવા પાછળ ૨ કરોડ પાઉંડ જાય છે. યુદ્ધમાં ઘવાયેલા અને અપંગ થયેલાને પેન્શન તરીકે ૪ કરોડ પાઉંડ તેમ જ ગરીબોને મદદ માટે ૪ાા કરોડ પાઉંડ ખરચાય છે.

બ્રિટનનો લેખિત ઇતિહાસ બહુ મોડો શરૂ થાય છે. બ્રિટનના શિલાયુગ(૩૦૦૦–૩૫૦૦ વર્ષ પહેલાં)નાં પથ્થરોનાં જબરજસ્ત ખંડેરો નજરે પડે છે, જે ઉપરથી એમ માની શકાય છે કે જૂના સમયમાં ત્યાં વસ્તી હશે. એના મૂળ વતનીઓ શરીરે કાળા, કદાવર અને ઠીંગણા હતા. આખો દેશ જંગલોથી છવાયેલો હતો. પશુઓ અને માછલીઓનો શિકાર કરી એનો ખોરાક તરીકે ઉપયોગ કરતા. આ પછી સ્પેનમાંથી એક નવી પ્રજાએ પ્રવેશ કર્યો. આ માણસો ઊંચા અને કદાવર શરીરના હતા ને એ આઇબીરિયનના નામે ઓળખાતા. આ પછી મધ્ય યુરોપમાંથી કેલ્ટ પ્રજા આવી ને આ જૂની પ્રજા સાથે મળી ગઈ. એમનાં હથિયારો કાંસાનાં હતાં. તેઓ પણ શરીરે કદાવર અને માંજરી આંખોવાળા હતા. એમના ધર્મગુરુઓ ડ્રુઈડ કહેવાતા. તેઓ સૂર્ય ચંદ્ર અને તારાઓની પૂજા કરતા. આ બધી હકીકત જૂની કબરોના અવશેષોએ સાબિત કરી છે. તેઓ તદ્દન અભણ અને અજ્ઞાન હતા.

ઈ. સ. પૂર્વે ૫૫ની સાલમાં રોમના મહાન વિજેતા જુલિયસ સીઝરે બ્રિટન ઉપર ચડાઈ કરી ને એણે જીત મેળવી, પરંતુ જંગલી

બ્રિટનમાંથી એને કાંઈ ન મળ્યું એથી એ પાછો ફર્યો. ઈ. સ. ૪૩માં રોમન શહેનશાહ ક્લૉડિયસે ફરી બ્રિટન પર ચડાઈ કરી ને તેને જીતી લીધું. ઈ. સ. ૧૧૯માં રોમન સમ્રાટ હેડ્રિયને પીક્ટ લોકોનાં જંગલી આક્રમણોથી બચવા માટે ૭૦ માઇલ લાંબી દીવાલ બાંધી. આ દીવાલ ૧૬ ફૂટ ઊંચી અને ૮ ફૂટ જાડી હતી. આ દીવાલના અવશેષો હજી પણ મોજૂદ છે. સરસ રસ્તાઓ પણ એણે બાંધ્યા. બ્રિટનની પ્રજાને કાયર અને નિર્બળ બનાવવા માટે પ્રજાને એણે નિઃશસ્ત્ર બનાવી મૂકી. કેલ્ટ લોકોને સુધારવાને બહાને એમને હથિયાર બનાવી બ્રિટન ઉપર એણે રાજ્ય કર્યું.

ત્રીજા સૈકામાં રોમન સમ્રાટ કૉન્સ્ટન્ટાઇને ખ્રિસ્તી ધર્મ અંગીકાર કરી બ્રિટનમાં તેનો પ્રચાર કર્યો. બ્રિટન ખ્રિસ્તી થયું પણ એ પછી, એટલે કે ઈ. સ. ૪૧૦માં, સ્વદેશના રક્ષણ માટે રોમનોને બ્રિટન છોડવું પડ્યું. ૩૫૦ વર્ષ સુધી એમની સત્તા બ્રિટન પર રહી.

રોમનોના પ્રતાપે નિઃશસ્ત્ર અને કાયર બનેલી બ્રિટનની પ્રજાએ રોમનોના ગયા પછી પોતાના બચાવ માટે જર્મનીની ઉત્તરે વસતી જ્યુટ (Jutes) પ્રજાના સૈનિકોને બોલાવી મંગાવ્યા, પણ એનું પરિણામ સારું ન આવ્યું. જંગલી પીક્ટ લોકોને હરાવી આ જ્યુટો પોતે જ બ્રિટનનો કબજો લઈ બેઠા. આ પછી સેકસનો, જ્યુટો અને કેલ્ટ લોકો—એમ ત્રણ જાતિઓ એકત્ર થઈ, એની એક નવીન જાતિ બની. આ જાતિ તે ઍંગલ્સ જાતિ ને એ જ અત્યારની અંગ્રેજી પ્રજાના પૂર્વજો. એ લોકોનો મુખ્ય ધંધો ખેતીવાડી અને શિકારનો હતો, ને મૂળે તેઓ માછીમારો તો હતા જ.

ઈ. સ. ૫૯૭માં રાજા એથલબર્ટના આમંત્રણથી પોપ ગ્રેગરીએ ઑગસ્ટીનના નેતૃત્વ નીચે ૪૦ સાધુઓને બ્રિટનમાં ધર્મપ્રચાર અર્થે મૂક્યા. બ્રિટન હવે પાકું ખ્રિસ્તી બની ગયું.

આ પછી બ્રિટન જુદાં જુદાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયું. પરંતુ છેવટે નવમા સૈકામાં વેસેક્સના રાજા એગ્બર્ટના છત્ર નીચે બધાં એકત્ર થયાં.

ડેન્માર્ક, નૉર્વે અને સ્વીડનના ઝનૂની નૌકાધ્યક્ષોએ બ્રિટન ઉપર હલ્લો કર્યો પણ તે વખતના રાજા આલ્ફ્રેડે તેને મારી હઠાવ્યા. આ રાજા પરોપકારી અને મહાન હતો. ઈ. સ. ૯૦૧માં તે મૃત્યુ પામ્યો. રાજા મૃત્યુ પામ્યો એટલે ડેઈન ચાંચિયા ફરી ચડી આવ્યા. તેઓએ ઇંગ્લંડમાં સંસ્થાન સ્થાપ્યું ને વિગ્રહ થતાં તેઓ જીત્યા ને બ્રિટનના માલિક થઈ બેઠા. ડેઈન રાજા કેન્યુટ ઈંગ્લંડનો રાજા બન્યો. ઈ. સ. ૧૦૧૬માં આ બન્યું. કેન્યુટ પ્રગતિપ્રેમી હતો. ડેઈન પ્રજા પણ હવે અંગ્રેજ પ્રજામાં મળી ગઈ હતી. કેન્યુટ પછી અનેક નાના નાના રાજાઓ થયા.

ફ્રાન્સના નોર્મન્ડી પ્રાંતના ડયુક વિલિયમે ઈંગ્લંડ ઉપર આક્રમણ કરી હેસ્ટિંગ્સની લડાઈમાં બ્રિટનોને હરાવ્યા, ને ઈ. સ. ૧૦૬૬ માં વિલિયમ પહેલા તરીકે તે ગાદીએ આવ્યો. નોર્મન અમીરોએ ઈંગ્લંડ પોતા વચ્ચે વહેંચી લીધું. એના પછી વિલિયમ બીજો (૧૦૮૭-૧૧૦૦) રાજા થયો. એ પછી હેન્રી પહેલો (૧૧૦૦-૧૧૩૫) અને સ્ટીવન (૧૧૩૫-૧૧૫૪) રાજા તરીકે આવ્યા.

આ પછી પ્લેન્ટેજીનેટ વંશનો નોર્મન રાજા હેન્રી બીજો રાજગાદી ઉપર (ઈ. સ. ૧૧૫૪-૧૧૮૯) આવ્યો. આ રાજાએ જ્યુરીની પદ્ધતિ શરૂ કરી. જનતાને શુદ્ધ ન્યાય મળે એ માટે એણે ન્યાયાધીશો નીમ્યા ધર્મ અને સમાજ ઉપર સત્તા જમાવવા માટે એણે આર્કબિશપ બૅકેટનું ખૂન કરાવ્યું હતું. હેન્રી બીજા પછી એનો પુત્ર રીચર્ડ (ઈ. સ. ૧૧૮૯ થી ૧૧૯૯) ગાદીએ આવ્યો. એ ખૂબ બહાદુર હતો. ખ્રિસ્તીઓનું યાત્રાધામ જેરૂસલામ હાથ કરવા માટે એણે બીજા ખ્રિસ્તી રાજાઓ સાથે મળીને તુર્કી ઉપર ચડાઈ

કરી, પરંતુ અંદરઅંદરના કુસંપને લીધે એમાં એને નિષ્ફળતા મળી. એના પછી જ્હૉન (ઈ. સ. ૧૧૯૯-૧૨૧૭) ગાદીએ આવ્યો. આ રાજા સાવ નાલાયક હતો. ફ્રાન્સ સામેના વિગ્રહમાં એનો પરાજય થયો ને નોર્મન્ડી, મેઈન, અંજુ, એક્વિટેર્નિ વગેરે ફ્રાન્સના પ્રદેશો ગુમાવ્યા. પોપ સાથે તકરાર કરીને છેવટે શરણે જવું પડ્યું. અમીરો સાથે તકરાર કરી એમને હકપત્ર (Magna Carta) આપવાની એને ફરજ પડી. આથી પ્રજાજનોને કીમતી હકો મળ્યા. રાજાની સત્તા ઘટી. આ પછી હેન્રી ત્રીજો (૧૨૧૬-૧૨૭૨) ગાદીએ આવ્યો. અમીરો સામેની તકરારને કારણે એના વખતમાં પહેલી પાર્લમેંટ સ્થપાઈ. પછી આવ્યો એડવર્ડ પહેલો (૧૨૭૨-૧૩૦૭). આ રાજા બળવાન હતો. એણે વેલ્સ જીત્યું. સ્કૉટલૅન્ડમાં બંડ જાગ્યું હતું તે તેણે શમાવ્યું. પણ છેવટે રૉબર્ટ બ્રુસે સ્કૉટલૅન્ડને સ્વાતંત્ર્ય આપવાની તેને ફરજ પાડી. એડવર્ડ બીજો (૧૩૦૭-૧૩૨૭) નબળો રાજા હતો. એડવર્ડ ત્રીજો (૧૩૨૭-૧૩૭૭) બળવાન રાજા હતો. એણે ફ્રાન્સ સાથે યુદ્ધો કરી અગત્યના વિજયો મેળવ્યા. સને ૧૩૬૦માં ફ્રાન્સ સાથે સંધિ થઈ. એડવર્ડને વિશાળ પ્રદેશ મળ્યો. પરંતુ ફરી લડાઈ જાગી. આ લડાઈ ૧૦૦ વરસની લડાઈ તરીકે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. એના પછી રીચર્ડ બીજો (૧૩૭૭-૧૩૯૯) ગાદીએ આવ્યો. આ રાજા નબળો હતો. લેન્કેસ્ટરનો ડ્યુક એને હરાવી હેન્રી ચોથા તરીકે (૧૯૩૯માં) ગાદીએ આવ્યો. પછી હેન્રી પાંચમો (૧૪૧૩) ગાદીએ આવ્યો. એણે ફ્રાન્સ ઉપર ચડાઈ કરી જીત મેળવી. ફ્રાન્સ તદ્દન હારી ગયું હતું પરંતુ ફ્રાન્સની જ્હૉન ઑફ આર્ક નામની એક ખેડુત-કન્યાએ બ્રિટિશ સૈન્યોને હરાવી તેને સ્વતંત્ર બનાવ્યું. આ જ્હૉન ઑફ આર્ક બ્રિટનોને હાથે પકડાતાં એમણે એને જીવતી બાળી મૂકી હતી.

સો વર્ષ સુધી ચાલેલા ફ્રાન્સ સાથેના વિગ્રહનો અંત આવ્યો હતો. આ વખતે હેન્રી છઠ્ઠો ગાદી ઉપર હતો. લૅંકેસ્ટર વંશનો એ છેલ્લો રાજા.

આ પછી આવે છે યૉર્ક વંશ. આ યૉર્ક વંશનો યૉર્કનો ડ્યુક હેન્રી છઠ્ઠાનો પરાજય કરી એડવર્ડ ચોથા તરીકે ઇંગ્લંડની ગાદી ઉપર બેઠો (ઈ. સ. ૧૪૬૧). એ પછી એનો ભાઈ રીચર્ડ ત્રીજો (૧૪૮૩) ગાદીએ આવ્યો. એણે પોતાના બે ભત્રીજાઓને દગાથી મારી નખાવ્યા હતા. આથી અમીરોએ બળવો ઉઠાવ્યો ને બૉઝવર્થના મેદાનમાં હેન્રી ટ્યુડરે (૧૪૮૫) એને હરાવ્યો. પંદરમા સૈકામાં જ્હોન વિક્લિફે બાઈબલનો અંગ્રેજીમાં તરજુમો કર્યો ને પછી જર્મનીના લ્યુથરે પ્રોટેસ્ટંટ ખ્રિસ્તી મતનો પ્રચાર કર્યો, આ પ્રચાર ઇંગ્લંડમાં પણ થયો.

ઇંગ્લંડમાં પહેલી મુદ્રણકળા કેક્સ્ટને દાખલ કરી. હૉલેન્ડમાંથી મુદ્રણકળા જર્મનીમાં આવી ને ત્યાંથી (ઈ. સ. ૧૪૭૭) કેક્સ્ટનના પ્રયત્નથી એ ઇંગ્લંડમાં દાખલ થઈ ને ત્યારથી પુસ્તકો દ્વારા ચળવળ શરૂ થઈ.

હેન્રી સાતમો (૧૪૮૫-૧૫૦૯) રાજગાદીએ આવ્યો. એના પછી હેન્રી આઠમો (૧૫૦૯ - ૧૫૪૭) ગાદીએ આવ્યો. આ રાજાએ એક પછી એક એમ અનેક રાણીઓ સાથે લગ્ન કર્યાં હતાં. ઈ. સ. ૧૫૧૨માં એણે ફ્રાન્સ સાથે યુદ્ધ કર્યું પરંતુ કાંઈ લાભ મળ્યો નહિ. ફરી ફ્રાન્સ સામે વિગ્રહ કરી તેનો પરાજય કર્યો. સ્કૉટલૅન્ડના રાજા સામે પણ એણે યુદ્ધ કર્યું અને એને હરાવ્યો. રાણીઓને છૂટાછેડા આપવાની બાબતમાં પોપ સાથે એને અણબનાવ થયો, આથી એ પ્રોટેસ્ટંટ મત તરફ વળ્યો. એના પછી એડવર્ડ છઠ્ઠો (૧૫૪૭-૫૩) ગાદીએ આવ્યો. એ પછી એની બહેન મેરી (૧૫૫૭-૫૮) ગાદીએ આવી. આ મેરીએ કૅથલિક ધર્મનો ઇંગ્લંડમાં પુનરુદ્ધાર કર્યો. મેરી પછી ઇગ્લંડની મહાન રાણી એલિઝાબેથ (૧૫૫૮-૧૬૦૩) ગાદીએ આવી. આ રાણીએ પ્રોટેસ્ટંટ ધર્મને ફરી અપનાવ્યો. આ રાણીના સમયમાં ઇંગ્લંડનું નૌકાદળ ખૂબ જ

વિકાસ પામ્યું. આ નૌકાદળે ઈ. સ. ૧૫૮૮માં સ્પેનિશ સાગર-કાફલાનો નાશ કરી ભારે મહત્તા મેળવી. આ મહત્તા આજ સુધી જળવાઈ રહી છે. ઈ. સ. ૧૫૮૪માં બ્રિટનના પહેલા સંસ્થાન વર્જિનિયા(અમેરિકા)નો સ્થાપના થઈ. ઈ. સ. ૧૬૦૦માં પ્રખ્યાત ઈસ્ટ ઇંડિયા કંપની સ્થપાઈ. બ્રિટનનો એ સુવર્ણયુગ હતો. રેલે, ગિલ્બર્ટ વગેરે સંસ્થાન-સ્થાપકો, હૉકિન્ઝ અને ડ્રેક જેવા નાવિકો, સીડની જેવા જનરલો; સેક્સપિયર, સ્પેન્સર, બૅકન જેવા સાહિત્યકારો વગેરેએ એ સમયે રાણીના ઉત્તેજનથી ઇંગ્લંડને ખૂબ જ મહત્ત્વ અપાવ્યું હતું. વેપાર-ઉદ્યોગો પણ વધ્યા હતા.

હેન્રી આઠમાનો દૌહિત્ર સ્કૉટલૅન્ડનો જેમ્સ રાજા (૧૬૦૩-૧૬૨૫) ગાદીએ બેઠો. આ નબળો રાજા હતો. એના પછી ચાર્લ્સ પહેલો (૧૬૨૫-૧૬૪૯) ગાદીએ આવ્યો. આ રાજાને પ્રજા સામેના વિગ્રહને કારણે ફાંસીએ ચડવું પડ્યું. એના પછી સર્વાધ્યક્ષ ઑલિવર ક્રૉમવેલ (૧૬૪૯-૧૬૬૦) ગાદીએ આવ્યો. એના પછી ફરી સ્ટુઅર્ટ વંશનો ચાર્લ્સ બીજો ગાદીએ આવ્યો. એ પણ નબળો રાજા હતો. એને સ્પેનની રાજકુમારીની સાથે લગ્ન થતાં મુંબઈ મળ્યું હતું. એના પછી જેમ્સ બીજો ગાદીએ આવ્યો. આ રાજાને કૅથલિક ધર્મની પુનઃસ્થાપના અંગે પ્રજા સામે મતભેદ થયો, પરિણામે એને ગાદીભ્રષ્ટ કરી હાંકી કાઢવામાં આવ્યો. આ સમયમાં ફ્રાન્સની સત્તા ખૂબ વિકાસ પામી હતી. આ પછી એની બહેન મેરી અને એનો ડચ પતિ વિલિયમ ત્રીજો (૧૬૮૪-૧૭૦૨) ગાદીએ આવ્યાં. એના પછી એની બહેન એન (૧૭૦૨-૧૭૧૪) ગાદી ઉપર આવી. એનના જનરલ માર્લબરોએ બ્લેનહીમના યુદ્ધમાં ફ્રાન્સને મોટી હાર આપી હતી.

પછી ઇંગ્લંડ માટે કપરો સમય આવ્યો. ૧૬૬૫ની સાલમાં લંડનમાં પ્લેગ ફાટી નીકળ્યો ને લાખો માણસો એનો ભોગ બન્યા. ૧૬૬૬માં લંડનમાં ભયંકર આગ લાગી ને પારાવાર નુકસાન થયું.

૧૬૯૩માં પ્રજાકીય કરજની શરૂઆત થઈ. ૧૬૯૪માં બેંક ઑફ ઇંગ્લંડ સ્થપાઈ.

રાણી એન નિઃસંતાન મૃત્યુ પામતાં રાજા જેમ્સ પહેલાની પૌત્રી સોફીનો પુત્ર જ્યોર્જ, જે હેનોવર(જર્મની)નો ઠાકોર હતો તેનો રાજ્યાભિષેક થયો (૧૭૧૪-૧૭૨૭). સ્ટુઅર્ટના વંશજોએ આથી બળવો કર્યો પરંતુ તે દાબી દેવામાં આવ્યો. આ રાજાના સમયથી બ્રિટનમાં જાહેર જીવનની શરૂઆત થઈ. સ્પેન સાથેના યુદ્ધમાં ઇંગ્લંડને પહેલાં તો પરાજય મળ્યો, પરંતુ પછી વિજય પ્રાપ્ત થયો.

જ્યોર્જ બીજો ઈ. સ. ૧૭૨૭માં રાજગાદી ઉપર આવ્યો. ઑસ્ટ્રિયાની રાજકુમારી મેરિયા થેરિસાનો પક્ષ લઈને બ્રિટનનાં સૈન્યો જર્મનીના મહાન ફ્રેડરિક અને ફ્રેંચોનાં જર્મન-ફ્રેંચ સૈન્યો સાથે લડયાં. આ યુદ્ધ આઠ વરસ ચાલ્યું. ઈ. સ. ૧૭૪૮માં સંધિ થઈ. અંગ્રેજો અને ફ્રેંચો વચ્ચે અમેરિકા અને હિંદમાં વિગ્રહો થયા. ઈ. સ. ૧૭૫૯માં અંગ્રેજોએ કેનેડા જીતી લીધું. હિંદમાં કલાઈવે મોટી ફતેહ મેળવી. ફ્રેંચો સાથે ઈ. સ. ૧૭૬૩માં સંધિ થઈ. આમ વિગ્રહનો અંત આવ્યો.

આ પછી જ્યોર્જ ત્રીજો (૧૭૬૦-૧૮૨૦) ગાદીએ આવ્યો. આ રાજાના સમયમાં બ્રિટિશ સામ્રાજ્ય ખૂબ ફેલાવો પામ્યું. અમેરિકામાં બ્રિટિશ પ્રજાજનો સંસ્થાન સ્થાપી રહ્યા હતા, પરંતુ ઈ. સ. ૧૭૭૫માં ઇંગ્લંડને આ સંસ્થાન સાથે વાંધો પડવાથી યુદ્ધ થયું અને એ યુદ્ધમાં બ્રિટન હાર્યું (૧૭૮૩). વર્સેલ્સની સંધિ થઈ ને અમેરિકા સંપૂર્ણ સ્વતંત્ર બન્યું. ઈ. સ. ૧૭૮૯માં ફ્રાન્સના રાજા લૂઈ સોળમાને ફાંસી આપી ત્યાંની પ્રજાએ અમીરો અને રાજાની સત્તાનો વિનાશ કર્યો ને પ્રજાતંત્ર સ્થાપ્યું.

ઈ. સ. ૧૭૯૫માં ફ્રાન્સમાં નેપોલિયન સત્તા ઉપર આવ્યો. ઈ. સ. ૧૭૯૯માં એ સરમુખત્યાર બન્યો. આખા યુરોપને એણે

જીતી લીધું, પરંતુ પોતાના સાગરબળથી બ્રિટને એને ફાવવા દીધો નહિ. ઈ. સ. ૧૮૧૫માં નેપોલિયન બ્રિટિશરોના હાથે પકડાયો અને એને સેંટ હેલિના મોકલી આપ્યો. અહીં તેનું અવસાન થયું. ઈ. સ. ૧૮૩૩માં બ્રિટિશ પ્રજાએ ગુલામીનો અંત આણ્યો. એ જ સાલમાં કારખાનાંનો કાયદો પસાર થયો તેમ જ કેળવણીને મદદ આપવાની શરૂઆત થઈ. આ જ વખતે આયર્લૅન્ડે સ્વાતંત્ર્ય મેળવવાની લડત જગાડી, જે લાંબો સમય ચાલી.

જ્યોર્જ ચોથા પછી વિલિયમ ચોથો ને વિલિયમ ચોથા પછી રાણી વિક્ટોરિયા, તેના પછી એડવર્ડ આઠમો એમ સમ્રાટો આવ્યા; પરંતુ હવે તેમની પાસે ખાસ કોઈ સત્તા રહી નહોતી, ખરી સત્તા તો પાર્લમેંટના હાથમાં હતી. ઈ. સ. ૧૮૪૦માં કેનેડાને સ્વરાજ આપવામાં આવ્યું. ઈ. સ. ૧૮૮૫માં ઑસ્ટ્રેલિયાને સ્વરાજ આપ્યું. ઈ. સ. ૧૮૬૦માં ક્રીમિયાનો વિગ્રહ થયો. રશિયા સાથે બ્રિટન-ફ્રેંચ લડ્યાં. ઈ. સ. ૧૯૦૦માં બોઅરોને હરાવીને ટ્રાન્સવાલ લીધું. એ જ વરસમાં ઑસ્ટ્રેલિયામાં પ્રજાસત્તાક સંસ્થાનિક રાજ્ય સ્થપાયું. ૧૮૫૭માં હિંદમાં મોટો બળવો જાગ્યો, પણ તે બેસાડી દેવામાં આવ્યો. ઈ. સ. ૧૯૧૦માં ઇજિપ્તને જવાબદાર રાજતંત્ર મળ્યું અને એજ સાલમાં દક્ષિણ આફ્રિકાને સ્થાનિક તંત્ર મળ્યું.

૨

મહાન સિકંદરે ઈ. સ. પૂર્વે ત્રણસો વર્ષ પહેલાં જમીન-માર્ગે હિંદ સુધી વિજય મેળવ્યા હતા. જમીન-માર્ગે ગ્રીકો પૂર્વના દેશો સાથે સંબંધ રાખતા હતા પરંતુ યુરોપના બીજા ભાગો કોઈ પણ જાતના સંબંધો ધરાવતા નહોતા. માત્ર આરબ સોદાગરો જમીનમાર્ગે પૂર્વના દેશોની ઉત્તમ કારીગરીવાળી ચીજો લાવીને યુરોપિયનોનાં મનમાં પ્રશંસા ઉપજાવતા હતા. પૂર્વના દેશોમાં હિંદ ભભકા, દોલત, કારીગરી

વગેરે માટે યુરોપમાં પ્રખ્યાત હતું, પરંતુ કોઈ ત્યાં જતું નહોતું કારણ કે હિંદ આવવાનો માર્ગ યુરોપિયનો એ વખતે જાણુતા નહોતા. ઈ. સ. ૧૨૫૪માં માર્કોપોલો નામનો પ્રવાસી ૨૦ વર્ષ સુધી પ્રવાસ કરી એશિયાનાં ઘણાં શહેરો જોઈ વળ્યો, પરંતુ તે હિંદ પહોંચ્યો નહોતો. યુરોપની પ્રજાઓ જગત સંબંધે કાંઈ જાણુતી નહોતી. છેક પંદરમી સદીમાં પોર્ટુગલની ગાદીએ હેન્રી આવ્યો. એ શોધખોળનો ભારે શોખીન હતો. એણે આફ્રિકાના પશ્ચિમ કિનારે–ઠેઠ ગીની સુધી–પોર્ટુગીઝ વહાણુવટીઓ મોકલ્યા હતા.

ઈ. સ. ૧૪૮૭માં પોર્ટુગીઝ બાર્થાલોમ્યુ ડાયઝ આફ્રિકાના દક્ષિણ છેડા–કેપ ઑફ ગુડ હોપ–સુધી પહોંચ્યો. ઈ. સ. ૧૪૯૨માં ક્રિસ્ટોફર કોલંબસે સ્પેનના રાજાની વતી અમેરિકાની શોધ કરી. ઈ. સ. ૧૪૯૭માં પોર્ટુગીઝ વાસ્કો–ડી–ગામા ચાર વહાણો અને ૧૬૦ નાવિકોને પોતાની સાથે લઈ હિંદના દરિયાઈ માર્ગની શોધ માટે નીકળી પડયો ને એક હિંદી ખલાસીની મદદથી ૧૪૯૮ના મેની ૨૦મી તારીખે તે પહેલવહેલો હિંદના કાલિકટ બંદરે આવ્યો. હિંદમાં આવનાર સૌથી પહેલો યુરોપિયન એ હતો. એણે હિંદમાં સંસ્થાન સ્થાપ્યું. મલબારના કાલિકટ–કોચીન વગેરે પ્રદેશોમાં એણે વસાહત સ્થાપી. રાજાના વાઈસરૅાય તરીકે ત્રણ વાર એ હિંદ આવ્યો. ઈ. સ. ૧૫૨૪માં તે કોચીનમાં મરણ પામ્યો.

પોર્ટુગીઝોએ દક્ષિણ આફ્રિકા અને હિંદ શોધી કાઢયાં. સ્પેનિયાર્ડોએ અમેરિકા શોધી કાઢયું. આ સફળતાથી પ્રેરાઈ બીજા ઘણા સ્પેનિશ અને પોર્ટુગીઝ નાવિકોએ આટલાંટિક મહાસાગરમાં નાનાં નાનાં વહાણો લઈ ઘૂમવા માંડયું. પરિણામે ઈ. સ. ૧૫૦૦માં તેમને બ્રાઝિલનો દેશ મળ્યો. બીજે વરસે કૅાર્ટેસે ઉત્તર અમેરિકાના પૂર્વકિનારાની સફર શરૂ કરી. ઈ. સ. ૧૫૨૦માં મેગેલન અને તેના સાથીઓ લગભગ જગતની પ્રદક્ષિણા કરી પેસિફિક મહાસાગર

ઓળંગી બોર્નિયો અને ફિલિપાઈન શોધી હિંદી મહાસાગરમાં પહોંચ્યા, ને પછી પશ્ચિમ આફ્રિકાને કિનારે કિનારે સફર કરતા કરતા ત્રણ વરસે તે પોર્ટુગાલ પહોંચ્યા. પોર્ટુગીઝોએ બ્રાઝિલ, ગોવા, મલાકા વગેરેની શોધ કરી. આ નવા દેશો સાથે એમણે વેપારી સંબંધ બાંધી સંસ્થાનો સ્થાપ્યાં. ઈ. સ. ૧૫૦૯માં સ્પેનિયાર્ડોએ ફ્લોરિડા શોધી કાઢ્યું. ઈ. સ. ૧૫૧૩માં પેસિફિક મહાસાગરનું પ્રથમ દર્શન યુરોપિયનોને થયું. થોડાં વરસો પછી મુઠ્ઠીભર સ્પેનિશોએ મેક્સિકો જીતી લીધું. ઈ. સ. ૧૫૩૩માં પેરૂ પણ તેઓએ જીત્યું. આ રીતે સ્પેન અને પોર્ટુગલે સામ્રાજ્યો સ્થાપી વિપુલ સંપત્તિ મેળવવા માંડી. પોપે આ બન્ને દેશના વાંધાઓ પતાવી સામ્રાજ્યોની હદ નક્કી કરી આપી. યુરોપિયનોએ આ રીતે જે કાંઈ મેળવ્યું તે જળમાર્ગે જ મેળવ્યું, જમીનમાર્ગે તો ઝનૂની તુર્કો એમને આગળ વધવા દેતા જ નહોતા.

બ્રિટનના રાજા હેન્રી સાતમાએ વહાણવટાને ખૂબ જ ઉત્તેજન આપ્યું. આ ઉત્તેજનથી પ્રેરાઈ જ્હોન કેબોટ ૧૮ માણસોના કાફલા સાથે બ્રિસ્ટલ બંદરેથી નીકળ્યો. ઈ. સ ૧૪૯૨માં એણે ન્યુ ફાઉન્ડલેન્ડ શોધી કાઢ્યો. બીજી સફરમાં તે નિષ્ફળ ગયો. ઈ. સ. ૧૫૫૩માં ચેન્સેલર નામે નાવિક નિષ્ફળ પર્યટન કરી પાછો આવ્યો. ઈ. સ. ૧૫૭૬માં ફ્રોબીશર હિંદ શોધવા નીકળ્યો પણ સફળ થયો નહિ. આ સમયે અંગ્રેજ વહાણવટીઓ સ્પેનિશ લોકોની સાથે સાગરયુદ્ધમાં ઊતર્યા ને અમેરિકાથી સોનું-રૂપું ભરી લાવતાં સ્પેનિશ વહાણોને એઓએ લૂંટવાનું શરૂ કરી દીધું. આથી સ્પેનના રાજાએ મોટો સમુદ્રકાફલો બાંધીને બ્રિટનોના દેશ ઉપર આક્રમણ કર્યું પરંતુ બ્રિટિશ નૌકાધ્યક્ષોએ એમનો પરાજય કરી આખા કાફલાનો નાશ કર્યો. બ્રિટિશ નાવિકો ચાંચિયા બની સ્પેનનાં વહાણોને ભારે તકલીફ આપવા માંડ્યા. હાઉકિન્સ ડ્રેક વગેરે વ્યક્તિઓ આ કામ માટે ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. એમણે સ્પેનનાં અમેરિકન સંસ્થાનો પણ લૂંટવા માંડ્યાં.

સર હમ્ફ્રે ગિલ્બર્ટે ન્યુ ફાઉન્ડલૅન્ડમાં સંસ્થાન સ્થાપવાની શરૂઆત કરી, પણ તેમાં તેને નિષ્ફળતા સાંપડી. રાણી એલિઝાબેથની પરવાનગીથી અને આશ્રય તળે સર વૉલ્ટરની પ્રેરણાથી ઈ. સ. ૧૫૮૪માં વર્જિનિયાનું સંસ્થાન થોડા સમય માટે સ્થપાયું. સર વૉલ્ટર વર્જિનિયામાંથી યુરોપમાં પહેલવહેલો બટાટાં અને તમાકુના છોડ લાવ્યો. રાણી એલિઝાબેથે હવે ખાનગી વેપારી કંપનીઓને મોટું ઉત્તેજન આપ્યું. કેટલીક નવી કંપનીઓ સ્થપાઈ. આમાં ઈસ્ટ ઇંડિયા કંપની એ સૌથી મોટી હતી. આ કંપનીને પૂર્વના કોઈ પણ દેશ સાથે વેપાર કરવાનો રાણીએ ઈજારો આપ્યો હતો.

ઈ. સ. ૧૬૦૭માં જ્હોન સ્મિથે વર્જિનિયામાં ફરી સંસ્થાન સ્થાપી ત્યાં વસાહત કરી. થોડાં વર્ષ પછી એની ઉત્તરે મેરીલૅન્ડ નામે સંસ્થાન બ્રિટનોએ સ્થાપ્યું ઉત્તર કૅરોલિના અને દક્ષિણ કૅરોલિનામાં પણ બ્રિટનો જઈને વસ્યા. આફ્રિકામાં હબસી ગુલામો લાવીને આ આ સંસ્થાનોની ખેતી કરી બ્રિટનો ધન કમાવા લાગ્યા.

જેમ્સ બીજાની ધાર્મિક સહિષ્ણુતાથી ૧૦૦ પ્રોટેસ્ટંટો (પ્યુરિટનો) ફ્લાવર નામના વહાણમાં બેસી ઈંગ્લંડ છોડી અમેરિકા જઈ વસ્યા. અમેરિકામાં તેઓએ મેસેચ્યુસેટ નામનું સંસ્થાન સ્થાપ્યું. એ પછી, ધર્મવિપ્લવના ભયથી, બીજા અનેક યુરોપિયનો અમેરિકા આવી વસ્યા અને નવાં નવાં સંસ્થાનો સ્થાપી રહેવા લાગ્યા. તેઓનો ત્યાં મુખ્ય ધંધો ખેતી હતો અને ખેતી દ્વારા એમને પુષ્કળ લાભ થયો ને આમ ૧૩ સંસ્થાનો વસ્યાં. ફ્રેંચ પ્રજાજનોએ પણ અમેરિકાના કૅનેડા વિસ્તારમાં પુષ્કળ વસાહતો સ્થાપી. બ્રિટિશરો દોઢ લાખ હતા, ફ્રેંચો માત્ર ૬૦ હજાર હતા. બન્ને પ્રજાઓ વચ્ચે ખૂબ ઘર્ષણ થતું હતું—યુદ્ધો પણ થતાં હતાં. આમાં પ્રથમ તો ફ્રેંચોને વિજય મળ્યો હતો. બંને પ્રજાને માતૃભૂમિ તરફથી મદદ મળતી હતી.

ઈ. સ. ૧૬૦૦માં રાણી એલિઝાબેથે ઇસ્ટ ઈંડિયા કંપનીને

વેપારની મોનોપોલી પૂર્વના દેશો માટે આપી. ડચોએ બે વરસ પછી પોતાની કંપની ત્યાં સ્થાપી. બંને વચ્ચે ભારે હરીફાઈ ચાલી. આમ તો હિંદ સાથે વેપાર ચલાવવા માટે યુરોપનાં બધાં રાજ્યો વચ્ચે ખેંચતાણ ચાલતી જ હતી કારણ કે હિંદ સાથેના વેપારમાં તેમને ખૂબ જ લાભ હતો, પરંતુ ડચ અને બ્રિટિશ વચ્ચે એ ખેંચતાણ તીવ્રતમ બની હતી (ઈ. સ. ૧૬૨૩). ડચ ઈસ્ટ ઈંડિઝના એમ્બોયના બંદર ઉપર ડચોનો અધિકાર હતો. અહીં ડચ ગવર્નરે બ્રિટિશ વેપારીઓને પકડી ઘાતકી રીતે મારી નાખ્યા. આ સદીના મધ્યમાં ડચ લોકોએ પોર્ટુગીઝોનો પરાજય કરી તેમને મોરિસિયસ, સિલોન અને મલાકામાંથી હાંકી કાઢ્યા. એમણે ન્યૂયૉર્ક વસાવ્યું.

આમ થવાથી ડચો અને બ્રિટનો વચ્ચે યુદ્ધ ફાટી નીકળ્યું. પહેલું યુદ્ધ ઈ. સ ૧૬૫૨થી ૧૬૫૪ સુધી ચાલ્યું. બીજું યુદ્ધ ૧૬૬૫થી ૧૬૬૭ સુધી ચાલ્યું અને ત્રીજું યુદ્ધ ૧૬૭૨થી ૧૬૭૪ સુધી ચાલ્યું. આમ ત્રણ સાગરયુદ્ધો થયાં. પહેલાં બ્રિટિશ સાગર–કાફલો હાર્યો પરંતુ પાછળથી બ્રિટિશોએ સાગર પર વિજય મેળવ્યો અને ડચોને સંસ્થાનોમાંથી અને હિંદમાંથી હાંકી કાઢ્યા. આ પછી બ્રિટિશોએ મજબૂત વેપારી થાણાં સ્થાપ્યાં. સોળમી સદી પછી બ્રિટિશોને એના સાગરબળે મહાન વિજયો અપાવ્યા છે. ઈ. સ. ૧૬૦૦માં ઈંગ્લંડની બહાર એમની પાસે એક ઈંચ પણ જમીન નહોતી. ઈ. સ. ૧૭૦૦માં તેઓએ અમેરિકા અને હિંદમાં મજબૂત સંસ્થાનો સ્થાપ્યાં અને મોટો વેપાર ચલાવવા લાગ્યા.

ઈ. સ. ૧૭૦૦માં પોર્ટુગીઝો તદ્દન પાછળ પડી ગયા. સ્પેનિશોનું હજી મોટું સામ્રાજ્ય હતું પરંતુ બ્રિટનોએ અમેરિકાનો બેટ લઈ પ્રથમ નંબર મેળવ્યો હતો. ફ્રાન્સે અમેરિકામાં મોટું સામ્રાજ્ય મેળવ્યું હતું. બ્રિટનોએ અમેરિકા, હિંદ અને દૂર–પૂર્વમાં ઘણાં સંસ્થાનો મેળવ્યાં હતાં. બ્રિટનોએ સાગરયુદ્ધમાં જેમ હોલાન્ડને

હરાવ્યું તેમ ફ્રેંચોનો પણ પરાજય કર્યો. આગ્રહ, દૃઢ નિશ્ચય અને ધ્યેયલક્ષી માનસ એ અંગ્રેજોના મુખ્ય ગુણો છે. આ ગુણોએ જ એને સર્વત્ર વિજયશાળી બનાવ્યા છે.

ઈ. સ. ૧૭૦૨માં અંગ્રેજ જનરલ માર્લબરોએ જમીનયુદ્ધમાં ફ્રાંસને શિકસ્ત આપી. ઈ. સ. ૧૭૦૪માં જિબ્રાલ્ટર જીતી ભૂમધ્ય સમુદ્ર ઉપર કબજો મેળવ્યો. આ રીતે ફ્રેંચોને પાછળ રાખી મોટું સામ્રાજ્ય એમણે મેળવી લીધું. ઈ. સ. ૧૭૫૬માં ફ્રાન્સ સાથે બીજું યુદ્ધ થયું ને ફ્રાન્સના કેનેડાના પ્રાંતને જનરલ વુલ્ફે (ઈ. સ. ૧૭૫૯) જીતી લીધો. આમ અમેરિકામાંની ફ્રાન્સની સત્તાનો અંત આવ્યો.

યુરોપ અને અમેરિકામાં વિજય મેળવ્યા પછી હિંદમાંના ફ્રેંચ સૈન્યનો પણ પરાજય કર્યો. ફ્રેંચોએ હિંદી સૈનિકોને લશ્કરી કવાયત શીખવી દળો ઊભાં કર્યાં, અંગ્રેજોએ પણ તેમ કર્યું.

માત્ર વેપાર માટે જ યુરોપિયનોએ હિંદમાં પડાવ નાખ્યો હતો. આ વેપારની મુખ્ય વસ્તુ કરિયાણું, ખાંડ અને કારીગરીની ચીજો હતી. આ બધી ચીજોને યુરોપ મોકલતા અને તેમાંથી પુષ્કળ નફો ખાતા. આ વેપારમાં મોગલ બાદશાહ ફરૂખશિયરની જિંદગી ડૉ. હેમિલ્ટને બચાવી એથી ભારે સરળતા થઈ. એથી એને આખા બંગાળ ઈલાકામાં વગર જકાતે વેપાર કરવાના કીમતી હકો મળ્યા. આ હકો પ્રાપ્ત થતાં બંગાળમાં અનેક કોઠીઓ સ્થપાઈ. તેઓએ કાપડનાં કારખાનાં શરૂ કર્યાં ને એમાં હિંદી કારીગરોને હાથે કાપડ તૈયાર કરાવી વિલાયત મોકલવા માંડ્યું. આ કાપડની વિલાયતમાં ભારે કદર થઈ. પોતાની કોઠીઓના રક્ષણ માટે અંગ્રેજોએ સૈન્યો પણ રાખ્યાં ને હિંદી કારીગરો ઉપર જુલમ ગુજારી ઓછા વેતને ફરજિયાત કામ લીધું. હિંદમાંનું બધું અનાજ ખરીદ કરી દુકાળ જેવી સ્થિતિ તેઓ ઊભી કરતા. બંગાળી પ્રજા માટે એ ભારે કપરો સમય હતો. અત્યાચારો પણ થતા.

આ પછી અંગ્રેજોએ મદ્રાસમાં પણ સંસ્થાન જમાવ્યું. ઈ. સ. ૧૭૪૬માં ફ્રેંચ જનરલ ડુપ્લે અને ક્લાઈવ વચ્ચે યુદ્ધ થયું. આ યુદ્ધમાં ક્લાઈવને જય મળ્યો. ફ્રેંચ લાગવગ હિંદમાંથી ઘટી ગઈ. મદ્રાસમાં અંગ્રેજોની સત્તા સર્વોપરી બની.

નાના વેપારમાંથી વિકાસ પામતી જતી ઈસ્ટ ઈંડિયા કંપની મદ્રાસ-બંગાળમાં ખૂબ જ વિકાસ પામી. મોગલ બાદશાહો ત્યારે નબળા પડતા જતા હતા. એના સૂબાઓ સ્વતંત્ર થઈ પરસ્પર લડતા હતા. નાના નાના હિંદી રાજાઓ પણ એકબીજાની સામે યુદ્ધો જાહેર કરતા. આ સમય ભારે અંધાધૂંધીનો હતો. ક્લાઈવે એનો લાભ બરાબર લીધો. લાંચો, લાલચો, ફાટફૂટ, સમજાવટ, ધમકી અને છેતરી લડાઈઓ કરી એમણે હિંદમાં બ્રિટિશ સલ્તનતનો પાયો નાખ્યો. બંગાળના નવાબ સિરાજઉદ્દૌલા ઉપર ૧૪૪ અંગ્રેજોને એક નાની કોટડીમાં પૂરી રિબાવવાનો આરોપ (જે પાછળથી જૂઠાણું પુરવાર થયું) મૂકી બંગાળ ઉપર આક્રમણ કર્યું. સિરાજના સેનાપતિ મીર જાફરને ફોડી (ઈ. સ. ૧૭૫૭) પ્લાસીના યુદ્ધમાં એણે વિજય મેળવ્યો. હિંદમાં અંગ્રેજોનો પાયો દઢ કરનારું આ યુદ્ધ હતું. ઈ. સ. ૧૮૬૦માં સર આયર કુટે વાન્ડીવાસના યુદ્ધમાં ફ્રેંચોને હરાવી હિંદમાં એમની લાગવગ સદંતર ભૂંસી નાખી.

ઈ. સ. ૧૭૦૦માં ડેમ્પિયર નામે અંગ્રેજ ચાંચિયાએ ઑસ્ટ્રેલિયા શોધ્યું. ફ્રાન્સ પાસેથી કૅનેડા લીધું. વેસ્ટ ઇન્ડિઝ પાસેથી ફ્લૉરિડા લીધું. ઉત્તર અમેરિકામાં પણ મોટું સંસ્થાન સ્થાપ્યું. વેસ્ટ ઈન્ડિઝના ચાર મોટા ટાપુઓ લીધા. જિબ્રાલ્ટર લઈ ભૂમધ્ય સમુદ્રમાં લાગવગ વધારી. આફ્રિકામાં સેનીગાલ લઈ પગપેસારો કર્યો. સૌથી પહેલા આવનાર પોર્ટુગીઝોને ડચોએ હાંકી કાઢ્યા, ડચો અને ફ્રેંચોને બ્રિટનોએ હાંકી કાઢ્યા–આમ સાગરમાં મોટું બળ ધરાવનાર બ્રિટનો વિજય પામતા જ ગયા અને પથારો કરતા ગયા.

હિંદમાં વૉરન હેસ્ટિંગ્સે પણ હિંદી રાજાઓમાં અંદર અંદર કુસંપ કરાવી જીતી લેવાની રાજનીતિ અખત્યાર કરી. ક્લાઇવે નાખેલ પાયા ઉપર એણે ઇમારત માટેની મજબૂત દીવાલો ઊભી કરી દીધી. ટીપુ સુલતાનને હરાવીને અંગ્રેજોએ દક્ષિણમાં વિજય મેળવ્યો. મરાઠાઓને પણ એક એક કરી પરાસ્ત કર્યા. આ રીતે અંગ્રેજોએ ધીમે ધીમે પણ દૃઢ નિશ્ચયથી હિંદમાં મોટું સામ્રાજ્ય સ્થાપ્યું. ખોટા દબાણને લીધે અંગ્રેજોએ અમેરિકા ગુમાવ્યું એનો એમને સખત આઘાત લાગ્યો પરંતુ હિંદભરના વિજયથી એનો બદલો મળી ગયો.

ઇ. સ. ૧૬૦૦ સુધી અંગ્રેજ પ્રજા અતિ ગરીબ પ્રજા હતી, પરંતુ છેલ્લાં ૩૫૦ વર્ષમાં જગતની માતબર પ્રજા એ બની ગઈ. સાહસ, શક્તિ, ધૈર્ય, દૃઢ નિશ્ચય વગેરે ગુણોથી એમણે જગતના ¼ ભાગ જેવડું મોટું સામ્રાજ્ય મેળવ્યું. નાના વેપારથી એમણે કારકિર્દી શરૂ કરી હતી. વેપાર માટે વહાણો બાંધ્યાં, વહાણો માટે બંદરો મેળવ્યાં, બંદરો મેળવવા મુત્સદ્દીગીરીથી પશ્ચાત પ્રજામાં કુસંપો ઊભા કર્યા ને પછી એનો લાભ લીધો. વિરુદ્ધ સંયોગોમાં પણ દૃઢ નિશ્ચયને વળગી રહ્યા. નક્કી કરેલો આદર્શ છોડ્યો નહિ. વેપારીમાંથી તેઓ જમીનદાર થયા, જમીનદારમાંથી રાજા થયા, રાજામાંથી સામ્રાજ્યના સમ્રાટ બન્યા. કોઈ પણ હિસાબે સંપત્તિ મેળવવી એ જ એનો મુખ્ય ઉદ્દેશ હતો, તે માટે જ તેઓ દુકાનદારોની પ્રજા (Nation of Shopkeepers) કહેવાય છે.

રાણી એનના સમયથી તે જ્યોર્જ ત્રીજાના સમય સુધી (૧૭૦૦–૧૮૧૫) અંગ્રેજોએ યુરોપમાં અને અમેરિકામાં અનેક વિગ્રહો કર્યા. ૧૧૫ વરસ સુધી સાગર અને જમીનનાં મોટાં યુદ્ધ જુદી જુદી પ્રજા સાથે ખેડ્યાં અને મજબૂત, ખડતલ અને સાહસિક પ્રજા તરીકે તે આગળ આવ્યા. યુદ્ધો કરીને જ આ પ્રજા બેસી ન રહી. એમણે મોટાં સાહસો ખેડ્યાં. દેશપરદેશના સાગરો ખેડી મોટું સામ્રાજ્ય જમાવી

સમૃદ્ધિશાળી બન્યા. આ ૧૧૫ વરસનો ગાળો અંગ્રેજોના વિકાસ માટે ત્રણ રીતે હિતકારી થઈ પડ્યોઃ ૧. મોટાં યુદ્ધો લડી જમીન અને સાગરમાં જય પામી મહાન પ્રજા બની, ૨. જગતમાં મોટું સામ્રાજ્ય સ્થાપ્યું, ૩. યંત્રો શોધી તેમાંથી મોટા ઉદ્યોગો ઊભા કર્યા. અંગ્રેજોએ મહાન સમૃદ્ધિ મેળવી તેનાં આ ત્રણ મુખ્ય કારણો.

હવે આપણે એમના ઔદ્યોગિક વિકાસ તરફ વળીએ.

આ વિકાસને માત્ર ૧૫૦ વરસ થયાં છે. સૌથી પ્રથમ તો આ માટે યંત્રો શોધાયાં, જેનાથી મોટો લાભ થયો. વિજ્ઞાને પણ એ વિકાસમાં મહત્ત્વનો ભાગ ભજવ્યો. અંગ્રેજો અતિ ગરીબ પ્રજા હતી પરંતુ હિંદ હાથમાં આવતાં એમને પુષ્કળ સમૃદ્ધિ મળી ગઈ. હિંદમાંની ઈસ્ટ ઇંડિયા કંપની તેના નોકરોને ખાસ મોટો પગાર આપતી નહિ પરંતુ એમને વેપાર કરવાની છૂટ હતી. પરિણામે આવા નોકરોએ ખૂબ પ્રમાણમાં ધન કમાઈ ઈંગ્લંડ મોકલવા માંડ્યું. બ્રિટનમાં પૈસાની રેલમછેલ થઈ ગઈ. આ સમયે તેઓનો ઉદ્યોગ ખેતીવાડી અને પશુ-ઉછેરમાં પર્યાપ્ત થતો હતો, પરંતુ હિંદમાંથી અઢળક નાણું આવવા લાગ્યું ને તેનો ઉપયોગ કારખાનાંઓ સ્થાપવામાં થવા લાગ્યો. આ કારખાનાંઓ માટે કાચો માલ જીતેલા દેશોમાંથી મળવા લાગ્યો. આ કાચી વસ્તુઓમાંથી પાકી ચીજો બની, સ્ટીમરોમાં ખડકાઈ, પછાત અને જીતેલા દેશોમાં ઠલવાવા લાગી. પરિણામે ધનની રેલ જ ચાલી– એક વખતની ગરીબ પ્રજા તાલેવંત બની ગઈ.

સત્તરમી સદીમાં પણ ઇંગ્લંડ ખેતીપ્રધાન દેશ હતો. શહેરમાં વસ્તી બહુ નહોતી. ગામડાંઓ ભારે વસ્તીથી ભરચક હતાં ને ખેતી તેમ જ પશુઉછેરનું મુખ્ય કામ ત્યાં ચાલતું. વસ્ત્રો માટે રેંટિયા ઉપર સૂતર કાંતી, હાથશાળો ઉપર વણી, તેનો ઉપયોગ કરાતો. પણ ઈ. સ. ૧૭૩૩માં જહોન કે – John Kay – નામના માણસે લૂમ – Flying Shuttle – ની શોધ કરી. આ શોધને પરિણામે એક છેડેથી બીજે

છેડે પહોંચતા સ્વયંચાલિત કાંઠલાની પદ્ધતિ અસ્તિત્વમાં આવી. આથી વણાટના ઉદ્યોગમાં મોટું પરિવર્તન થયું. ઝડપ વધી ને માલ વધુ ઉત્પન્ન થવા લાગ્યો. પણ આમ થતાં અંગ્રેજ વણકરોને નુકસાન થવા લાગ્યું એટલે એમણે આ પદ્ધતિ સામે બળવો પોકાર્યો, પરિણામે જ્હોન કેને ઇંગ્લંડ છોડી નાસી જવાની ફરજ પડી.

આ પછી ઈ. સ. ૧૭૬૪માં જેમ્સ હારગ્રિવ્ઝે અગિયાર ત્રાક-વાળું યંત્ર બનાવ્યું. હારગ્રિવ્ઝના આ યંત્રમાં રીચર્ડ કાર્ટરાઈટે સુધારા કર્યા (ઈ. સ. ૧૭૬૯). આ સુધારાથી સૂતર ઝીણું અને સફાઈદાર નીકળવા લાગ્યું. રાઈટે આ યંત્ર ઘોડા અને પાણીની ચક્કીની મદદથી ચલાવવા માંડયું પરંતુ એનેય વણકરો તરફની ઈર્ષાનો ભોગ બનવું પડ્યું ને તે સ્કૉટલૅન્ડ ભાગી ગયો.

પછી તો આ લૂમોમાં સુધારા-વધારા થવા ચાલુ જ રહ્યા. ક્રોમ્પટન નામના માણસે Mule નામે યંત્ર શોધી કાઢ્યું. આ યંત્ર પાણીની શક્તિથી ચાલતું હતું. એના ઉપર કંતાતું સૂતર ખૂબ બારીક અને મજબૂત હતું. મિલવાળાઓએ આ યંત્ર ૬૦ પાઉંડમાં ખરીદી લીધું ને આ રીતે પાણીની મદદથી ચાલતી મિલો બ્રિટનમાં શરૂ થઈ. સો ત્રાક ઉપર હવે એક જ માણસ દેખરેખ રાખી શકતો.

ક્રોમ્પટનના યંત્રે ખૂબ પ્રગતિ કરી. એની હયાતી દરમિયાન જ ૫૦ લાખ યંત્રો ઇંગ્લંડમાં વપરાવાં શરૂ થઈ ગયાં હતાં. ઈ. સ. ૧૭૮૫માં એડમન્ડ કાર્ટરાઈટે પાવર-લૂમ શોધી કાઢી. આ લૂમનું યંત્ર બળદ વડે ચાલતું હતું. ૧૮૧૩માં એવી ૨૫૦૦ શાળો વપરાતી હતી ને પછી એ પછીનાં વીસ વર્ષ દરમિયાન એક લાખ શાળો વપરાવા માંડી.

ઈ. સ. ૧૭૮૫ પછી વરાળશક્તિનો વિકાસ થયો પરંતુ એ યંત્ર ખૂબ જ ખરચાળ હતું.

જેમ્સ વૉટ નામે એક યંત્રશાસ્ત્રીએ આધુનિક વરાળયંત્રના મૂળ સ્વરૂપનું વરાળયંત્ર શોધી કાઢ્યું. આ યંત્રથી જગતમાં મોટા ઔદ્યોગિક ફેરફારો થયા. અમેરિકા અને હિંદમાંથી પુષ્કળ ધન ખેંચાઈને આવવા લાગ્યું. આ ધનને લીધે બીજાં અનેક નવાં કારખાનાં સ્થપાયાં અને જથ્થાબંધ માલ સંસ્થાનોમાં પહોંચવા લાગ્યો. સરકારને પણ ખૂબ આવક થવા લાગી. માલની લાવ–જા કરવા માટે નવા રસ્તાઓ પણ બંધાવા લાગ્યા. જળમાર્ગે પણ નવી નવી નહેરો બાંધી લાવ–જા માટે સગવડો શોધાઈ.

ઈ. સ. ૧૭૭૭ પછી ડેનીસ પેપીન નામના એક માણસે વરાળયંત્રથી ચાલતી એક નાની આગબોટ બનાવી ને પછી તો એમાં પણ અનેક સુધારાવધારા થયા. ઈ. સ. ૧૮૧૨ માં હેન્રી બેલે 'કૉમેટ' નામની સ્ટીમર કલાઈડ નદીમાં તરતી મૂકી. આ ઉદ્યોગ પછી ખૂબ વિકાસ પામ્યો. ઈ. સ. ૧૮૩૮માં ઇંગ્લંડ અને અમેરિકા વચ્ચે 'ગ્રેટ વેસ્ટર્ન' નામે પહેલી સ્ટીમર તરતી મુકાઈ. સ્ટીમર–યુગ શરૂ થયો.

સ્ટીમર પછી રેલવેએ પણ ઔદ્યોગિક ક્રાન્તિમાં મોટો ફાળો પુરાવ્યો. જેમ્સ વૉટસના મદદનીશ વિલિયમ મરડૉકે પહેલું ભાર ખેંચનારું એંજિન બનાવ્યું. રીચર્ડ ટ્રેવિથિકે સિગરામની ગાડીમાં એંજિન જોડીને એને ચલાવી. ઈ. સ. ૧૮૧૫માં જ્યોર્જ સ્ટિવન્સન નામના ઇજનેરે સુંદર વરાળયંત્ર બનાવ્યું. એ જ ઇજનેરે ઈ. સ. ૧૮૨૫માં ઇંગ્લંડની પહેલી રેલવે 'સ્ટૉકટન ડાર્લિંગ્ટન' રેલવે બાંધી. આ પછીનાં ત્રીસ વરસ દરમિયાન ઇંગ્લંડમાં રેલવેની જાળ પથરાઈ ગઈ. તાબાના દેશોમાં પણ રેલવે બાંધવાનું શરૂ થયું. રેલવેનાં એન્જિનો માટેના કોલસા અને પાટા માટેનું પોલાદ ઇંગ્લંડમાં પુષ્કળ પ્રમાણમાં હતું એટલે હજારો નવાં કારખાનાં સ્થાપીને પરદેશમાં રેલવે અને પુલો બાંધવા માટેની લોઢાની વસ્તુઓ તૈયાર થવા લાગી અને મોકલાવા માંડી. આથી ઇંગ્લંડના કારીગરો, મજૂરો, વેપારીઓ, ઇજનેરે વગેરેને ખૂબ લાભ થયો. ચારે તરફ કારખાનાં બંધાઈ અબજે

રૂપિયાની વસ્તુઓ મોટે નફે પરદેશ ખાતે મોકલાવા લાગી. આ માલ લઈ જવા માટે મોટી મોટી સ્ટીમરો બંધાઈ. પ્રવાસીઓની સગવડ માટે ખાસ પેસેન્જર–સ્ટીમરો પણ તૈયાર થઈ. મોટરો પણ બનવા લાગી.

આ રીતે યંત્રોનો વિકાસ થતાં અંગ્રેજોનો વેપાર ખૂબ વધ્યો. તેઓ ખૂબ ધનવાન બન્યા. આખા જગતનું શરાફ લંડન બન્યું. અબજો પાઉંડની પેદાશ શરૂ થઈ. જગતના $\frac{1}{4}$ ભાગને રાજકીય, આર્થિક અને વેપાર–ઉદ્યોગની બાબતમાં પરતંત્ર બનાવ્યો. આ રીતે યંત્રયુગનો સૌથી પહેલો અને મોટો લાભ અંગ્રેજોએ લીધો.

અંગ્રેજોનો વિકાસ બધી દિશામાં વધી ગયો. વિજ્ઞાનમાં આગળ વધી જાતજાતનાં રસાયનો એમણે શોધી કાઢ્યાં. પાછળથી અમેરિકા અને જર્મનીએ વૈજ્ઞાનિક બાબતમાં સારી પ્રગતિ કરી. વિદ્યુત, ભૂગોળ, ખગોળ, ભૂસ્તર, વનસ્પતિ, રસાયન, ખેતીવાડી વગેરે અનેક વિષયોમાં સરસ વિકાસ સધાયો.

આ રીતે આટઆટલી સમૃદ્ધિ પામવા છતાં ખાસ ધ્યાન ખેંચે તેવી બાબત તો એ છે કે, એ પ્રજા એ સમૃદ્ધિથી અંજાઈ જઈ મોજશોખમાં ન પડી પણ વધુ ને વધુ પ્રગતિશીલ બનતી ગઈ. સમૃદ્ધિ વધી તેથી એમનું ખડતલપણું કે લડાયક શક્તિ ઘટી નહિ; એમનો સાગર ઉપરનો કાબૂ ઘટ્યો નહિ.

ખેતીવાડીએ પણ અજબ વિકાસ સાધ્યો હતો. આ વિકાસે પેદાશની રકમને બેવડાવી દીધી હતી.

ખેતીવાડીમાં વિકાસ થયો છતાં ૪॥ કરોડ અંગ્રેજને માટે પૂરતું અનાજ કે માંસ પેદા થતું નથી. ચા, ખાંડ, કપાસ, ધાતુઓ વગેરે કાચા પદાર્થો એને પરદેશથી મંગાવવા પડે છે.

પરદેશોમાં અંગ્રેજો વિશેષ નથી વસતા, માત્ર બે લાખ અંગ્રેજો એનાં મોટાં સંસ્થાનોનું શાસન કરે છે.

અંગ્રેજોનો મુખ્ય આધાર જળમાર્ગ ઉપર છે. જળમાર્ગ ઉપરનો અંગ્રેજોનો કબજો જો નાશ પામે તો તેમના માટે ભૂખે મરવા જેવી સ્થિતિ ઊભી થાય, એનાં કારખાનાંઓ અને ઉદ્યોગ નાશ પામે. ઇંગ્લંડમાં તો માત્ર કોલસો, પોલાદ અને ઊન થાય છે. આ સિવાયના પદાર્થો માટે એને પરદેશ ઉપર આધાર રાખવો પડે છે, એમાંય ખોરાકીનો સવાલ વધારે ગંભીર છે. સમુદ્ર ઉપરનો કાબૂ જ્યારે અંગ્રેજો ખોશે ત્યારે એમની મહત્તા નાશ પામશે ને તેથી જ એને નબળા થવું પાલવે જ નહિ.

અંગ્રેજો સશક્ત પ્રજા છે. એના બંધારણ પ્રમાણે પ્રજાના મુખ્ય ત્રણ વર્ગો ત્રણ પક્ષોને ચૂંટી કાઢે છે. મજૂરો મજૂર પક્ષને, ઉદ્દામવાદીઓ લિબરલ પક્ષને અને સંરક્ષક વૃત્તિવાળાઓ કૉન્ઝરવેટીવોને ચૂંટે છે. આ ત્રણે પક્ષના ચૂંટાયેલા સભ્યોની આમસભા બને છે. બ્રિટનની કુલ સત્તા આમની સભાની બહુમતીના હાથમાં છે. કૉન્ઝરવેટીવો ઘણું કરીને બહુમતી ભોગવે છે. આ આમસભા ઉપર અંકુશ તરીકે ઉમરાવોની સભા છે, એ પણ મુખ્યત્વે કૉન્ઝરવેટીવો (રૂઢિચુસ્ત)ની જ બનેલી છે. બ્રિટનનો મજૂર પક્ષ સ્વતંત્રતા અને સમાજવાદની ખૂબ વાતો કરે છે પરંતુ શાહીવાદી માનસથી એ પણ મુક્ત નથી. પોતાને અધીન એવી પ્રજાને કઈ રીતે ચૂસવી એ બ્રિટનના સર્વે પક્ષોનું ધ્યેય છે. છેલ્લાં બસો વરસ થયાં એક માત્ર આ જ ધ્યેયને લક્ષમાં રાખીને બ્રિટિશ રાજપુરુષો કામ કરે છે.

યુરોપમાં બ્રિટનની નીતિનાં કેટલાંક જાણીતાં સૂત્રો છેઃ ૧. સાગરમાં સૌ પ્રજાથી બળવાન રહી સાગરનો કાબૂ રાખવો. (છેલ્લાં ૧૫૦ વરસ થયાં સાગર ઉપર એમનો સૌથી મોટો કાબૂ છે.) ૨. યુરોપમાં કોઈ પણ મહારાજ્યને અતિ બળવાન થવા દેવું નહિ, જો થાય તો રાજ્યનીતિ અને યુદ્ધ કરીને પણ યુરોપમાં સમતુલા જાળવી રાખવી. (સ્પેન, પોર્ટુગાલ, ડચ, ફ્રેંચ, જર્મન અને રશિયા સામે

આ નીતિ ચલાવી છેલ્લાં બસો વરસમાં યુરોપની પ્રજાઓમાં પોતાનો ડંકો વગાડયો છે.) ૩. પછાત દેશોને પોતાને સ્વાધીન રાખી યુક્તિપૂર્વક તેમનું આર્થિક ચૂસણ કરવું. ૪. યુરોપની પ્રજાથી વસાયલાં સંસ્થાનો બળવાન થાય તો તેમનો સામનો નહિ કરતાં તેમને સ્વતંત્રતા આપવી, પણ બીજી પ્રજાઓને કદી સ્વાતંત્ર્ય આપવું નહિ તેમ જ તેમને યંત્રશાસ્ત્ર અને વિજ્ઞાનમાં આગળ આવવા દેવી નહિ. ૫. પોતાના દેશના ઉદ્યોગો માટે જોઈતાં કાચાં સાધનો ચાલુ મેળવવાના પ્રમાણમાં પછાત દેશોનો વિકાસ કરી, ત્યાં મોટી મૂડી રોકી, તેનું વ્યાજ મેળવવું. ૬. પોતાના દેશના ઉદ્યોગોના ચાલુ વિકાસ માટે મોટું વહાણવટું નિભાવવું. એ વહાણવટાના રક્ષણ માટે મનવારોનો મોટો કાફલો તૈયાર રાખવો અને આ મનવારોના કાફલાના સંરક્ષણ માટે વિમાની કાફલો રાખવો.

બ્રિટને યુરોપમાં શાહીવાદ અને વિજ્ઞાનવાદમાં સૌથી આગળ જઈ એકલે હાથે સમૃદ્ધિ મેળવી છે, પણ છેલ્લાં ત્રીસ વર્ષથી યુરોપનાં જર્મની ઇટલી વગેરે રાજ્યો જાગ્રત થઈ બ્રિટનની જ નીતિ અનુસાર સમૃદ્ધિ અને સંસ્થાનો મેળવવા તૈયાર થયાં છે. બ્રિટને તો પોતાને માટે ખોરાકી તેમ જ કાચી વસ્તુ મેળવવા માટે મોટાં સંસ્થાનો મેળવી જ રાખ્યાં છે. આ સંસ્થાનો જગતનો $\frac{1}{5}$ ભાગ રોકે છે. જગતની $\frac{1}{4}$ પ્રજા બ્રિટન માટે મહેનત-મજૂરી કરી નજીવી આવકને ભોગે તેને સમૃદ્ધ રાખવામાં હિસ્સો પુરાવી રહી છે. આ બધી પછાત પ્રજાઓમાં પોતાની પાકી ચીજો વેચી, પૂરું પેટ પણ ન ભરાય એટલી એમની આવકમાંથી બ્રિટન ભાગ પડાવે છે. આ રીતે સાડા ચાર કરોડ બ્રિટનો જગતના શરાફ બની બેઠા છે. અબજો પાઉંડ ચીન, હિંદ, અમેરિકા વગેરે રાજ્યોનાં કારખાનાંઓ પાછળ રોકી સારું એવું વ્યાજ મેળવે છે. વહાણવટું, શરાફી અને વીમાનાં સાધનો દ્વારા તેઓ વધારે પેદાશ મેળવે છે. ખૂબ જ વિચારપૂર્વક યોજેલી યોજનાપુરઃસર એ પોતાનું કાર્ય કર્યે જાય છે.

બ્રિટન પાસે અત્યારે વિશાળ સંસ્થાનો છે, જબરજસ્ત નૌકાદળ છે, પાકી વસ્તુઓ બનાવવા માટેનાં સવા લાખ જેટલાં કારખાનાં છે, આ કારખાનાંઓને માટે કાચો માલ પૂરો પાડવા માટે હજારો સંસ્થાઓમાં કરોડો મજદૂરો કામ કરે છે. આમ બ્રિટને પોતાની રાજદ્વારી અને આર્થિક જાળ બહુ જ યુક્તિપૂર્વક અને વિશાળ ધોરણે ફેલાવી છે. બ્રિટન આથી આત્મસંતોષી થયું છે. એને હવે જમીન, કાચી વસ્તુઓ અને વિજયની ભૂખ નથી. એનું પેટ ભરેલું છે. એની આગમચેતીએ એને એ બધું અપાવ્યું છે. જે છે તેથી એને સંતોષ છે.

અને એથી જ એને કોઈની સાથે સામે ચાલીને લડવાની ઇચ્છા નથી. છતાં કોઈ રાજ્ય ખૂબ જ બળવાન થઈ જાય અને પોતાના પ્રદેશો ઉપર કે વેપાર ઉપર તરાપ મારે અને પરિણામે પોતાનાં હિતો જોખમાય તો છેવટ સુધી એને નબળું પાડવું એવી એની નીતિ છે ખરી. પોતાના વર્ચસ્વ નીચેનાં સંસ્થાનો – ભલે ને એવાં સંસ્થાનોમાં કોઈ એનાથી ૧૧૫ ગણું મોટું હોય – ઉપર કુદૃષ્ટિ કરે નહિ, પોતાના વેપાર ઉપર કૂડી નજર નાખે નહિ, તેમ પોતાથી વધુ બળવત્તર થવા ઇચ્છે નહિ–આટલું હોય તો એને કોઈ રાજ્ય સામે કશો વાંધો નથી.

પણ આમ કાંઈ બધો વખત થોડું જ ચાલે છે? અને જોતજોતાંમાં વિલિયમ કૈઝરનું જર્મની માતબર બની ગયું. અતિ બળવાન અને વૈજ્ઞાનિક રીતે કેળવાયેલી એવી સાત કરોડની પ્રજા એણે તૈયાર કરી. આ સાત કરોડ ઉપર ફરજિયાત લશ્કરી ધોરણ દાખલ કરી એક કરોડ મહારથીઓનું સૈન્ય એણે ઊભું કર્યું.

આ બધું બ્રિટનના ધ્યાન બહાર નહોતું. પોતે મેળવેલી મહત્તા, વેપાર–ઉદ્યોગમાં સાધેલો વિકાસ અને જગતના મોટા ભાગમાં

મેળવેલાં સંસ્થાનો માટે આ જર્મની ભયરૂપ થઈ પડશે એવી એને ખાતરી થઈ ગઈ અને ૧૯૧૪-૧૮નું મહાયુદ્ધ મંડાયું. જર્મનીની આસપાસ સાગરઘેરો નખાયો. જર્મની હાર્યું. એની મહત્ત્વાકાંક્ષા તુરત માટે તો નાશ પામી.

અને ૧૯૧૪-૧૮ના યુદ્ધમાં બ્રિટનને સારો એવો ભોગ આપવો પડયો. એના લાખો સૈનિકો મરાયા અને ઘાયલ થયા. અબજો પાઉંડ યુદ્ધસામગ્રી અને મિત્રરાજ્યોને ધીરવામાં વપરાયા. પરંતુ એથી બ્રિટન હતાશ થયું નહિ કારણ કે એનાં સંસ્થાનો સાબૂત હતાં, ઉદ્યોગો અખંડ હતા, વેપાર ધમધોકાર ચાલતો હતો. યુદ્ધ પછી દસ વર્ષમાં પાછું તે હતું તેવું ને તેવું થઈ ગયું.

દરમિયાન પ્રેસિડન્ટ વિલ્સનની પ્રેરણાથી પ્રજાસંઘની સ્થાપના થઈ. બ્રિટને પોતાનાં સંસ્થાનોને સભ્યો બનાવી બહુમતી મેળવી. યુદ્ધ પછી પૃથ્વી ઉપરનાં સૈન્યોની દૃષ્ટિએ ફ્રાન્સ બળવાન બન્યું હતું. જર્મનીને કચડી નાખવાની તેની નીતિ ચાલુ હતી. બ્રિટન કોઈ પણ મોટા રાજ્યને બળવાન બનવા દે તેમ ન હતું. એણે જર્મનીનો પક્ષ લીધો. પરિણામે ફ્રાન્સ અને ઈંગ્લંડ વચ્ચેનો રાજદ્વારી સંબંધ બગડયો. આનો લાભ જર્મનીએ લીધો. તે બળવાન બનતું ગયું. હિટલરના હાથમાં દેશની લગામ આવી. તેણે પ્રજાના યુવાનવર્ગને યુદ્ધ માટે કેળવવા માંડયો.

બ્રિટન તો પોતાના સાગરબળ ઉપર જ મુસ્તાક હતું. જર્મની મોટા પાયા ઉપર લડાયક તૈયારી કરી રહ્યું છે તે જાણવા છતાં, ફ્રાન્સ પ્રત્યેની ઈર્ષાને લીધે, તે બેદરકાર રહ્યું. આ અરસામાં શસ્ત્રનિયમન પરિષદ બ્રિટને બોલાવી, પરંતુ એમાં એને નિષ્ફળતા સાંપડી.

અને પછી તો એવો કાળ બેઠો કે યુરોપનાં બધાં રાજ્યો ખટપટ અને મુત્સદ્દીગીરીના મોરચા જેવાં બની ગયાં. ઈટલી, જાપાન

અને જર્મની યુદ્ધ માટે તૈયારી કરતાં હતાં. આ તૈયારીથી ભડકી બીજાં રાજ્યો પણ શસ્ત્રસરંજામ વધારવા તરફ લક્ષ દેવા લાગ્યાં. યુરોપમાં એક તરફ હથિયારોનો ખડખડાટ શરૂ થયો અને બીજી તરફ ખાનગી સંધિઓ થવા માંડી. જકાતી દીવાલો પણ વધુ મજબૂત બની. મહાન આર્થિક યુદ્ધ શરૂ થયું. પોતાનાં ચલણનાં નાણાંની પરદેશોનાં ચલણમાં કિંમત ઘટાડી સૌ રાજ્યોએ પોતાના માલની નિકાસ વધારવા ચારે તરફ જકાતયુદ્ધો–ચલણયુદ્ધો–શરૂ કરી દીધાં. સને ૧૯૨૯થી મંદી શરૂ થઈ તે સને ૧૯૩૭ સુધી ચાલી. આ કાળ દરમિયાન જગતની પાકી અને કાચી ચીજોના ભાવ એકદમ તળિયે જઈ બેઠા. જગતનો વેપાર ૬૫ ટકા ઘટી ગયો. લડાયક તૈયારીમાં બ્રિટન પાછળ રહી ગયું. જર્મન તૈયારીએ પણ એને ઉત્સાહ આપ્યો નહિ.

ઈ. સ. ૧૯૩૧માં જ્યારે ચીન પાસેથી મંચૂરિયા લઈ લીધું અને પછી ઇટલીએ એબિસીનિયાને ઝડપ્યું, છતાં બ્રિટન અને ફ્રાન્સ પરસ્પરવિરુદ્ધ રાજનીતિનો આશ્રય લઈ એકબીજાને નુકસાન કરતાં જ રહ્યાં. પછી સ્પેનમાં જનરલ ફ્રાંકોએ બળવો ઉઠાવ્યો. ઇટલી અને જર્મનીની મદદથી એ બળવો સફળ થયો અને જનરલ ફ્રાંકો સ્પેન ઉપર સત્તા જમાવી બેઠો.

વગર મહેનતે મંચૂરિયા મળ્યું એટલે જાપાનને વધુ લોભ લાગ્યો. ૧૯૩૭માં તેણે ચીન ઉપર આક્રમણ કર્યું. પ્રજાસંઘની શક્તિ અને આદર્શ બુઝાઈ જવા લાગ્યાં હતાં એટલે આક્રમણકારોને અટકાવવાની તેવડ એનામાં રહી નહોતી. સમય જતાં જર્મની, જાપાન અને ઇટલી પ્રજાસંઘમાંથી છૂટાં થયાં. જર્મનીની તૈયારી હવે સંપૂર્ણ થઈ ગઈ હતી અને એક દિવસ એણે ઑસ્ટ્રિયા કબજે કરી લીધું. હ્રાઈન નદીના પ્રદેશમાં કિલ્લેબંદી કરી વર્સેલ્સની સંધિ તોડી. ફ્રેંચ આથી રાતુંપીળું થઈ ગયું, પરંતુ અંગ્રેજ મુત્સદ્દીઓની દિલસોજી જર્મન તરફ હોવાથી તે એકલું કાંઈ કરી શકે તેમ નહોતું. જર્મનીએ

હવે ઝેકોસ્લોવેકિયા ઉપર આક્રમણ કરવાની તૈયારી કરી. અંગ્રેજો લડવાને તૈયાર નહોતા એટલે એ દેશ એમણે જર્મનીને ભેટ કર્યો. આ ફતેહથી હિટલર બહેકયો ને એણે પોલેન્ડ લેવાની તૈયારી કરી. અંગ્રેજો આથી ચોંકયા. હિટલરની બાજી એને સમજાતી હોય એમ લાગ્યું અને એણે પોતાનાં સૈન્યો અને લડાયક સરંજામની નવેસરથી રચના કરવા માંડી.

પણ હવે એ માટે અતિ મોડું થઈ ગયું હતું. હિટલરની મહાન તૈયારી આગળ એ તૈયારી ખૂબ જ નજીવી હતી.

જર્મનીએ પોલેન્ડ ઉપર આક્રમણ કર્યું એટલે ફ્રાન્સ અને ઇંગ્લંડે જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. જર્મનીએ રશિયાનું મન મનાવી લીધું હતું એટલે પોલેન્ડ લેવામાં એને બહુ મહેનત ન પડી. પોલેન્ડ એના કબજાનો દેશ બન્યો.

અને પછી જર્મનીએ બેલ્જિયમ ઉપર આક્રમણ કર્યું. બ્રિટન અને ફ્રાન્સનાં લશ્કરો એની મદદે આવ્યાં, પરંતુ જર્મનીના મહાન બળની હવે જ અંગ્રેજોને ખબર પડી. એના વિમાની, યાંત્રિક અને ટેંકોના સંગઠન સામે કોઈ સૈન્ય ઊભી શકયું જ નહિ. બળવાન ફ્રાન્સને તરણું શોધવું પડયું. ડેન્માર્ક શરણે આવ્યું. રમતમાત્રમાં હોલેન્ડ પણ પડયું. નોર્વેમાં અંગ્રેજ–મદદ કાંઈ જ પરિણામ લાવી શકી નહિ. એ પણ શરણે આવ્યું–ને આમ થોડા સમયમાં તો આખું મધ્ય યુરોપ જર્મનીના હાથમાં જઈ પડયું. ઇટલી પણ જર્મનીનું સહકારી બની ગયું. અંગ્રેજોનાં સૈન્યો નાસીને પોતાના સુરક્ષિત બેટમાં જઈ ભરાયાં.

આટલું પતાવ્યા પછી હિટલરની નજર હવે બ્રિટન ઉપર આક્રમણ કરવા તરફ ફરી. ચીન માટે એણે જબ્બર તૈયારીઓ કરવા માંડી. ફ્રાન્સનાં બંદરો તેના હાથમાં આવ્યાં હતાં. આ બંદરોએથી, માત્ર

૨૪ માઈલની ખાડી ઓળંગીને, બ્રિટન ઉપર આક્રમણ કરી શકાય તેમ હતું. હિટલરે આ તૈયારી કરવા માંડી.

પણ બ્રિટનની સાન હવે બરાબર ઠેકાણે આવી ગઈ હતી. પોતા ઉપર આવતા ભયને એણે બરાબર પારખ્યો ને એણે પણ જબ્બર તૈયારીઓ હાથ ધરી. ફરજિયાત લશ્કરી ભરતી શરૂ થઈ ને યુવાનોને તાલીમ આપવા માંડી. બધાં જ કારખાનાંઓને શસ્ત્ર-સામગ્રી બનાવવા પાછળ રોકી દીધાં. આ કારખાનાંમાં કામ કરવા માટે જુવાન સ્ત્રીઓને કામે લગાડી. વૃદ્ધોને પણ લડાયક સામગ્રીની વ્યવસ્થા પાછળ રોકયા. સ્ટીમરો, રેલવેઓ, મોટરબસોનો ઉપયોગ યુદ્ધકાર્યમાં થવા લાગ્યો. બ્રિટને પાણીની પેઠે ધન વાપરવા માંડ્યું. આખી પ્રજાનાં નાનાં મોટાં બધાં સાધનો સહિત યુદ્ધકાર્ય પાછળ બ્રિટન મંડી પડ્યું.

જર્મનીએ પ્રથમ તો બ્રિટનનું સમુદ્ર ઉપરનું બળ તોડવા પગલાં લીધાં. આ પગલાંને પરિણામે વહાણવટાને ભારે નુકસાન પહોંચ્યું. ચુંબક સુરંગોએ કેટલીય સ્ટીમરોને ડુબાડી. ટોર્પિડોથી સ્ટીમરો જોખમાવા લાગી. આ નુકસાન ભારે ભયંકર હતું, પરંતુ મૂંગે મોંએ સહન કર્યા સિવાય બ્રિટનને છૂટકો જ નહોતો. ખંત અને ધીરજથી એમણે નવી સ્ટીમરો બાંધવાનું શરૂ રાખ્યું અને એમ સમુદ્ર ઉપરની સરસાઈ જાળવી રહ્યું.

જર્મનીએ ઇંગ્લંડનાં લંડન વગેરે મોટાં શહેરો ઉપર ભયંકર વિમાની બોંબમારો ચલાવ્યો. આ બોંબમારાએ લંડનની વિશાળ ઇમારતો અને ઐતિહાસિક સ્થળોને ભારે નુકસાન પહોંચાડ્યું, પરંતુ આ નુકસાન અને માનવ-ખુવારી બ્રિટનને જરાય નબળું પાડી શક્યાં નહિ; એ તો દિનપ્રતિદિન વધુ મજબૂત બનતું ગયું. આનું પરિણામ એ આવ્યું કે હિટલરને બ્રિટન ઉપરનું આક્રમણ મુલતવી રાખવું પડ્યું.

જર્મનીનાં મહાન પરાક્રમોથી ઉત્તેજિત થઈ ઇટલીએ પણ મહાન સ્વપ્નાંઓ ઘડવા માંડયાં. આ માટે આફ્રિકામાં એકહથ્થુ સત્તા સ્થાપી મોટું સામ્રાજ્ય હાંસલ કરવા એણે વિચાર્યું. એને સુએઝની નહેર, ઇજિપ્ત, સુડાન વગેરે અંગ્રેજોના પ્રદેશો લેવા હતા. જર્મનીએ હાલ તુરત આ સાહસ ન કરવાની તેને સલાહ આપી હતી પરંતુ જોર પર આવેલો મુસોલિની એમ અટકે તેમ નહોતો. એણે આફ્રિકામાં મોટાં સૈન્યો મૂકયાં. આ સૈન્યોએ પહેલાં તો વિજય મેળવ્યો પરંતુ અંગ્રેજી સૈન્યો ત્યાં પહોંચ્યાં એટલે એને ઊભી પૂછડીએ નાસવું પડયું. આ નાસભાગમાં રાા લાખ સૈનિકો શરણે આવ્યા. આ રીતે આફ્રિકામાં ઇટલીને જબ્બર શિકસ્ત મળી.

ગ્રીસ ઉપર પણ ઇટલીએ આક્રમણ કર્યું, પણ ત્યાંથી એને ભૂંડો પરાજય મળ્યો. જર્મનીને હવે લાગ્યું કે ઇટલીને બચાવવા કાંઈક કરવું જોઈએ. એણે બાલ્કનમાંનું સૈન્ય ઇટલીની મદદે મોકલ્યું. રૂમાનિયા તો શરૂઆતમાં જ શરણે આવી ગયું હતું. રૂમાનિયા શરણે આવતાં તેના તેલના કૂવાઓનો લાભ જર્મનીને મળ્યો. સિવાય જીતેલાં રાજ્યોમાંથી પણ તેલ, કોલસા, પોલાદ વગેરે પુષ્કળ મળતું હતું. આનો સંપૂર્ણ લાભ જર્મનીએ લીધો. તેનાં શસ્ત્રો બનાવવાનાં કારખાનાં ધમધોકાર ચાલી રહ્યાં. જીતેલા દેશોમાંથી જેમ કાચાં-પાકાં સાધનો મળ્યાં તેમ માનવીઓ પણ મળ્યા. નવાં સૈન્યો ઊભાં થયાં. પચીસથી ત્રીસ લાખનું સૈન્ય તૈયાર થયું.

બલ્ગેરિયા તો પોતાની મેળે જ નમી પડયું. યુગોસ્લેવિયા જીતી લેતાં પણ વિલંબ લાગ્યો નહિ. બહાદુર ગ્રીસ અને એની મદદે આવેલાં અંગ્રેજ સૈન્યોનો પણ જર્મનીએ પરાજય કર્યો. હવે માત્ર ક્રીટ મેળવવું બાકી રહ્યું, તે પણ છત્રી-સૈન્યની મદદથી લઈ લીધું.

આમ યુરોપમાંથી પરવારી જર્મનીએ આફ્રિકા તરફ નજર

દોડાવી. ત્યાં ઇટલીને મદદ કર્યા વગર ચાલે તેમ નહોતું. આથી એનાં સૈન્યો આફ્રિકા ભણી વળી નીકળ્યાં. ગ્રીસને મદદ કરવા જે સૈન્યો મોકલ્યાં હતાં તે આફ્રિકામાંથી મોકલાવ્યાં હતાં, એટલે ગ્રીસમાં માર ખાઈ નબળાં પડેલાં સૈન્યોને હરાવતાં સમય લાગ્યો નહિ. અંગ્રેજ સૈન્ય ઇજિપ્તમાં પાછું ફર્યું. આમ બાલ્કનનાં બધાં રાજ્યો જર્મનીના હાથમાં આવ્યાં અને હવે ઇજિપ્ત, સુડાન અને સુએઝ ઉપર જર્મની આવશે એવી ભીતિ ઊભી થઈ.

પરંતુ એ ભીતિ ખોટી કરીને જોતજોતાંમાં રશિયા ઉપર હિટલર ત્રાટક્યો.

રશિયાની તૈયારી જેવી તેવી નહોતી. એણે બહાદુરીથી સામનો કર્યો, પરંતુ આખરે એને પાછું હઠવું પડ્યું. એનાં મહાન ઉદ્યોગો અને સ્થળો ભગ્ન હાલતમાં જર્મનીને હાથ જઈ પડ્યાં. ભયંકર નુકસાની પામવા છતાં રશિયા વ્યવસ્થિત રીતે પીછેહઠ કરતું ગયું. જે પ્રદેશ તેઓ ખાલી કરી જતા ત્યાં માત્ર રાખના ઢગલા જ રહેતા. કાંઈ પણ સાજું-સારું જર્મનીને હાથ ન પડે એવી રશિયાની નીતિ હતી.

જર્મનીએ મોસ્કો, લેનિનગ્રાડ, સેબાસ્ટોપોલ, મુરમન્સ્ક વગેરે શહેરોને ઘેરો ઘાલ્યો.

બ્રિટન અને રશિયા વચ્ચે મીઠાશ નહોતી પરંતુ જર્મની જેવા મહાન શત્રુ સામે બંને એક થઈ ગયાં. પરિણામે ઇંગ્લંડ અને અમેરિકામાંથી શસ્ત્રોની મદદ રશિયાને મળવા લાગી.

જર્મની રોસ્ટોક-કોકેસસના દ્વાર—સુધી પહોંચી ગયું, પરંતુ ત્યાં તો સખત શિયાળો ઊતરી આવ્યો. શિયાળાની આ ઠંડી જર્મનોને માફક ન આવી ને એમણે પાછા હઠવાનું શરૂ કરી દીધું. આ પીછેહઠ હજી ચાલુ જ છે.

જર્મનો ઇરાનમાંથી હિંદ ઉપર આવશે એવો ભય પણ સેવાય છે. બ્રિટન ઉપરનું આક્રમણ પણ હજી ઊભું છે.

અંગ્રેજોએ છ માસ સુધી મોટી તૈયારીઓ કરીને જર્મન-ઇટલીનાં સૈન્યોને લીબિયામાંથી હરાવી પાછાં કાઢયાં. અહીં એમને મોટો વિજય મળે તેવો સંભવ છે. લીબિયામાં વિજય, એટલાન્ટિકમાં ઓછી ખુવારી, અમેરિકાની મદદ, જર્મનીમાં હવાઈ દળે કરેલ ખુવારીના ખબરો, રશિયામાં જર્મનીની પીછેહઠ વગેરે શુભ સમાચારોથી અંગ્રેજ પ્રજા હવે રાહત અનુભવવા લાગી હતી. દરમિયાન અંગ્રેજોએ ઇરાનને નમાવી પોતાને અનુકૂળ બનાવી દીધું. સીરિયા પણ કબજે કર્યું. ઇરાક ઉપર લશ્કરી કાબૂ મેળવ્યો. આ બધું વિજય મેળવવાના માર્ગે પ્રયાણ કરવા માટેના ચોક્કસ પગલા સમાન હતું.

ચીન-જાપાનનું યુદ્ધ સાડા ચાર વર્ષથી ચાલી રહ્યું છે. આ લડાઈમાં જાપાને ચીનના અનેક પ્રદેશો હાથ કર્યા છે.

ચીનાઓ જાપાન સામે લડે છે, જાપાન ઉપર ચોવીસ અબજ યેનનું કરજ થયું છે, જાપાનની પ્રજાને પૂરો રોટલો કે વસ્ત્રો મળતાં નથી, જાપાનની યુદ્ધશક્તિ ઘટી ગઈ છે—આમ માની બ્રિટન અને અમેરિકાએ જાપાનની શક્તિનું ઓછું મૂલ્ય આંકયું, પણ આમાં એણે ભૂલ ખાધી. ચીન સાથેની લડાઈમાં જાપાન ખૂંચી ગયું હોવા છતાં એની સામ્રાજ્યલિપ્સા ઘટી નહોતી; વળી એની યુદ્ધશક્તિ ઘટી છે એમ માનવામાં પણ ગંભીર ભૂલ હતી, કારણ કે મોટી લડાઈ માટે યુદ્ધસામગ્રીનો જથ્થો તેણે અનામત રાખ્યો જ હતો.

ને એક દિવસ જાપાને વીજળીવેગે ઝંપલાવ્યું. અમેરિકામાં જાપાની એલચી વાટાઘાટ ચલાવતો હતો તે દરમિયાન જ આ પરાક્રમ એણે કર્યું. ઓચિંતા આક્રમણથી પાસિફિકમાંનો અમેરિકન કાફલો તેમ જ અંગ્રેજ કાફલો નંદવાયો—સખત નુકસાન પામ્યો.

પછી તો જાપાને સાગર અને આકાશ ઉપર કાબૂ જમાવી, મલાયા ઉપર આક્રમણ કરી, અગત્યના વિભાગો કબજે કર્યા. બોર્નિયો

ઉપર પણ આક્રમણ કર્યું ને આમ અમેરિકાના ઘણા ટાપુઓ લઈ લીધા. ફિલિપાઈન પણ જોખમમાં છે. પાંચ હજાર માઈલ દૂરથી અમેરિકા અને દસ હજાર માઈલ દૂરથી અંગ્રેજો કાફલાઓ મોકલે તે પહેલાં તો જાપાન મલાયા, ફિલિપાઈન, બોર્નિયો, ડચ ઇસ્ટ ઈંડિઝ વગેરે જીતી લેવા માગે છે. ઑસ્ટ્રેલિયા પણ તેના આક્રમણમાં આવી જશે. જાપાનનું બળ ધારવા કરતાં ઘણું નીકળ્યું.

બ્રિટનની સમગ્ર પ્રજા યુદ્ધકાર્યમાં લાગેલી છે, પરંતુ આધુનિક યુદ્ધની જરૂરિયાત એવડી મોટી છે કે, અંગ્રેજ પ્રજા એને પહોંચી શકે નહિ. તેમાંય શસ્ત્રસામગ્રીની જરૂરિયાત અતિ મોટી છે. જર્મનીએ આખા યુરોપનાં કારખાનાંઓને યુદ્ધ–પ્રયત્નો પાછળ રોકયાં છે છતાં એના એક કરોડ સૈનિકો માટે પૂરતાં સાધન તૈયાર કરતાં એને ભારે મુશ્કેલી પડે છે. બ્રિટનને અમેરિકા તરફથી પુષ્કળ સામગ્રી મળે છે. ઉપરાંત તેનાં પોતાનાં કારખાનાંઓ પણ રાતદિવસ કામ કરી શસ્ત્ર-સરંજામ ઉત્પન્ન કરે છે, છતાં એના મોટા સામ્રાજ્યમાં ચારે તરફ ચાલતાં યુદ્ધને માટે એ સામગ્રી પૂરતી થતી નથી. લીબિયા, મલાયા, બર્મા, બોર્નિયો વગેરે દસ હજાર માઈલ દૂરના પ્રદેશોમાં લડવા માટેની શસ્ત્રસામગ્રી પહોંચાડતાં એને ભારે વિટંબના ભોગવવી પડે છે. વળી રશિયાને પણ મદદ પહોંચાડવાની હોય છે. ભૂમધ્ય સમુદ્ર, ઉત્તર મહાસાગર, એટલાન્ટિક મહાસાગર, પાસિફિક મહાસાગર વગેરેમાં યુદ્ધો ચલાવવા માટે મોટા પ્રમાણમાં શસ્ત્રસામગ્રી જોઈએ. બ્રિટન આ બધાને પહોંચી શકતું નથી. બ્રિટનના પોતાના બચાવ માટે પણ સારી એવી શસ્ત્રસામગ્રીની જરૂર રહે છે. જર્મની ઉપર વિમાની હુમલા માટે પણ શસ્ત્રસામગ્રી જોઈએ જ. આ બધાને બ્રિટન શી રીતે પહોંચી વળે? હિંદ જેવા દેશમાં યાંત્રિક સાધનોના ઉત્પાદન માટે સારો એવો અવકાશ છે, પરંતુ ત્યાં તેની સંકુચિત મનોદશા આડે આવે છે.

પોતાના મહાન સામ્રાજ્યના નિભાવ અને રક્ષણ માટે બ્રિટને

વિશાળ ખેતીવાડી સાથે ઔદ્યોગિક કેન્દ્રો સ્થાપ્યાં છે. આ માટેનું જરૂરી એવું સંગઠન પણ એમણે કર્યું છે. યંત્રો દ્વારા ઉત્પાદનશક્તિ વધારી. આ ઉત્પાદનના હેરફેર માટે ૩૦૦૦૦ સ્ટીમરો દરિયો ખેડે છે. આ સ્ટીમરોના રક્ષણ માટે મનવારી અને વિમાની કાફલો પણ સજ્જ રહે છે. આ કાફલાને તેલ તથા કોલસો પૂરાં પાડવા દસ હજાર માઈલના લાંબા સમુદ્રમાર્ગ ઉપર કિલ્લેબંદીઓવાળાં મથકો ઊભાં કર્યાં છે. આમ આખા સામ્રાજ્યમાં જમીન અને સમુદ્ર ઉપર રક્ષક મથકો અસ્તિત્વ ધરાવે છે. આ મથકો ખાતે સૈન્યો, વિમાનો અને મનવારોનાં થાણાં છે. તાર, ટેલિફોન અને રેડિયોની સગવડો છે. કોઈ પણ સ્થળે થોડા જ સમયમાં યુદ્ધસામગ્રી, કોલસા, તેલ અને યાંત્રિક સાધનો સન્ય સહિત પહોંચાડી શકે એવી વિશાળ યોજના નક્કી થયેલી છે. જ્યાં કુદરતી સાધનોથી રક્ષણ થાય ત્યાં એ સાધનો (જેવા કે, હિમાલય જેવા અગમ્ય પ્રદેશો)નો લાભ એણે લીધો છે. જ્યાં સંધિઓથી કામ સરે ત્યાં પાડોશી રાજ્ય સાથે સંધિ કરી સરહદની રક્ષા કરી છે. ખૂબ જ બુદ્ધિપૂર્વક અને ઊંડી સમજણ સાથે આ બધું યોજાયું છે. એ માટેના અદ્યતન નકશાઓ પણ તૈયાર પડયા છે.

યુદ્ધની આફત ધ્યાનમાં રાખી શકય તેટલો ખેતીનો વિકાસ પણ બ્રિટને સાધ્યો છે. શત્રુઓ સામે લડતાં પ્રજાને ખાદ્યપદાર્થોનો વાંધો ન આવે એવી એની ગોઠવણ છે. આખા જગતના પ્રમાણમાં બ્રિટન નીચેની આવશ્યક વસ્તુઓ પેદા કરે છે. જગતના ૧૦૦ ટકામાંથી બ્રિટિશ સામ્રાજ્યની પેદાશ નીચે આપેલા ટકા જેટલી છે :

| વસ્તુ | ટકા | પેદા કરનાર દેશો |
|---|---|---|
| ઘઉં | ૨૩ | ............કેનેડા, ઑસ્ટ્રેલિયા અને હિંદ |
| ચોખા | ૫૨ | ............હિંદ-બ્રહ્મદેશ |
| ઓટ્સ (Outs) | — | .........કેનેડા જોઈતા પ્રમાણમાં આપે છે. |

| | | | |
|---|---|---|---|
| જવ ( Barley ) | — | ......... | કૅનેડા, હિંદ, ઑસ્ટ્રેલિયા, સાઈપ્રસ, પૅલેસ્ટાઈન |
| મકાઈ | — | ......... | હિંદ, દક્ષિણ આફ્રિકા, કેનિયા, ર્‌હોડેશિયા વગેરે |
| જાનવરનું માંસ | ૩૯ | ........... | સામ્રાજ્ય પશુઓથી ભરેલું છે, માત્ર બ્રિટન પોતાને માટે ૮ લાખ ટન માંસ મગાવે છે. |
| ઘેટાં | ૩૬ | ........... | આખા સામ્રાજ્યમાં છે. માત્ર ન્યુઝીલૅન્ડ વરસે ૧॥ લાખ ટન ઘેટાનું માંસ બ્રિટન ચડાવે છે. ઊન પણ ખૂબ થાય છે. |
| ઊન | ૪૫ | ........... | ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા, ન્યુઝીલૅન્ડ, હિંદ વગેરે |
| ખાંડ | — | ...... | ક્યુબા, મોરિશિયસ, પેરુ, હિંદ વગેરે. |
| રબર | ૫૦ | ........... | સિલોન (૫૯૦૦૦ ટન) મલાયા ( ૨૮૬૦૦૦ ટન ) હિંદ ( ૧૦૦૦ ટન ) |
| કપાસ | — | ........... | મોટે ભાગે ઇજિપ્ત, હિંદમાંથી |
| જ્યુટ | ૧૦૦ | ........... | બંગાળ, બિહાર વગેરે હિંદના પ્રાંતોમાંથી |

## ભૂસ્તર-પ્રદેશ

**એલ્યુમિનિયમ :** બૉક્ષાઈટ નામની ધાતુમાંથી એલ્યુમિનિયમ બને છે. બ્રિટિશ સામ્રાજ્યમાં એ ધાતુ મોટા પ્રમાણમાં મળે છે. કૅનેડામાં આ ધાતુ પુષ્કળ છે. તે સિવાય હિંદ-ઑસ્ટ્રેલિયામાં પણ એની પેદાશ છે.

**ક્રોમિયમ :** પોલાદને સખત બનાવવા માટે આ ધાતુ ઉપયોગી છે. કવેટા (બલુચિસ્તાન) અને ર્‌હોડેશિયામાં આ ધાતુ મોટા પ્રમાણમાં હાથ લાગે છે. જગતની કુલ પેદાશના ૫૦ ટકા બ્રિટિશ સામ્રાજ્ય પેદા કરે છે.

**એસ્બેસ્ટોસ :** જગતની પેદાશના ૮૦ ટકા માત્ર કૅનેડામાંથી મળે છે.

**તાંબું :** જગતની પેદાશના ૫૦ ટકા અમેરિકા (યુ. સ્ટેટ્સ) પેદા કરે છે, ૧૫ ટકા બોલેવિયા પેદા કરે છે, બ્રિટિશ સામ્રાજ્ય પણ ૨૦ ટકા પેદા કરે છે. કૅનેડા, ઑસ્ટ્રેલિયા અને ઉત્તર ર્‌હોડેશિયામાં મોટા પ્રમાણમાં તાંબું મળી આવે છે.

**લોઢાની ધાતુ :** હિંદ, ન્યુફાઉન્ડલૅન્ડ, મલાઈ સ્ટેટ્સ, ઑસ્ટ્રેલિયા અને નોવાસ્કોશિયામાં પુષ્કળ પ્રમાણમાં મળે છે.

**સીસું :** યુનાઈટેડ સ્ટેટ્સમાં એની મોટી પેદાશ છે. બ્રિટિશ સામ્રાજ્ય પોતાના ખપ પૂરતું ઉત્પન્ન કરે છે.

**મેંગેનીઝ :** પોલાદ બનાવવાની આ ધાતુ હિંદમાં ઢગલાબંધ પેદા થાય છે – જગતને પૂરી પડે એટલી નીકળે છે એમ કહીએ તો પણ ચાલે. ઉપરાંત ક્વીન્સલૅન્ડ, કેનેડા અને ન્યુફાઉન્ડલૅન્ડમાં પણ મળે છે.

**નાઈટ્રેટ :** દારૂગોળા માટેનો આ પદાર્થ બ્રિટનમાંથી મળે છે. હિંદમાં પણ પુષ્કળ છે.

**પ્લેટિનમ :** કૅનેડામાં આ અતિ કીમતી ધાતુનું પુષ્કળ ઉત્પન્ન થાય છે.

**નીકલ :** દારૂગોળા બનાવવા માટેની આ ધાતુની ૯૦ ટકા પેદાશ સામ્રાજ્યમાં થાય છે. કૅનેડા એમાં મુખ્ય છે.

**ટીન :** સામ્રાજ્યની પેદાશ ૪૬ ટકા છે. મલાયા, બર્મા એ એમાં મુખ્ય છે. ડચ ઈસ્ટ ઈંડિઝ (જગતની ૩૪ ટકા પેદાશ)ની પેદાશ પણ બ્રિટનમાં જ આયાત થાય છે.

ટુંગસ્ટીન–કાંસું : સામ્રાજ્યમાં પુષ્કળ મળે છે. બર્મા, મલાયા વગેરેનો તેમાં સમાવેશ થાય છે.

સોનું : જગતની કુલ પેદાશનું ૭૦ ટકા સોનું સામ્રાજ્ય પેદા કરે છે. ટ્રાન્સવાલમાં એની મુખ્ય ખાણો છે. કૅનેડા અને હિંદમાં ખાણો છે.

કોલસા : નીચેની વિગતે કોલસો જગતની જમીનમાં છેઃ

| દેશ | જમીનમાં છે | દર વર્ષે નીકળે છે |
| --- | --- | --- |
| યુ. સ્ટેટ્સ | ૩૮૩૮ અબજ ટન | ૫૫ કરોડ ટન |
| કૅનેડા | ૧૨૩૪ ,, | ૨ ,, ,, |
| ચીન | ૯૯૫ ,, | ૨ ,, ,, |
| જર્મની | ૪૨૩ ,, | ૧૫ ,, ,, (બીજા દેશો હાથ આવ્યા પછી ૪૦ કરોડ ટન) |
| બ્રિટન | ૧૮૯ ,, | ૨૬॥ ,, ,, |
| સાઈબીરિયા | ૧૭૩ ,, | ...... |
| ઑસ્ટ્રેલિયા | ૧૬૫ ,, | ૧॥ ,, ,, |

તેલ (પેટ્રોલ) : બ્રિટનની જમીનમાં તેલ નથી. કોલસામાંથી થોડુંક બનાવે છે પરંતુ બ્રિટનના હાથમાં ઈરાન, ઈરાક, બહેરીન, બોર્નિયો વગેરેનાં અગત્યનાં સાધનો છે ને તે એની જરૂર પૂરતાં છે. યુદ્ધ સમયે પણ એ પૂરતાં થઈ પડે છે.

જગતમાં તેલની પેદાશના આંકડા નીચે મુજબ છેઃ

| દેશ | કરોડ ગૅલન | જગતની પેદાશના ટકા |
| --- | --- | --- |
| યુ. સ્ટેટ્સ | ૯૦૧ કરોડ | ૬૮.૨ |
| વેનેઝુઈલા | ૧૦૬ ,, | ૮ |

| | | |
|---|---|---|
| રશિયા | ૮૮ ક્રોડ | ૬.૭ (થોડી તેલ-ભૂમિ જર્મનોના હાથમાં ગઈ છે, પણ હમણાં પેદાશ વધારી છે.) |
| મેક્સિકો | ૫૦ ,, | ૩.૮ |
| ઈરાન | ૪૨ ,, | ૩.૨ (અંગ્રેજોના હાથમાં છે.) |
| રૂમાનિયા | ૩૧ ,, | ૨.૩ (જર્મનીના હાથમાં છે.) |
| ડચ ઈસ્ટ ઈંડિઝ | ૨૯ ,, | ૨.૨ (જાપાનનો ડોળો છે.) |
| કોલમ્બિયા | ૨૦ ,, | ૧.૫ |
| પેરુ | ૧૨ ,, | ૦.૯ |
| હિંદ-બર્મા | ૮ ,, | ૦.૬ (બ્રિટિશ) |
| ટ્રીનીડાડ | ૮ ,, | ૦.૬ ,, |
| સારાવાક | ૫ ,, | ૦.૧ ,, |
| ઈરાક | ૨૦ ,, | ... ,, |

બ્રિટન ઉપયોગી વસ્તુઓ કેટલી પેદા કરે છે તેના આંકડા નીચે મુજબ છે:

| વસ્તુ | બ્રિટનમાં પેદા થાય છે | આયાત કરે છે |
|---|---|---|
| ઘઉં | ૧૫ લાખ ટન | ૬૦ લાખ ટન ( અગિયાર અઠવાડિયાં |

| | | |
|---|---|---|
| | | ચાલે તેટલા જ બ્રિટન પેદા કરે છે. ) |
| માંસ | ૮ લાખ ટન | ૧૫૦ લાખ ટન ( સાત માસ ચાલે તેટલું બ્રિટન પેદા કરે છે. ) |
| લોઢાની ધાતુ | ૧૧૦ લાખ ટન | ૬૦ લાખ ટન ( અડધી થોડેરી પર-દેશમાંથી મંગાવે છે.) |
| કપાસ | ૦ | ૬ાા લાખ ટન |
| ઊન | ૫૩ હજાર ટન | ૨ા લાખ ટન |
| રબર | ૦ | ૬ લાખ ટન |
| પેટ્રોલિયમ | ૦ | ૮૫ લાખ ટન |

દર વરસે બ્રિટન ૨ કરોડ ટન ખોરાકી અને ૨ાા કરોડ ટન કાચી વસ્તુઓ પરદેશોથી મગાવે છે. આ બાબતમાં ગ્રેટબ્રિટન ખૂબ જ પરતંત્ર છે.

જગતમાં મોટાં રાજ્યોનું વહાણવટું નીચે મુજબ હતું :

| | | |
|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૨ કરોડ ટન | યુદ્ધને લીધે ફેરફાર થયો છે. |
| બ્રિટિશ સંસ્થાનો | ૨૮ લાખ ટન | |
| અમેરિકા | ૧ાા કરોડ ટન | |
| જાપાન | ૪૨ લાખ ટન | |
| જર્મની | ૫૦ લાખ ટન | જર્મનીના હાથમાં પુષ્કળ સ્ટીમરો આવી છે. |

બીજા દેશોના પ્રમાણમાં બ્રિટનનો વેપાર નીચે મુજબ છે :

| દેશ | વેપાર ટકા | વહાણવટું ટકા | જળમાર્ગ માઇલ |
|---|---|---|---|
| બ્રિટિશ સામ્રાજ્ય | ૨૮.૬ | ૩૪.૮ | ૩૬૦૦૦ |
| અમેરિકા (યુ.સ્ટે.) | ૧૩.૬૫ | ૨૦.૦ | ૯૦૦૦ |
| જાપાન | ૨.૮૧ | ૬.૩ | ૪૦૦૦ |

આ બધાના સંઘ-ટકા કાઢયા હોય તો ઇટલીનો ૧ ટકો, જાપાનનો ૧.૨ ટકા, ફ્રાન્સના ૩ ટકા, અમેરિકાના ૪ ટકા અને બ્રિટિશ સામ્રાજ્યના ૯.૭ ટકા આવે છે.

સાધનો માટેનાં કાચાં કુલ દ્રવ્યોના સંઘ-ટકા સરખામણીની દૃષ્ટિએ નીચે મુજબ છે :

| | બ્રિટિશ સામ્રાજ્ય | યુનાઈટેડ સ્ટેટ્સ | ફ્રાન્સ | ઇટલી | જાપાન |
|---|---|---|---|---|---|
| ઘઉં | ૨૩ | ૨૧ | ૬.૫ | ૪.૬ | ૦ |
| ઓટ્સ | ૧૬ | ૨૬ | ૮.૦ | ૦ | ૦ |
| જવ | ૧૮ | ૧૬ | ૩ | ૦ | ૫ |
| ચોખા | ૫૨ | ૦ | ૭ | ૪ | ૧૩ |
| પશુઓ | ૩૯ | ૧૦ | ૪ | ૨ | ૦ |
| ઘેટાં | ૩૬ | ૭ | ૫ | ૧.૫ | ... |
| ઊન | ૪૫ | ૧૧ | ૧.૫ | ... | ૦ |
| રબર | ૫૯ | ૦ | ૦ | ૦ | ૦ |
| કપાસ | ૨૯ | ૫૬ | ૦ | ૦ | ૦ |
| કોલસા | ૨૬ | ૪૩ | ૪ | ૦ | ૨.૪ |
| લોઢું | ૯ | ૩૫ | ૨૫ જર્મનોના હાથમાં | ૦ | સંસ્થાનોમાંથી થોડું થોડું મેળવે છે. |
| તાંબું | ૭ | ૫૫ | ૦ | ૦ | ૦ |

| | | | | | |
|---|---|---|---|---|---|
| ટીન | ૪૬ | ૦ | ૦ | ૦ | ૦ |
| પેટ્રોલિયમ | ૧·૫ ઈરાકનું જુદું | ૭૨ | ૦ | | ૦ કોલસામાંથી કાઢે છે. |

આ સિવાય બ્રિટિશ સામ્રાજ્ય નીકલ ૮૮ ટકા, એસ્બેસ્ટોસ ૯૦ ટકા પેદા કરે છે. આ આંકડા મુખ્ય પેદાશના હોઈ ૧૯૨૯ની સાલના છે.

હવે આપણે માનવશક્તિ જોઈએ.

સને ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધ સમયે બ્રિટને પોતાના અને સામ્રાજ્યના નીચે મુજબના સૈનિકોની ભરતી કરી હતી:

| દેશ | સૈનિકોની સંખ્યા | વસ્તી (તે સમયની) | ટકા |
|---|---|---|---|
| બ્રિટન-ગ્રેટ | ૫૭૦૦૦૦૦ | ૪૬૦૦૦૦૦૦ | ૧૨·૪ |
| કૅનેડા | ૬૨૮૦૦૦ | ૭૬૦૦૦૦૦ | ૮·૩ |
| ઑસ્ટ્રેલિયા | ૪૧૨૦૦૦ | ૪૭૦૦૦૦૦ | ૮·૭ |
| ન્યુઝીલૅન્ડ | ૧૨૮૦૦૦ | ૧૧૦૦૦૦૦ | ૧૧·૬ |
| દક્ષિણ આફ્રિકા | ૧૩૬૦૦૦ | ૧૨૦૦૦૦૦ | ૧૧·૩ માત્ર યુરોપિયનો જ |
| હિંદ | ૧૪૪૦૦૦૦ | ૩૧॥ કરોડ | ·૩ |
| બાકીનું સામ્રાજ્ય | ૧૩૪૦૦૦ | ૬ કરોડ | ·૦૨ |
| | ૮૫૭૮૦૦૦ | | |

આ યુદ્ધ માટેના સૈનિકોની સંખ્યા ખાનગી રાખવામાં આવી છે.

ઔદ્યોગિક કારણોને લીધે બ્રિટનમાં વસ્તી ગીચ છે. બીજા દેશોની સરખામણીમાં નીચે મુજબ છે:

| દેશ | દર માઈલે વસ્તી | દેશ | દર માઈલે વસ્તી |
|---|---|---|---|
| બ્રિટન | ૪૭૭.૭૦ | જાપાન | ૩૨૦.૧૦ |
| ફ્રાન્સ | ૧૯૧.૬૦ | ઇટલી | ૩૩૯ |
| જર્મની | ૩૪૭ | રશિયા | ૭૪.૭૦ |
| અમેરિકા | ૪૮.૭૦ | કૅનેડા | ૨.૫૦ |
| ઑસ્ટ્રેલિયા | ૨.૧૦ | ન્યુઝીલૅન્ડ | ૧૩.૯૮ |

આખા સામ્રાજ્યની વસ્તી ૫૦ કરોડ ઉપરાંત છે, તેમાં ૭ કરોડ યુરોપિયનો છે.

બ્રિટને પોતાના વિશાળ સામ્રાજ્યના રક્ષણ માટે સમુદ્ર–બચાવનાં કેટલાંક અગત્યનાં થાણાં આગમચેતી વાપરીને મેળવ્યાં છે. એના સમુદ્રમાર્ગની લંબાઈ નીચે મુજબ છે:

| પ્લીમાઉથના અંગ્રેજી મથકેથી | સુએઝનો રસ્તો બંધ છે. | કેપના રસ્તે ચાલુ છે. |
|---|---|---|
| હિંદ | ૬૨૦૦ માઈલ | ૧૦૫૦૦ માઈલ |
| સીડની ( ઑસ્ટ્રેલિયા ) | ૧૧૨૦૦ ,, | ૧૨૨૦૦ ,, |
| હોંગકોંગ | ૯૫૦૦ ,, | ૧૨૮૦૦ ,, |
| સિંગાપુર | ૮૧૦૦ ,, | ૧૧૪૦૦ ,, |

મહાયુદ્ધને લીધે હમણાં બહુ લાંબે રસ્તે ચક્રાવો લઈને સ્ટીમર જાય છે.

ભૂમધ્યમાં બ્રિટનનું કોઈ અગત્યનું સંસ્થાન નથી; છતાં જિબ્રાલ્ટર એની ચાવીરૂપ આખા સમુદ્રને ડારતું મથક છે. બ્રિટનના બધા પૂર્વદેશોના રક્ષણનું એ મુખ્ય થાણું છે. ૪૦૦ એકરનું એ અતિ નાનું મથક વિમાની, સાગર અને જમીનમાર્ગે ભારે અગત્ય ધરાવી બ્રિટનના જળમાર્ગનું રક્ષણ કરી રહ્યું છે. લંડનથી એ ૧૨૦૦ માઈલ દૂર છે. એની કિલ્લેબંદી અતિ મજબૂત છે. વિમાનોનું અને ભૂમધ્ય

સમુદ્રના કાફલાનું મુખ્ય મથક છે. સ્પેનની ભૂમિ સાથે જોડાયલું હોવાથી વચ્ચે પહોળી ખાઈ ખોદી હમણાં જ એને છૂટું કર્યું છે. આખો પર્વત કોતરી તોપો ગોઠવી છે. જર્મની પહેલી તકે એ લઈને ભૂમધ્ય સમુદ્ર ઉપરનો બ્રિટનનો કાબૂ તોડવા માગે છે.

**માલ્ટા** : જિબ્રાલ્ટરથી ૯૮૦ માઈલ, પોર્ટ સૈયદથી ૯૮૦ માઈલ અને ફ્રાન્સના માર્સેલ્સથી ૬૬૦ માઈલ દૂર છે. જિબ્રાલ્ટર અને પોર્ટ સૈયદની મધ્યમાં સ્થિત થઈ બ્રિટનના સાગરમાર્ગને એ રક્ષી રહ્યું છે. ઇટલીના મેસીના બંદરથી ૧૮૦ માઇલ અને એની જ કેપ બોનથી ૨૨૦ માઈલ દૂર છે. ઇટાલિયન વિમાનોએ આ મથક પર સેંકડો હલ્લા કર્યા છે. પૂર્વ અને પશ્ચિમ ભૂમધ્યનાં દ્વારો ઉપર એ સરસ ચોકીદાર છે. ભારે મજબૂત કિલ્લેબંધી, વિમાની મથકો અને સાગરના કાફલાનું એ મથક છે. એ લશ્કરી થાણું પણ છે.

**સાઈપ્રસ** : એ બચાવની હારમાળાનું ત્રીજું મથક છે પણ એ ખાસ અગત્ય ધરાવતું નથી. પોર્ટ સૈયદથી એ ૨૪૦ માઈલ દૂર છે. એનું ક્ષેત્રફળ ૩૪૦૦ ચોરસ માઈલનું છે. લંડનથી પોર્ટ સૈયદ ૩૨૬૦ માઈલ છે. પોર્ટ સૈયદથી સુએઝ ૧૦૦ માઈલ અને ત્યાંથી એડન ૧૩૦૦ માઈલ છે.

જિબ્રાલ્ટર અને માલ્ટાની મજબૂત કિલ્લેબંદી સુએઝની નહેરનું રક્ષણ કરી રહી છે. સામ્રાજ્યના વેપારના રક્ષણ માટે સુએઝની ભારે અગત્ય છે.

**એડન** : હિંદી મહાસાગર એ અંગ્રેજો માટે મીઠું સરોવર છે. એડન એ મહાસાગર ઉપર આવેલું બંદર છે. તે પોર્ટ સૈયદ અને મુંબઈ વચ્ચે છે. મુંબઈથી ૧૬૦૦ માઈલ દૂર આવેલું આ એડનનું મથક રાતા સમુદ્રના દ્વારથી ૧૦૦ માઈલ ઈશાને આવેલું છે. પાંચ માઈલ લાંબા અને ત્રણ માઈલ પહોળા પર્વત ઉપર એ છે. ત્યાં વરસાદ

વરસતો જ નથી, છતાં હજાર વર્ષ થયા એ સમુદ્રનો રાજમાર્ગ રહ્યું છે. આ પ્રદેશ બ્રિટનનો છે અને એનો વિસ્તાર ફક્ત ૮૦ ચોરસ માઈલનો છે. અહીં વિમાની મથક અને લશ્કરી થાણું છે.

**કોલંબો – ત્રિન્કોમાલી :** આ મથકો હિંદી મહાસાગરના પશ્ચિમ કિનારાનું રક્ષણ કરે છે. અહીં વિમાની મથક પણ છે તેમ જ નાનો એવો નૌકાકાફલો પણ છે. લંડનથી કલકત્તા અને સિંગાપુર સુધી અને કેપથી મુંબઈ સુધીના જળમાર્ગ ઉપર એની ચોકી છે. હિંદી મહાસાગરની ચોકી માટે ગૌણ મથકો મોરીસિયસ, ડરબન, મદ્રાસ, રંગૂન, કલકત્તા અને ફ્રીમેન્ટલના કિલ્લેબંદીવાળાં મથકો છે. માલીન્ડી (કેનિયા)ની પણ એની જ અગત્ય છે.

**સિંગાપુર :** બ્રિટિશ મથકોમાં સૌથી અગત્ય ધરાવતું મથક સિંગાપુર છે. પચાસ વેપારી સ્ટીમરની લાઈનો આ બંદરનો ઉપયોગ કરે છે. ચીન, જાપાન અને હિંદ વચ્ચેના મધ્ય માર્ગમાં એ આવ્યું છે. પાસિફિક મહાસાગરમાંથી હિંદી મહાસાગરમાં પ્રવેશ કરવાના દ્વાર ઉપર એની મહત્ત્વની ચોકી છે. ઠેઠ હોંગકોંગ (૧૫૦૦ માઈલ દૂર) સુધી એની આણ વર્તે છે. કોલંબોથી એ ૧૬૦૦ માઈલ દૂર છે. જાપાન સામે રાક્ષસ સમું એ ઊભું છે. મોટો વિમાની કાફલો, મનવારોનો કાફલો, મોટું સૈન્ય અને વિશાળ શસ્ત્રસામગ્રી એનું રક્ષણ કરે છે. સિંગાપુર લગભગ અજીત ગણાય છે, પરંતુ અત્યારે જાપાન એને જીતી લેવા કટિબદ્ધ થયું છે. જાપાનના યોકોહામા બંદરથી સિંગાપુર ૨૯૦૦ માઈલ છે. એ પણ મોટા દરિયાઈ કાફલાનું મથક છે.

**હોંગકોંગ :** બ્રિટનથી ૭૦૦૦ માઈલ દૂર આવેલું આ બંદર ચીનાઈ સમુદ્ર અને જાપાનીસ સમુદ્ર ઉપર આવેલું છે. આ પણ ચોકિયાત બંદર છે, પરંતુ ત્યાં મોટાં બૅટલશીપો રહે તેવી વ્યવસ્થા નથી, છતાં મોટું એવું સૈન્ય રાખી, વિમાની મથકો સ્થાપી, એને

મજબૂત બનાવ્યું હતું. પંદર દિવસ સુધી રક્ષણ કર્યા પછી જાપાને એને જીતી લીધું છે. આ બંદર જવાથી ચીન સાથેનો વ્યવહાર બંધ થાય છે ને એ રીતે વેપારનું એક અગત્યનું મથક ગુમાવાયું છે.

બ્રિટને જમીનના સૈન્ય માટે છેલ્લાં બસો વરસ થયાં બિલકુલ દરકાર રાખી નથી. એ હમેશાં બ્રિટનમાં રાા લાખ માણસોનું સૈન્ય નિભાવતું હતું. તે સિવાય પોણા લાખથી લાખનું સૈન્ય હિંદમાં છે. સિવાય બીજા તાબાના પ્રદેશો માટે અરધા લાખનું સૈન્ય બસ હતું. જ્યારે જરૂર પડે ત્યારે હિંદમાંથી સૈન્ય બોલાવી શકાતું હતું. એ સિવાય હિંદમાંથી દોઢથી બે લાખ જેટલું સૈન્ય પરદેશો માટે ઉપયોગી થઈ પડે એમ હતું. બ્રિટનના બીજા પ્રદેશોમાં અરધા લાખથી વધારે દેશી સૈન્યો નહોતાં. આમ કુલ પાંચેક લાખના સૈન્યથી બ્રિટનના મહાન સામ્રાજ્યનું રક્ષણ થતું હતું. કૅનેડા, ઑસ્ટ્રેલિયા, દક્ષિણ આફ્રિકા, આયરિશ સ્ટેટ અને ન્યુઝીલૅંડ–બ્રિટનનાં આ પાંચ સ્વાયત્ત સત્તા ધરાવનાર સંસ્થાનો પોતાની સગવડ પ્રમાણે સૈન્યો ધરાવે છે. પરંતુ કોઈ મહારાજ્ય સામે લડવા જેટલી શક્તિ એનામાં નથી હોતી એટલે બ્રિટનને માથે જ એના રક્ષણનો ભાર રહે છે ને જરૂર પડ્યે મદદ માટે સૈન્યો મોકલવાં પડે છે. આ સંસ્થાનો લગભગ સ્વતંત્ર છે. બ્રિટન કોઈ રાજ્ય સામે યુદ્ધમાં જોડાય તો આ સંસ્થાનોને જોડાવાનું ફરજિયાત નથી, પણ આ સંસ્થાનો ઉપર કોઈ આક્રમણ કરે તો બ્રિટને એમનું રક્ષણ કરવાનું રહે છે.

બ્રિટને જમીન ઉપરના સૈન્યને પોતાના દેશ અને સામ્રાજ્યના રક્ષણ માટે ગૌણ ગણ્યું છે. જમીન ઉપરનું મોટામાં મોટું યુદ્ધ વૉટરલુમાં લડાયું હતું અને એમાં બ્રિટનનું ડ્યુક ઑફ વેલિંગ્ટન પાસે માત્ર ૬૭૦૦૦ સૈનિકોનું સૈન્ય હતું, આમાં ૨૪૦૦૦ બ્રિટનો

હતા. સને ૧૯૧૪-૧૮માં બ્રિટને ૬૦ લાખ યુવકોને યુદ્ધમાં ઉતાર્યા હતા છતાં ફરજિયાત ભરતી અમલમાં આવી નહોતી, પરંતુ આ યુદ્ધ( ૧૯૪૦-૪૧ )માં બ્રિટને ફરજિયાત ભરતી કરી છે. બ્રિટનના સૈન્ય ઉપર આર્મી કાઉન્સિલ સર્વોપરી સત્તા ધરાવે છે. આ કાઉન્સિલ-ના યુદ્ધમંત્રી, સેનાનાયકો, યુદ્ધમંત્રીના સહકારીઓ વગેરે સભ્યો છે. સૈન્યનું મુખ્ય મુખીપણું એડજુટેન્ટ-જનરલના માથે છે. આ જન-રલના હાથ નીચે ભરતી કરવાનું, શિસ્તપાલન, વ્યવસ્થા, લશ્કરી કાયદા પ્રમાણે ન્યાય, લશ્કરી વૈદક અને સુખાકારી ખાતાં છે. ચીફ ઑફ ઇમ્પિરિયલ જનરલ સ્ટાફ એ બીજો નેતા છે. તેના હાથમાં વ્યૂહરચના, જાસૂસીખાતાં, તાલીમ, વ્યૂહના નકશા વગેરે છે. ત્રીજા ક્વાટર માસ્તર જનરલ છે. તેના હાથમાં ખોરાકી, માલ પૂરો પાડવો, વાહનો, કિલ્લેબંદી, જાહેર બાંધકામખાતાં વગેરે છે. આ ત્રણેય ઉપર આર્મી કાઉન્સિલની સત્તા છે.

ડિવિઝન : ડિવિઝનમાં લગભગ બારથી વીસ હજાર સૈનિકો હોય છે ને તેમાં આટલા વિભાગો હોય છે :

પાયદળ, ટૅન્ક પલટન, તોપખાનું, મજૂરોની ટુકડી, વૈદકખાતું, ઇજનેરો, સિગ્નલો, રસોડાંઓ.

બ્રિટનનું સૈન્ય ૧૯૩૭-૩૮થી યંત્રમય થવા લાગ્યું છે. આ યંત્રમય સૈન્યમાં વિમાનો, મોટરગાડીઓ, ટૅન્કો વગેરેનો સમાવેશ થાય છે. ખરી રીતે તો જર્મનીના યંત્રસજ્જ સૈનિકો જોઈને જ બ્રિટનને પોતાનાં સૈન્યોને યંત્રસજ્જ કરવાં પડ્યાં છે, અને છતાં એ બાબતમાં જર્મનીની જ સરસાઈ રહી છે. સૈન્યની વ્યૂહરચના વિશાળ ધોરણે થાય છે. પુલો બાંધનારા, તારો જોડવનારા, રોજની ખોરાકી-પોશાકો સાચવનારા; સિવાય હૉસ્પિટલો, આરામની વસ્તુઓ, કૂચ કરવાનાં વાહનો, રેડિયો, તંબૂઓ, બિસ્ત્રાઓ, સુતારો, રસોઈયાઓ,

ઇજનેરો, જાસૂસો, મજૂરો–એવાં લડાયક નહિ એવાં વર્ગો અને સાધનો-ની જરૂર સૈન્ય સાથે રહે છે.

છેલ્લાં બસો વરસ થયાં બ્રિટનના બેટના બચાવનો મુખ્ય આધાર મનવારોના કાફલા ઉપર છે. શરૂઆતમાં લાકડાની બનાવટની ૫૦ થી ૬૦ ટનની મનવારો હતી, જ્યારે અત્યારે ૩૫૦૦૦ ટનની જંગી મનવારો ( બૅટલશીપો ) બંધાય છે. જાપાને તો વળી ૪૫૦૦૦ ટનની જંગી મનવારો બાંધી છે. બ્રિટનની સરસાઈ, મહત્તા અને રક્ષણની મુખ્ય ચાવી સાગર ઉપરના કાફલામાં છે. આ કાફલાએ બ્રિટનના દસ હજાર માઈલ લાંબા સાગર–માર્ગને સાચવવાનો હોય છે. આ સાગર–કાફલાની કુલ સત્તા બૉર્ડ ઑફ ઍડમિરેલ્ટી ઉપર છે. એના ૧૧ સભ્યોમાં ૭ મોટા સાગર–અધિકારીઓ છે, ૩ મોટા રાજદ્વારી અધિકારીઓ ( નૌકાપ્રધાન સાથે ) છે અને એક વ્યવસ્થાપક સિવિલ સર્વન્ટ છે. એક વિમાની ખાતું પણ અલગ નિભાવવામાં આવે છે. બ્રિટનનું સાગરબળ કુલ ૨૨૫૦૦૦૦ ( ૧૯૪૦ ) ટનનું હતું. ફ્રાન્સનું ૭॥ લાખ ટન, જર્મની ૫ લાખ ટન અને ઇટલીનું ૬॥ લાખ ટન હતું–જો કે હવે અત્યારે તો આમાં સારો એવો ફેરફાર થયો છે.

આ મનવારોના કાફલા આખા સામ્રાજ્યમાં વહેંચાયેલા છે. ચીનનું મથક ( હોંગકોંગ ), વેસ્ટ ઇંડિઝનું મથક, ઇસ્ટ ઇંડિઝનું મથક ( સિંગાપુર ), આફ્રિકાનું મથક વગેરે મુખ્ય મથકો છે. સાત મુખ્ય અધિકારીઓના હાથમાં જાસૂસીખાતું, વ્યૂહરચનાખાતું, કાર્ય-ક્ષેત્રની પ્રવૃત્તિનું ખાતું, બ્રિટનના બચાવનું ખાતું, વેપારરક્ષણખાતું, વિમાની ( દરિયાઈ ) ખાતું વગેરે ખાતાંઓ છે. સંસ્થાનો પોતાના સ્થાનિક રક્ષણ માટે નાના એવા પણ સ્વતંત્ર કાફલા ધરાવે છે. બ્રિટન હમેશાં બીજાં મહારાજ્યો કરતાં બમણું સાગરબળ ધરાવ-

વાનો દાવો કરે છે, પરંતુ અમેરિકા તેના જેટલો જ સમૃદ્ધ કાફલો ધરાવે છે. બ્રિટન પાસે ૧૫ જંગી મનવારો, ૩ જંગી બૅટલ ક્રુઝરો, ૫૬ ક્રૂઝરો, ૧૭૦ વિનાશિકાઓ, ૨૫ મોટર-ટૉર્પિડો બોટો, ૬૮ સબમરિનો, ૬ વિમાન-આશ્રયી મનવારો વગેરે હતું પરંતુ અત્યારે એમાં સારો એવો વધારો-ઘટાડો થયો છે. લાખો નાવિકો એમાં કામ કરે છે. દસ હજાર માઈલના લાંબા સાગરમાર્ગમાં બ્રિટને અનેક કિલ્લેબંદીઓ, કોલસા, તેલ તથા ખોરાકી અને પાણી માટેનાં સાગર-મથકો વગેરે બાંધ્યું છે. હમણાં હવે મનવારોમાં વિમાનવિરોધી તોપો અને લડાયક વિમાનોની સગવડ કરાઈ છે. જર્મનીની લોહચુંબક સુરંગોથી રક્ષણ મેળવવા માટે દરેક મનવારને લોહચુંબકનો પટો હોય છે.

મોટી બૅટલશીપો બનાવતાં ૮ થી ૯ કરોડ રૂપિયા જોઈએ છે. આ મનવારોમાં વાયરલૅસ, સર્ચલાઈટો, ટૉર્પિડોનાં યંત્રો, દારૂના ભંડારો, ઑફિસો માટેની કૅબિનો, વિમાનગૃહો, સ્નાનગૃહો, ખલાસીઓ માટેના રૂમો વગેરે હોય છે. લોઢાના મજબૂત બખ્તરથી એને રક્ષણ મળે છે. આ મનવારો તેલ અથવા કોલસાથી ચાલે છે. યંત્રો અને તોપો ચલાવવા માટે વીજળિક બળનો ઉપયોગ કરાય છે. મોટી જંગી મનવારોમાં ૧૨૦૦ થી ૧૬૦૦ ખલાસીઓ હોય છે. સિવાય વિમાનીઓ, ડૉકટરો, દાંતના ડૉકટરો, સર્જનો, તોપચીઓ, ઇજનેરો, રસોઇયાઓ, પીરસણિયાઓ અને અંગત નોકરો પણ હોય છે. મોટી મનવાર એક શહેર જેટલો કારભાર ચલાવે છે. ખલાસીઓના મોજશોખ અને આનંદ માટે નૃત્યગૃહો, નાટચગૃહો, કસરતશાળાઓ વગેરેની વ્યવસ્થા હોય છે.

વિમાનોમાં અનેક જાતો છે. સને ૧૯૧૪-૧૮ના મહાયુદ્ધમાં ગૌણ કાર્ય કરતું આ ખાતું હવે મહત્ત્વની અગત્ય ધરાવે છે. સૌથી પહેલાં જર્મનીએ વિમાની કાફલામાં સરસાઈ મેળવી. આ સરસાઈને

પરિણામે એને મોટા વિજયો મળ્યા. બ્રિટિશ પ્રદેશો ઉપર જ્યારે જર્મન બૉંબરોએ સત્યાનાશ વાળવાનું શરૂ કર્યું ત્યારે બ્રિટનો ચેત્યા ને ૩૦૦૦૦ વિમાનનો કાફલો તૈયાર કર્યો. આમાંનાં કેટલાંક અમેરિકા પાસેથી ખરીદ કર્યાં ને કેટલાંક પોતાને ત્યાં બાંધ્યાં. વિમાનોનો એક નાનો ભાગ મનવારો સાથે રહે છે, બીજો દુશ્મન દેશો ઉપર આગ· ઝરતા ગોળા વરસાવે છે, ત્રીજો પોતાના દેશના કિનારાનું રક્ષણ કરે છે, ચોથો જાસૂસી કરે છે. નાના વિમાનમાં એક માણસ રહે છે, મોટામાં પંદર હોય છે. વિમાનોની ગતિ કલાકના ૪૦૦ થી ૫૦૦ માઈલ જેટલી હોય છે. આમાં કેટલાંક વિમાનો ચાર એન્જિનવાળાં પણ હોય છે.

વિમાનોની ઘણી જાતો હોઈ તેનો જુદો જુદો ઉપયોગ છે. આ ઉપયોગમાં ખાસ કરીને સૈન્યો લઈ જવાં, દારૂગોળો લઈ જવો, ખાદ્યપદાર્થો પહોંચાડવા, દારૂગોળો ઊંચકી જવો વગેરે મુખ્ય છે. વિમાનોનું છત્રીસૈન્ય પણ છે.

વિમાનોમાં મુખ્ય બે જાતો છે. રક્ષક વિમાનો અતિ ઝડપથી બૉંબર વિમાનોની આસપાસ ફરી શત્રુ–વિમાનોથી તેનું રક્ષણ કરે છે. આ વિમાનોમાં નાની તોપો અને મશીનગનો હોય છે. મોટાં બૉંબરોમાં દારૂગોળાના ૨ રતલથી માંડીને ૨૪૦૦ રતલ સુધીના બૉંબો હોય છે. એમાં પણ તોપો અને મશીનગનો રાખવામાં આવે છે. વિમાનીખાતાનો કુલ વહીવટ ઍર કાઉન્સિલ સંભાળે છે. એનાં નીચે મુજબનાં ખાતાં છે:

૧. વ્યૂહરચના, ૨. તાલીમ, ૩. વિકાસ અને પેદાશ, ૪ વ્યવહાર અને માલ પૂરો પાડવો. આ ખાતા નીચે ત્રણ મુખ્ય વિભાગો છે: (क) દરિયા પરનો વિમાની કાફલો, (ख) ગૃહરક્ષણનો કાફલો, (ग) યુદ્ધભૂમિ ઉપરનો કાફલો. આ ખાતામાં બીજાં પણ પેટા ખાતાં

છે, જેમાં (अ) શિકારી વિમાનોનું ખાતું, (आ) બલૂનોનું ખાતું (इ બૉંબ-વિમાનોનું ખાતું, (ई) તાલીમ આપવાનું ખાતું. ૫. અનામત વિમાનોનું ખાતું, ૬. વિમાનોનું સમારકામ કરનારું ખાતું.

વિમાની ખાતાનો પ્રધાન બ્રિટિશ પ્રધાનમંડળનો સભ્ય છે વિમાનોનું વર્તુલ વધારેમાં વધારે ૩૦૦૦થી ૩૫૦૦ માઈલનું છે. વિમાનોમાં અનેક જાતનાં યંત્રો અને વિનાશક તોપો ને બૉંબો રહે છે. વાયરલેસ, સર્ચલાઈટ વગેરે સાધનો પણ હોય છે. વિમાનો પાછળ બ્રિટન દર વરસે કરોડો પાઉંડ ખર્ચે છે.

બ્રિટનો ધનવાન પ્રજા છે પરંતુ આ મહાયુદ્ધમાં તેની સમૃદ્ધિ-નો છેડો આવી રહે તેમ લાગે છે. અત્યાર સુધીમાં બ્રિટને ૯૦ અબજ રૂપિયા યુદ્ધ પાછળ ખરચ્યા છે. એનું દરરોજનું યુદ્ધખર્ચ ૨૦ કરોડ રૂપિયાનું છે. આવો મોટો વ્યય એ કેટલો વખત ચલાવી શકે તે તો એ જ કહી શકે. બ્રિટનની સાધારણ વાર્ષિક આવક ૧૨॥ અબજ રૂપિયાની છે, ખર્ચ પણ તેટલો છે. વધારામાં તેમણે કરો વધાર્યા છે. એક કરોડ રૂપિયા કમાનારને ૯૫-૯૬ લાખ રૂપિયા કર તરીકે ભરવા પડે છે. બ્રિટનનો વેપાર પણ યુદ્ધને લીધે ખોરવાઈ ગયો છે પણ આજે તો એ બધું ગૌણ બન્યું છે, મુખ્ય તો યુદ્ધ જ છે. આ યુદ્ધ એમણે કોઈ પણ રીતે જીતવું જ રહ્યું અને એટલે યુદ્ધ જ મુખ્ય લક્ષ્યબિંદુ બની રહ્યું છે.

# જર્મની

જર્મન સામ્રાજ્ય સંબંધે કાંઈ પણ લખતાં પહેલાં તેની ભૌગોલિક તેમ જ બીજી સામાન્ય પરિસ્થિતિ સંબંધી જાણવું આવશ્યક થઈ પડશે.

જર્મન સામ્રાજ્ય મધ્ય યુરોપમાં આવલું છે. કુલ અઢાર નાનાં રાજ્યોના બનેલા આ સામ્રાજ્યમાં પૃશિયાનું રાજ્ય ઘણું મોટું અને બળવાન ગણાય છે. આખા ઉત્તર જર્મનીનો ઘણો ખરો ભાગ પૃશિયાએ જ રોક્યો છે. અને ૧૯૧૪–૧૮ પહેલાં આખા જર્મન સામ્રાજ્યનો કુલ વિસ્તાર ૨૦૮૦૦૦ ચોરસ માઈલનો હતો પરંતુ એ પછી ૧૮૨૪૯૪ ચો. માઇલિનો રહ્યો. ઉત્તરથી દક્ષિણમાં એની પહોળાઈ ૫૫૦ માઈલની છે. વિસ્તારની દૃષ્ટિએ આ દેશ યુરોપમાં ત્રીજે નંબરે આવે છે અને વસ્તીમાં બીજે નંબરે. એની ઉત્તર તરફની ભૂમિ નીચાણવાળી છે, દક્ષિણ તરફની ઊંચાણવાળી. જર્મનીમાં માત્ર ઉત્તર તરફ કિનારો છે, આ કિનારાની લંબાઈ ૧૨૦૦ માઈલની છે પરંતુ આ કિનારા પરનાં બંદરો કુદરતી અનુકૂળતાવાળાં નથી. જર્મનીની જમીનમાં અરધા ભાગની ખેતી થાય છે, ¼ ભાગમાં

જંગલો આવેલાં છે ને ⅕ ભાગમાં ઘાસનાં બીડો આવેલાં છે. નિરુપયોગી જમીન બહુ જ થોડી છે.

જર્મનીમાં શિયાળો અને ઉનાળો બંને સખત છે, તેમાંય પૂર્વાર્ધમાં તો શિયાળા દરમિયાન હિમ જ વરસે છે. પ્રજાનો અરધો ભાગ ખેતી ઉપર નભે છે. જંગલોમાં અનેક જાતનું ઇમારતી લાકડું તથા દીવાસળી, કાગળ, પેન્સિલ વગેરે વગેરેની બનાવટમાં ઉપયોગી થઇ પડે એવાં લાકડાં મોટા પ્રમાણમાં મળી આવે છે. દેશના વિકાસનો મુખ્ય પાયો વિજ્ઞાન અને રસાયન છે. આ બંનેની શાસ્ત્રીય પદ્ધતિથી નિષ્ણાત એવા જર્મનો પોતાના દેશને ઊંચી કક્ષાએ લઈ જવા દિવસરાત મંડયા રહે છે, એટલે જ જગતના દેશોમાં જર્મન પ્રજા પ્રગતિશીલ ગણાય છે. વળી ખનીજની પેદાશ ખૂબ જ છે એટલે ઉદ્યોગની બાબતમાં સારો એવો વિકાસ સાધી શકાય છે. પાંચ નદીઓના જળમાર્ગનો વ્યવહારમાં ઉપયોગ કરીને વેપારનો વિકાસ સધાયો છે.

જર્મન સામ્રાજ્યની કુલ વસ્તી સાત કરોડની છે. બોલવાની અને લખવાની ભાષા એક જ છે. દર ચોરસ માઇલે વસ્તીનું પ્રમાણ ૩૬૮ જેટલું છે. જર્મનીમાં આવી વસેલા પરદેશીઓમાં ૨।। લાખ પોલો છે, ૧। લાખ ઑસ્ટ્રિયનો છે, ૨। લાખ ઝેકોસ્લોવેક્યિન છે ને અંગ્રેજો માત્ર ૭૦૦૦ છે, ફ્રેંચો પણ લગભગ એટલા જ છે. જર્મન પ્રજાજનમાં ખેતીમાં ૨૯ ટકા, ઉદ્યોગમાં ૪૦ ટકા, વેપારમાં ૧૮ ટકા, નોકરી અને દુકાનદારીમાં ૮ ટકા અને ગૃહનોકરીમાં ૪ ટકા છે. મોટાં શહેરોમાં બર્લિન, હેમ્બર્ગ, કૉલોન, મ્યુનિક, લીપઝીક, ઇશેન, ડ્રૈસડન અને બ્રેસ્લો મુખ્ય છે અને એની વસ્તી અનુક્રમે ૪૨।। લાખ, ૧૧।। લાખ, ૭।। લાખ, ૭।। લાખ, ૭। લાખ, ૬।। લાખ, ૬।। લાખ અને ૬। લાખ છે. ઉપરાંત બીજાં પણ પચાસ જેટલાં શહેરો છે અને એ દરેકની વસ્તી એક લાખથી પાંચ લાખ

જેટલી છે. ઔદ્યોગિક વિકાસનું પ્રમાણ શ્રેષ્ઠ હોવાથી શહેરોની વસ્તી વધતી રહે છે. જર્મન પ્રજા શરીરે સશક્ત હોવા સાથે સંસ્કૃત અને પ્રગતિગામી છે. આજ્ઞાધીનતા, વ્યવસ્થા, દેશને ખાતર સર્વસ્વ હોમવાની તૈયારી, કરકસર, લલિતકળાઓ ઉપરનો પ્રેમ, સંપ, સંગઠન, શિસ્ત વગેરે ગુણો તેમનામાં સારા પ્રમાણમાં ખીલેલા છે.

દેશમાં ૬ વરસની ઉંમરથી તે ૧૪ વરસની ઉંમર સુધીના માટે શિક્ષણ ફરજિયાત છે. શિક્ષણવિષયક સંપૂર્ણ તાલીમ પામેલા શિક્ષકને જ શિક્ષક તરીકે નીમવામાં આવે છે. પ્રજાનો ૯૮ ટકા ભાગ શિક્ષિત છે. વિજ્ઞાન, રસાયન, યંત્રશાસ્ત્ર, વિદ્યુત વગેરે આધુનિક યુગનાં અનિવાર્ય અંગોનું શિક્ષણ ત્યાં પૂર્ણતાએ પહોંચ્યું છે. બધી મળીને કુલ ૨૩ યુનિવર્સિટીઓમાં અભ્યાસ કરતો વિદ્યાર્થીસમૂહ સર્વાંગી કેળવણી દ્વારા દેશની સંસ્કૃતિ ઘડવામાં મગજને કસી રહ્યો છે.

જર્મન પ્રજાજનોમાં ૬૩ ટકા પ્રોટેસ્ટંટો, ૩૨ ટકા રોમન કેથલિકો અને ૪ ટકા બીજા ધર્મના છે.

દેશમાં બેકાર, અશક્ત, વૃદ્ધ અને બીમારને નિભાવવા માટે વિશાળ યોજનાઓ હસ્તી ધરાવે છે ને એ રીતે લોકહિતનાં કાર્યો દ્વારા પ્રજાનો પ્રેમ જાળવી રખાય છે. વસ્તીનું પ્રમાણ વધે એટલા માટે ખાસ મદદ આપવામાં આવે છે. વીમો ઉતરાવવાનું ત્યાં ફરજિયાત છે. ૧૯૩૩માં કુલ ૧૮૬ લાખ માણસો વીમાની પૉલિસી ધરાવતા હતા. પ્રજાને મદદ કરવા માટે જાતજાતનાં ખાતાંઓ રાજ્ય નિભાવે છે, જેમાં લાખો બેકારોને નિભાવવાનો પ્રશ્ન પણ સમાઈ જાય છે.

આર્થિક બાબતમાં જર્મન પ્રજા નબળી છે અને એટલે જ ઇંગ્લંડ–અમેરિકા જેવા લક્ષ્મીપતિઓ ત્યાં નથી. અમેરિકાના એક પ્રજાજનની વાર્ષિક આવક પ્રમાણમાં ૨૨૦૦ રૂપિયા છે. એક અંગ્રેજ પ્રજાજનની આવક ૧૨૦૦ રૂપિયા છે જ્યારે એક જર્મન પ્રજાજનની

આવક લગભગ ૪૫૦ રૂપિયા જેટલી છે. જર્મનીમાં રાઈક માર્ક નામનું સોનાનું ચલણુ છે. તેના અર્થશાસ્ત્રી શૅાટે જર્મન અર્થશાસ્ત્રને ખૂબ જ ચાલાકી અને બુદ્ધિપૂર્વક ખીલવ્યું છે. ઈ. સ. ૧૯૨૯ પછી જગતમાં જ્યારે મંદીનું મોજું ફરી વળ્યું ત્યારે એણે અનેક દેશો પાસેથી કાચાં દ્રવ્યો વિપુલ પ્રમાણુમાં ખરીદી બદલામાં પાકાં દ્રવ્યો આપ્યાં હતાં. આ કાચાં દ્રવ્યોમાંથી બીજા દેશોને પોતાની સ્ટીમરમાં અમુક પ્રમાણુ આપી તેમની પાસેથી પોતાને ઉપયોગી પદાર્થ બદલામાં મેળવ્યો હતો, આથી જર્મનીને ભારે નફો થયો હતો.

જર્મનીની વાર્ષિક પેદાશ ૬ાા કરોડ રાઈક માર્કની છે, ખર્ચ પણુ તેટલું જ છે. પ્રજા પાસે કર મોટા પ્રમાણુમાં લેવાય છે. કરજ પણુ ઘણું છે, પણુ આ કરજ કેટલું છે એ પ્રગટ કરવામાં આવતું નથી. જૂનાં કરજો આપવાની જર્મનીએ ના પાડી છે.

ઔદ્યોગિક બાબતમાં જર્મની આગળપડતો દેશ છે. યંત્રશક્તિઓમાં એનું સ્થાન ઊંચું છે. કાચો માલ લઈને તેનાં યંત્રો બનાવી પૂરાં પાડવાના વેપારી કરારો અનેક રાજ્યો સાથે એણે કરેલા છે. સંઘશક્તિની મદદથી અનેક ઉપયોગી પદાર્થોનું મોટા સમૂહમાં ઉત્પાદન થાય છે. આ બધું ઉત્પાદન યંત્રો દ્વારા જ થાય છે. જર્મનીમાં દર વરસે ૩૨ કરોડ ટન કોલસો નીકળે છે. સિવાય લોઢું, તાંબું, જસત, સીસું પણુ મળી આવે છે. યુરોપના દરેક નાના રાજ્ય પાસેથી પુષ્કળ પ્રમાણુમાં કાચો માલ ખરીદીને પોતાનો ઔદ્યોગિક વિકાસ એણે સાધ્યો છે. દેશની અંદર આવેલાં જંગલો પણુ પેદાશનું પ્રમાણુ વધારવામાં સારો એવો ફાળો આપે છે.

જર્મની પાસે પેટ્રોલિયમ તેલ ઓછું છે, પરંતુ આ ખોટ પૂરી પાડવા તે કોલસામાંથી સારા પ્રમાણુમાં તેલનું ઉત્પાદન કરે છે. નાનાં નાનાં રાજ્યોને વેપારી સંધિઓ દ્વારા પુષ્કળ યંત્રો અને પાકાં દ્રવ્યો પૂરાં પાડીને જર્મનીએ પુષ્કળ લાભ મેળવ્યો છે.

જર્મનો પાકા વેપારી, અર્થશાસ્ત્રી અને ચતુર છે.

જર્મનીમાં વસ્તી ગીચ છે અને એનો મોટો ભાગ ખેડૂત છે. ખેતીનો વિસ્તાર પણ મોટો છે. જર્મન ખેડૂતો જમીનને ફળદ્રુપ બનાવી તેનો કેમ લાભ લેવો એ બરાબર જાણે છે. દુનિયાના દેશોમાં અમેરિકામાં ૩૪ાા કરોડ એકર, રશિયામાં ૩૪ાા કરોડ એકર અને હિંદમાં ૩૧ કરોડ એકર જમીનમાં ખેતી થાય છે, જ્યારે જર્મનીમાં માત્ર પાા કરોડ એકર જમીન ખેતી માટે છે. આ સાડા પાંચ કરોડ એકર જમીનમાંથી ૪૬ લાખ ટન ઘઉં, ૭૭ લાખ ટન રાઈ, ૩૨ લાખ ટન જવ, ૫૪ લાખ ટન ઑટ્સ, ૪ાા કરોડ ટન બટાટાં અને ૯૧ લાખ ટન બીટ થાય છે. કપાસની પેદાશ બિલકુલ થતી નથી. દ્રાક્ષની ખેતી સારી છે.

પ્રાણીઓમાં ૩૪ લાખ ઘોડા, ૨ કરોડ ગાયો અને બળદો, ૩૪ લાખ ઘેટાં, ૨ાા કરોડ ભૂંડ અને ૨૫ લાખ બકરાં હતાં. જર્મનીની ૩ા કરોડ એકર જમીન જંગલોથી છવાયેલી છે. આ જંગલોની યોગ્ય દેખભાળ રાખી તેમાંથી આર્થિક લાભ મેળવાય છે. સિવાય, દરિયામાંથી મોટા પ્રમાણમાં માછલાં તેમ જ સાત કરોડ જેટલાં ફીબો મળી આવે છે, જેનો ઉપયોગ ખોરાકમાં થાય છે, અને છતાં ખોરાકીના પદાર્થો તેને પરદેશમાંથી મગાવવા પડે છે. જર્મન રસાયનશાસ્ત્રીઓ બનાવટી પદાર્થોમાંથી ખોરાક બનાવે છે ને એમ કરીને ખોરાકપરત્વેની પરતંત્રતા ઓછી કરે છે.

પ્રકીર્ણ બાબતમાં જોઈએ તો જર્મની પાસે ૰ાા કરોડ ગ્રોસ ટનની સ્ટીમરો (૨૦૪૩ સ્ટીમરો) અને ૫૮૩૩૧ એટલે ૩૬૨૪૬ માઈલની રેલવે છે, ૪૭૦૦ માઈલનો નહેર–વહેવાર છે જેમાં ૧૮૦૦૦ નાની સ્ટીમરો ચાલે છે. ૬૩૦૦૦ પોસ્ટઑફિસો, ૯૬૦૦૦ માઈલોના તારો, ૧ાા લાખ માઈલ લાંબા ટેલિફોનો છે. જર્મનીએ ઈ. સ.

૧૯૩૪માં ૪૪॥ કરોડ માર્કનો માલ પરદેશથી આયાત કર્યો હતો અને ૪૧॥ કરોડ માર્કના માલની નિકાસ કરી હતી.

૨

જર્મનીની ભૌગોલિક તેમ જ સામાન્ય પરિસ્થિતિ જાણ્યા પછી હવે આપણે એની લડાયક તૈયારીઓ તરફ વળીએ.

ઈ. સ. ૧૯૧૪–૧૮નું મહાયુદ્ધ સર્વને વિદિત છે. આ યુદ્ધમાં જર્મનીનો પરાજય થયો હતો એ વાત પણ સૌ કોઈ જાણે છે. આ મહાયુદ્ધ દરમિયાન જર્મનીનો બધો જ દરિયાઈ કાફલો ડુબાડી દેવામાં આવ્યો હતો. આ પછી ૧૯૩૫માં એણે નવો કાફલો બાંધવો શરૂ કર્યો. આજે એ કાફલો પા॥ લાખ ટનનો હોઈ બિલકુલ આધુનિક છે. એમાં ૭ જંગી બૅટલશીપો છે, જો કે આમાંની કેટલીક કામ આવી ગઈ છે. પ્રત્યેક ત્રણ હજાર ટનની એવી દસ અને ૫૦૦૦ થી ૯૦૦૦ ટનની એવી ૯ ક્રુઝરો હતી, ૧૬ વિનાશિકાઓ હતી, ૩ વિમાનવાહક મનવારો હતી, સબમરીનો પણ ઠીક પ્રમાણમાં બાંધી હતી. સબમરીન એ એનું સાગરયુદ્ધનું ધારદાર હથિયાર છે. શત્રુ-વહાણોને તારાજ કરવામાં આ સબમરીનોએ સારો એવો ભાગ ભજવ્યો છે, છતાં મનવારોના કાફલાને મુખ્ય આયુધ તરીકે જર્મનીએ ગણ્યો નથી, માત્ર બચાવપૂરતો તેનો ઉપયોગ છે.

જગતમાં જર્મન સૈન્ય સર્વશ્રેષ્ઠ હોઈ સંપૂર્ણ યાંત્રિક સાધનોવાળું છે. જર્મનો અતિ શૂરા અને ખૂની લડવૈયા છે. વિજ્ઞાનનો એણે સંપૂર્ણ લાભ લીધો છે ને આ વિજ્ઞાને જ એને મોટા વિજયો અપાવ્યા છે. મોટરો અને મોટરસાઈકલોનું એનું સૈન્ય ભારે આક્રમણકારી હોય છે. આવું મોટરો અને સાઈકલોનું લાખોનું સૈન્ય જર્મનીએ તૈયાર કરેલું છે. છેલ્લાં દોઢસો વર્ષથી જર્મનીએ પૃથ્વી ઉપરના સૈન્ય ઉપર વધુમાં વધુ લક્ષ આપ્યું છે. લગભગ દસ હજાર ટૅન્કો આ સૈન્યની મદદ માટે તૈયાર છે. મોટી યાંત્રિક તોપો, નાની યાંત્રિક તોપો, કરોડો

મશીનગનોનો એનાં યુદ્ધસાધનોમાં સમાવેશ થાય છે. યુદ્ધ એ જર્મનીનો પ્રાણવાયુ છે. જર્મન સૈન્યને લડવાનું ખૂબ ગમે છે. એ કદી બચાવ ઉપર રહેતું નથી પણ આક્રમણ જ કરે છે. જર્મનીએ ૧ કરોડ નવજુવાનોને લશ્કરી તાલીમ આપી છે ને એ એક કરોડ માટેનાં લડવાનાં સાધનો પણ તૈયાર જ રાખેલાં હોય છે. દારૂગોળો, તોપો, ટેન્કો વગેરે યુદ્ધસામગ્રીનું ઉત્પાદન વિશાળ પ્રમાણમાં થાય છે.

જર્મનીની લડાયક સામગ્રીમાં વિમાનોનો પણ મોટો ફાળો છે. ૧૯૩૫ની સાલથી વિમાનો બાંધવાનાં કારખાનાં એણે સ્થાપ્યાં છે. આ કારખાનાંઓ સંખ્યાબંધ વિમાનો તૈયાર કરે છે. જેમ કારખાનાં-ઓમાં સંખ્યાબંધ વિમાનો તૈયાર થાય છે તેમ એ વિમાનોને ચલાવનારા સંખ્યાબંધ વિમાનીઓ પણ તાલીમ લેતા હોય છે. જર્મની પાસે કેટલાં વિમાનો છે એ કોઈ જાણતું નથી. યુદ્ધ સમયે દસ હજાર અને હમણાં ૩૦ હજાર જેટલાં વિમાનો તેની પાસે છે એવું અનુમાનાય છે. દરેક લાયક કિશોરને દસ વર્ષની ઉંમરથી જ વિમાની તાલીમ આપવાનું શરૂ થાય છે. આનું પરિણામ એ આવે છે કે વિમાનીઓનો કદી તોટો પડતો નથી. જર્મની પાસે તાલીમબદ્ધ છત્રી–પેરેશૂટ–સૈન્ય પણ છે. આ પેરેશૂટિયા સૈનિકો હથિયારો સહિત વિમાન દ્વારા ઊતરી પડે છે અને ભારે ખુવારી ઉપજાવે છે.

સૈન્યની લાવ–જા કરવા માટે મોટાં વિમાનો પણ તેની પાસે છે. ટેન્કો અને દારૂગોળો પણ વિમાનો ઉપાડી જાય છે. જર્મનીના વિમાનીઓમાં ડૂબકી મારનાર વિમાનીઓ ભારે હિંસક જણાયા છે. વિમાનો, ટેન્કો અને યાંત્રિક પાયદળની જર્મનીની ત્રિવિધ વ્યૂહરચના યુદ્ધમાં અજોડ માલૂમ પડી છે.

૩

જર્મનીની લડાયક તૈયારીઓ અને સાધનો સંબંધે આટલું કહ્યા

પછી એનો પૂર્વઇતિહાસ જાણવો જરૂરી થઈ પડે છે. વર્તમાન યુદ્ધનું મૂળ એ ઇતિહાસમાં જ છે.

જર્મન પ્રજા સેલ્ટિક, ટયુટોન્સ અને સ્લેવ પ્રજામાંથી બનેલી મિશ્ર પ્રજા છે. શાર્લિમેન(મહાન)ના મહારાજ્યમાંથી જર્મનીનો પ્રાદુર્ભાવ થયો છે. પ્રાચીન જર્મન સામ્રાજ્યમાં બેલ્જિયમ, સ્વિટ્ઝર્લૅન્ડ અને હોલૅંડનો સમાવેશ થતો હતો. શાર્લિમેન પછી જર્મની નાનાં નાનાં રાજ્યોમાં વહેંચાઈ ગયું હતું. ઈ. સ. ૧૩૫૬માં હોહેન ઝોલર્ન વંશના ફ્રેડરિકને બ્રેન્ડનબર્ગની ઠકુરાત મળી હતી. એ પછી, ઈ. સ. ૧૯૧૮ સુધીમાં એ વંશના ઘણા સમ્રાટો થઈ ગયા. ઈ. સ. ૧૬૪૦માં ફ્રેડરિક વિલિયમ પૃશિયાના રાજા તરીકે આવ્યો. એના પછી જે રાજા આવ્યો એનું નામ પણ ફ્રેડરિક વિલિયમ હતું. આ રાજાએ પોતાના સૈન્યને સુધારવાનું કામ હાથ ધર્યું. આ સૈન્ય-સુધારણાનાં ફળ તેના પુત્ર મહાન ફ્રેડરિકને મળ્યાં. તુરતમાં જ ઑસ્ટ્રિયાની ગાદી ઉપર આવેલી બાલરાણી મેરિયા થેરિસા પાસેથી એણે સીલેશિયા આંચકી લીધું. અંગ્રેજોએ રાણીને મદદ કરવા સૈન્ય મોકલ્યું. સાત વરસ એ યુદ્ધ ચાલ્યું, છેવટે પરાજય પામવા છતાં પણ ફ્રેડરિકે સીલેશિયાનો પ્રાંત છોડયો નહિ. ઑસ્ટ્રિયાની મદદે આવેલાં રશિયા, પોલાન્ડ, સેક્ષનિયા અને સ્વીડન સાથે પણ એણે યુદ્ધો ખેલ્યાં ને પરાજયમાં પણ પોતાને સર્વશ્રેષ્ઠ સેનાધ્યક્ષ તરીકે સિદ્ધ કર્યો. આ મહાન ફ્રેડરિકે પ્રશિયાને યુરોપનું મહારાજ્ય બનાવ્યું હતું.

મહાન નેપોલિયને પૃશિયન સમ્રાટનો પરાજય કરી પૃશિયાનો અરધો ભાગ પોતાના ભાઈ જેરોમ બોનાપાર્ટને આપ્યો, પરંતુ વૉટર્લુના યુદ્ધમાં અંગ્રેજોને હાથે નેપોલિયન પરાજય પામ્યો એટલે આખુંય પૃશિયા પાછું એના સમ્રાટને મળ્યું.

ઈ. સ. ૧૮૧૫માં જર્મનીમાં ૩૯ ઠકુરાતો હતી, પરંતુ એ બધીય ઠકુરાતોનું પ્રતિનિધિમંડળ વાંધાઓની પતાવટ કરતું.

જગતના મહાન રાજદ્વારી પુરુષ તરીકે જેની નામના છે એ ઑટો વૉન બિસ્માર્ક ૧૮૬૧માં થયો. આ દીર્ઘદૃષ્ટિવાળો અને સાહસિક પુરુષ વિલિયમ પહેલાનો મુખ્ય સચિવ હતો.

બિસ્માર્કે પાંચ લાખ સૈનિકોનું પ્રથમ નંબરનું સૈન્ય તૈયાર કર્યું હતું. ઑસ્ટ્રિયા ઉપર આક્રમણ લઈ જઈ એને જીત્યું ને ખૂબ જ કુનેહ અને બુદ્ધિચાતુર્યથી જર્મનીનાં બધાં રાજ્યોનું એકીકરણ કરી જર્મન સામ્રાજ્યનો પાયો નાખ્યો.

ઈ. સ. ૧૮૭૦માં એણે ફ્રાન્સને હરાવી એનો સદંતર પરાજય કર્યો, અને દંડ તરીકે મોટી રકમ તેમ જ બે પ્રાંત (આલસાસ અને લોરેન) મેળવ્યા. એના સમયમાં જર્મનીએ રાજકીય, વાણિજ્ય, ઔદ્યોગિક અને શિક્ષણ સંબંધમાં મોટો વિકાસ સાધ્યો. આ બિસ્માર્ક અત્યારે આધુનિક જર્મનીનો પિતા ગણાય છે.

વિલિયમ પહેલા પછી કૈઝર વિલિયમ બીજો સમ્રાટ તરીકે આવ્યો. આ રાજાએ બિસ્માર્કના હાથમાંથી બધી સત્તા છીનવી લઈ એને નિવૃત્ત કર્યો.

કૈઝર વિલિયમ બીજો ભારે મહત્ત્વાકાંક્ષી પુરુષ હતો. આ મહત્ત્વાકાંક્ષાને પોષવા ખાતર એણે પોતાના સૈન્યને સંપૂર્ણ સજ્જ કરી રાખ્યું હતું. જર્મન સૈનિકો કુદરતી રીતે જ શૂરવીર હોઈ શિસ્તપાલનમાં મોખરે છે. આવા શૂરવીર અને શિસ્તબદ્ધ સૈનિકોને ઉત્તેજન મળ્યું એટલે એ સૈન્ય યુરોપમાં સર્વશ્રેષ્ઠ સૈન્ય તરીકે પંકાવા લાગ્યું. ધીમે ધીમે જર્મનીની વૈજ્ઞાનિક શક્તિ વધતી ગઈ. આ વૈજ્ઞાનિકોએ યંત્ર, રસાયન અને વિદ્યુતમાં મહાન શોધો કરી. આ શોધોનો લાભ જર્મન સૈન્યને અદ્યતન કરવામાં લેવાયો. દેશમાં ઠેરઠેર જબરજસ્ત કારખાનાંઓ સ્થપાયાં. વહાણવટું ખીલતાં વેપાર વધ્યો. બ્રિટન સામે વેપારી હરીફાઈ શરૂ થઈ.

પણ ત્યારે એક મહાન બનાવ બન્યો અને ૧૯૧૪–૧૮નું મહાયુદ્ધ મંડાયું.

બાલ્કનમાં સર્વિયા નામે એક નાનું રાજ્ય આવેલું છે. આ સર્વિયામાં ઑસ્ટ્રિયાના સમ્રાટના યુવરાજનું ખૂન થયું. આ ખૂનના બદલામાં ઑસ્ટ્રિયાએ સર્વિયા પાસે કડક શરતો માગી. કાંઈક વાંધો ઊભો થયો, ચકમક ઝરી અને સર્વિયાની પડખે ઊભી રશિયાએ હાકલ મારી. આ બાજુ ઑસ્ટ્રિયાની મદદે જર્મનીએ તલવાર ખેંચી. રશિયા અને ફ્રાન્સ વચ્ચે થયેલી સંધિને લીધે ફ્રાન્સે પણ ઝુકાવ્યું. જર્મનીએ બેલ્જિયમ સર કરી ફ્રાન્સ ઉપર ત્રાટકવા તૈયારી કરી એટલે ઇંગ્લંડે પણ તલવાર ખેંચી દોટ દીધી.

ને આમ ૧૯૧૪–૧૮નું મહાયુદ્ધ મંડાયું.

જર્મન સૈન્ય ખૂબ તાલીમ પામેલું હતું એટલે શરૂઆતમાં તો એણે સારા વિજયો મેળવવા માંડ્યા. ફ્રાન્સમાં પણ અંગ્રેજ–ફ્રેંચ સૈન્યને પાછું હઠાવી પેરીસથી આગળ ત્રીસ માઈલ સુધી જર્મન સૈન્યો ઘૂસી ગયાં. પણ પછી તો ત્યાં ભારે યુદ્ધ જામ્યું. જર્મનોની આગેકૂચ અટકી ગઈ.

ઈ. સ. ૧૯૧૫માં ઇટલીએ પણ ફ્રાન્સ અને ઇંગ્લંડને પક્ષે યુદ્ધમાં ઝંપલાવ્યું. પાછળથી રૂમાનિયાએ પણ એમનો પક્ષ લીધો. તુર્કીએ જર્મન સહાયક શોધ્યો.

આમ યુરોપ બે પક્ષમાં વહેંચાઈ ગયું.

જર્મન સેનાધ્યક્ષ હિન્ડનબર્ગે ટેનિનબર્ગના યુદ્ધમાં રશિયાને સખત હાર આપી. આ હારથી રશિયામાં મજૂરોએ બળવો કર્યો. ઝારની સત્તા નબળી પડી. રશિયા એ યુદ્ધમાંથી ખસી ગયું. પાછળથી સામ્યવાદી પક્ષે રશિયામાં સત્તા જમાવી શાસનદોર હાથમાં લીધો.

રશિયાનો પરાજય કર્યા પછી રૂમાનિયા અને ઇટલી પણ પરાજિત

પામ્યાં. તુર્કીનો અંગ્રેજોએ પરાજય કર્યો. જર્મનોએ બ્રિટનની સેંકડો સ્ટીમરો સમુદ્રને તળિયે બેસાડી.

અત્યાર સુધી અમેરિકા યુદ્ધથી અલિપ્ત હતું પરંતુ ૧૯૧૭માં જર્મનીએ અમેરિકન સ્ટીમરો ડુબાડવા માંડી.

અમેરિકા પણ યુદ્ધમાં પડ્યું.

અમેરિકા યુદ્ધમાં પડ્યું એટલે મિત્રરાજ્યોનું બળ વધી ગયું. એણે ૧।। લાખ સૈનિકો ફ્રાન્સની ભૂમિ ઉપર લડવા મોકલ્યા. આર્થિક રીતે થાકેલાં બ્રિટન અને ફ્રાન્સને કાચો માલ તેમ જ નાણું ધીર્યાં. અમેરિકાનાં વિશાળ સાધનોનો મિત્ર-રાજ્યોની મદદે ઉપયોગ થવા લાગ્યો. આ બાજુ જર્મનીમાં દુકાળ પડ્યો. અંગ્રેજોની સખત નાકાબંધીને લીધે બહારથી કાંઈ જ આવી શકતું નહોતું, એમાં દુકાળ આવ્યો. ભૂખમરાએ લોકોને બેહાલ બનાવી દીધા. વળી મિત્રરાજ્યોનું બળ વધ્યું એટલે યુદ્ધક્ષેત્રમાં પણ પરાજયની પરંપરા શરૂ થઈ. એના ઇજનેરોએ બનાવેલી કિલ્લેબંદીની મોટી હરોળ મિત્રરાજ્યોના ભારે તોપમારાથી તૂટી ગઈ.

જર્મની ડૂકવા માંડ્યું. સંધિ માટે એણે માગણી કરી.

આ સંધિની શરતો નક્કી કરવા અત્યારનો પ્રેસિડન્ટ રૂઝવેલ્ટ ખાસ યુરોપ આવ્યો. જર્મનીના સૈનિકો પાસેથી હથિયારો ખૂંચવી લેવામાં આવ્યાં. એના દરિયાઈ કાફલાને જળસમાધિ લેવરાવાઈ.

પ્રેસિડન્ટ વિલ્સને જાહેર કર્યું હતું કે જર્મની સાથે સમભાવે વર્તવામાં આવશે, પરંતુ ફ્રાન્સ જર્મનીને કચરી તે ફરી ઊભું ન થાય તેવું વલણ ધરાવતું હતું. બ્રિટનનું વલણ ફ્રાન્સ અને અમેરિકા બંનેને રાજી રાખવાનું હતું. ફ્રાન્સનો વડો પ્રધાન ક્લેમેન્સ્યુ, અંગ્રેજ વડો પ્રધાન લૉઈડ જ્યોર્જ અને અમેરિકાનો પ્રેસિડન્ટ વિલ્સન સંધિની વાટાઘાટ કરવા લાગ્યા. સૌને પોતાનું પેટ ભરવાની ચિંતા

હતી. જર્મન પ્રતિનિધિઓ પણ નીચી કક્ષામાં ગણાઈ આવ્યા હતા.

જર્મનીમાં બળવો જાગ્યો. કૈઝર વિલિયમ નાસીને હોલૅન્ડના ડુન શહેરમાં જઈ ભરાયો. ઈ. સ. ૧૯૧૯માં રાજસત્તાનો નાશ થયો અને પ્રજાસત્તાક સ્થપાયું. હેર ઈબર્ટ નામે દરજીનો ધંધો કરનાર માણસ જર્મન પ્રજાસત્તાકનો પહેલો પ્રમુખ બન્યો. જર્મની માટે એ કાળ ભારે કપરો હતો. સખત દુકાળને લીધે ભયંકર ભૂખમરાથી લોકો હેરાન–પરેશાન બની ગયા હતા. આવો દુકાળ હોવા છતાં બ્રિટનની મનવારો બહારથી અનાજ આવવા દેતી નહોતી.

વર્સેલ્સની સંધિ થઈ. બૅયોનેટની અણીએ આ સંધિ ઉપર જર્મન પ્રતિનિધિઓની સહી લેવાઈ.

સંધિમાં રજૂ થયેલ શરતો સખત હતી. જર્મની ઉપર ભારે અંકુશો એ સંધિ દ્વારા મુકાયા. રૂઝવેલ્ટ આવી કડક શરતોથી નારાજ હતો પરંતુ એને આંબા–આંબલી બતાવી સમજાવી લેવામાં આવ્યો.

આ સંધિની શરતો પ્રમાણે જર્મની કાંઈ સૈન્ય રાખી શકે નહિ, માત્ર પોલીસ રાખી શકે. દરિયાઈ કાફલો રાખી શકે નહિ, ટૅન્કો બનાવી શકે નહિ, વિમાનો બનાવી શકે નહિ, તેમ વિમાનીઓને વિમાની તાલીમ આપી શકે નહિ.

વેપાર કરવાની છૂટ હતી, પણ મર્યાદિત રીતે જ.

વળી આ સંધિ અનુસાર જર્મનીનાં જેટલાં સંસ્થાનો હતાં તે ઝૂંટવી લેવામાં આવ્યાં, જેની વહેંચણી મિત્રરાજ્યોએ કરી લીધી. સંધિના જોડિયા ખતમાં યુદ્ધ શરૂ કરવાનો દોષ જર્મની ઉપર નાખવામાં આવ્યો–જો કે એ દોષ જર્મનીનો હતો કે નહિ એ શંકાસ્પદ છે–ને એ દોષના દંડ તરીકે ૬ અબજ પાઉંડનો ભારે દંડ જર્મની માથે ઠોકી બેસારાયો. જર્મની લાચાર બન્યું. તોપો બનાવવાનાં કારખાનાં એને બંધ કરવાં પડ્યાં, વળી જર્મની સૈન્ય ન રાખી શકે એ માટેની

તપાસ અર્થે મિત્રરાજ્યોનું સૈન્ય જર્મનીમાં રાખવાનું ઠર્યું. ર્‌હાઇન પ્રદેશમાં કિલ્લેબંદી રાખવાની પણ સંધિની શરત અનુસાર મનાઈ હતી. ઉપરાંત તેના બે પ્રાંતો ફ્રાન્સને આપી દેવામાં આવ્યા. પૂર્વ પ્રુશિયાને જર્મનીથી તદ્દન છૂટો પાડી વચલી માર્ગભૂમિ પોલાંડને આપી દેવામાં આવી, ને એ રીતે યુદ્ધનો અંત અને સંધિ નિર્માયાં ને જર્મની માટે કટોકટીનો કાળ શરૂ થયો.

જર્મન પ્રજા કેવી મગરૂબ છે એ તો આગળ કહેવાઈ ગયું છે. આ મગરૂબ પ્રજાએ યુદ્ધ પછીનાં સાત વર્ષો સુધી જે સહન કર્યું છે તે અવર્ણનીય છે–એક રીતે એ સખત તપશ્ચર્યા જ હતી. દુકાળને લીધે જર્મન નારીને શિયળ વેચીને પણ પેટ ભરવાની જોગવાઈ કરવી પડતી. ધન તો બધું યુદ્ધમાં વપરાઈ ગયું ને કારખાનાંઓ યુદ્ધસરંજામ બનાવતાં હતાં તેને પ્રજાસત્તાક રાજ્યે જીવનની જરૂરિયાત માટેની પાકી ચીજો માટે ઉપયોગમાં લીધાં, પણ રાજ્ય કે પ્રજા પાસે એ ચલાવવા જેટલું નાણું રહ્યું નહોતું છતાંય જો કોઈ માલ ઉત્પન્ન થતો તો વેચવાની ભારે મુશ્કેલી હતી, કારણ કે સ્ટીમરો આંચકી લેવામાં આવી હતી, અને પાંચ વરસ સુધી વેપારી સંબંધ બંધ કરાયો હતો એટલે કારખાનાંઓ દ્વારા ઉત્પન્ન કરાવેલો માલ વેચે પણ કોને? જર્મન પ્રજા ખરેખર ખૂબ દુઃખી બની ગઈ. દેશમાં દુકાળ, પરદેશો સાથે વેપાર કરવાની મનાઈ અને યુદ્ધદંડની ભારે રકમ—જર્મન પ્રજાને કચરી નાખવા આટલું બસ હતું.

યુદ્ધમાં ભાગ લેનાર બધાયે શત્રુઓ ઉપર કાંઈ યુદ્ધદંડ નાખવામાં આવ્યો નહોતો–આર્થિક રીતે પાયમાલ થઈ ગયેલા ઉપર યુદ્ધદંડ નાખવાનો કાંઈ અર્થ પણ નહોતો.

પણ યુદ્ધદંડ ન લેવાયો એટલે એમને સાવ છુટ્ટી મળી ગઈ એમ ન બન્યું. યુદ્ધદંડને બદલે એમના દેશોનો મોટો ભાગ ખૂંચવી

લેવામાં આવ્યો. ઑસ્ટ્રિયા–હંગેરીના મોટા સામ્રાજ્યને વિખેરી ટુકડા કરવામાં આવ્યા. ઝેકોસ્લોવેકિયાનું નવું રાજ્ય સ્થાપ્યું યુગોસ્લાવિયાના રાજ્યને સ્થિર બનાવ્યું. બલ્ગેરિયાનો પ્રાંત રૂમાનિયાને આપ્યો. તુર્કીની સ્વતંત્રતા પણ નંદવાણી–પ્રદેશ પણ કુંઠિત બન્યો, જો કે કમાલ પાશાએ પોતાની વ્યવસ્થાશક્તિ અને બહાદુરીથી તુર્કીની સ્વતંત્રતા અખંડ રાખી. રશિયામાં જૂની ઝારશાહીનો નાશ થયો અને લેનીનના મુખીપણા નીચે સામ્યવાદનો પાયો મજબૂત બન્યો. હોહેન ઝોલર્ન વંશનો કૈઝર વિલિયમ પદભ્રષ્ટ થયો અને પ્રજાસત્તાક રાજ્ય સ્થપાયું. પોલાંડનું પણ એક નાનું રાજ્ય બન્યું. આ પોલાંડને જર્મની અને રશિયામાંથી પુષ્કળ પ્રદેશ મળ્યો. રશિયામાંથી લેટવિયા, લિથુઆનિયા, એસ્ટ્રોનિયા અને ફિન્લૅંડ છૂટાં પડયાં અને તેને સંપૂર્ણ સ્વતંત્રતા મળી. મહાયુદ્ધ બંધ થયું, જો કે તુર્કી અને રશિયા વચ્ચે ત્રણેક વર્ષ યુદ્ધ ચાલ્યું, પરંતુ પછી સર્વત્ર શાંતિ સ્થપાઈ ગઈ.

પણ આ શાંતિ ખરી શાંતિ નહોતી. દેખીતી રીતે જણાતી શાંતિ નીચે અશાંતિનાં પ્રચંડ પૂર ઊછળતાં હતાં.

## ૪

હવે આપણે યુદ્ધ પછીના યુરોપ તરફ વળીએ.

મહાયુદ્ધમાં યુરોપના એક કરોડ યુવાનો કામ આવી ગયા. ફ્રાન્સ જેવા દેશને જર્મન–આક્રમણથી મોટું નુકસાન પહોંચ્યું. બેલ્જિયમ, તુર્કી અને રશિયા પણ પાયમાલ થઈ ગયાં. યુદ્ધે જબરજસ્ત આર્થિક નુકસાની પહોંચાડી હતી. સ્ટીમરો તેમ જ વ્યવહારનાં બીજાં યાંત્રિક સાધનોની ખેંચ મૂંઝવણ પમાડે તેવી હતી. યુદ્ધસરંજામ બનાવનાર કારખાનાંઓને ઔદ્યોગિક સરંજામ બનાવવા માટે તૈયાર કરવાનાં હતાં, પરંતુ એ માટેના કાચા માલની તંગી હતી તેમ મોંઘારત પણ ખૂબ હતી. આર્થિક અવ્યવસ્થા આખા યુરોપમાં પ્રસરી રહી. બધાં જ

રાજ્યો કરજદાર હતાં. બ્રિટન બીજા દેશો પાસે નાણાં માગતું હતું, જ્યારે બ્રિટનને અમેરિકાને કરજ ચૂકવવાનું હતું. યુદ્ધ શરૂ થયું એટલે જેમ જેમ પુરુષો યુદ્ધમાં જોડાતા ગયા તેમ તેમ તેમની જગ્યા સ્ત્રીઓએ લેવા માંડી હતી. યુદ્ધ પૂરું થયા પછી આ જગ્યાઓ પાછી આપવાની તેમણે ના પાડી. પરિણામે બેકારી વધી ને આખું યુરોપ આ બેકારીના મોજામાં ઘસડાયું. આ સ્થિતિ ઠેઠ ૧૯૪૦ સુધી રહી.

પ્રેસિડન્ટ વિલ્સને યુરોપની અવ્યવસ્થા જોઈ. અંદરઅંદરના ઝઘડા પતાવવા માટે હેગમાં મોટી ન્યાયકોર્ટ સ્થાપવા એણે સૂચના કરી. તે સિવાય યુરોપના રાજદ્વારી સંબંધોની પુનર્વ્યવસ્થા માટે એક મધ્યસ્થ સંસ્થાની જરૂર પણ જણાઈ અને એના પરિણામરૂપ પ્રજા-સંઘની સ્થાપના થઈ. ધીમે ધીમે આ પ્રજાસંઘમાં પર રાજ્યો જોડાયાં. ફ્રાન્સે યુરોપનાં અનેક રાજ્યો સાથે જર્મની વિરુદ્ધ સંધિ કરી પોતાનાં મિત્રરાજ્યોની બહુમતી મેળવી. આ જોઈ બ્રિટને પોતાનાં સંસ્થાનો તેમ જ હિંદ જેવા તાબાના દેશને પ્રજાસંઘનાં સભ્ય બનાવ્યાં. આથી પ્રજાસંઘમાં બ્રિટન અને ફ્રાન્સની સર્વોપરિતા સ્થપાઈ. જર્મનીને પણ સભ્ય બનાવ્યું હતું પરંતુ તેની કાંઈ લાગવગ નહોતી. અનેક ઝઘડાઓ પ્રજાસંઘ સમક્ષ ઉપસ્થિત થતા પરંતુ રાજદ્વારી બાબતમાં બ્રિટન અને ફ્રાન્સની નીતિ જ સ્વીકારાતી. છતાં પ્રજાસંઘ પાસે કશી એવી તાકાત નહોતી કે જે ઠરાવ બહુમતીએ પાસ થયો હોય તેનો અમલ કરાવી શકે. આથી ઘણાં રાજ્યો એને ગણકારતાં નહિ. પ્રજાસંઘે મજૂરો માટે ઘણું કર્યું છે. રોગનિવારણ અને આર્થિક સમાનતા સ્થાપવા માટે પણ એણે સારી જહેમત ઉઠાવી હતી. ટૂંકામાં, લોકોના ભલા માટે પ્રજાસંઘે બનતું કર્યું છે.

ઈ. સ. ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધમાં અમેરિકા ખૂબ જ ધન કમાયું હતું. જર્મનીને પોતાનો પુનરુદ્ધાર કરવા માટે નાણાંની જરૂર

હતી. આ માટે એણે અમેરિકન વેપારીઓ તરફ નજર માંડી. અમેરિકન વેપારીઓએ જર્મનીને કરોડો ડૉલર ધીર્યા. ફ્રેંચોએ પણ અમેરિકા પાસેથી ઓછા વ્યાજે નાણાં લઈ જર્મનીને ધીરવાનું શરૂ કર્યું. જર્મનીનો ઉદ્યોગ પગભર થવા લાગ્યો. કારખાનાંઓ ફરીથી ચાલવા માંડયાં. પુષ્કળ માલ તૈયાર થવા માંડ્યો. વેપાર વધ્યો. આ વેપારમાં ઈ. સ. ૧૯૨૫થી ૨૯ સુધીમાં જર્મનીએ સારો ફાયદો મેળવ્યો. વાંકી વળી ગયેલી તેની કેડ ફરી ટટાર થઈ. નવું લોહી વહેવા માંડયું.

જર્મનીના રૂહર પ્રાંતમાં ફ્રેંચ સૈન્ય પડાવ નાખીને પડયું હતું. રૂહરની પ્રજા પર ફ્રેંચ રાજ્યે અનેક નવા કરો નાખ્યા હતા. રૂહરના વતનીઓએ તે આપવા ના પાડી. આ માટે તેમણે સત્યાગ્રહ શરૂ કર્યો. આ સત્યાગ્રહમાં જર્મન પ્રજાનો ટેકો મળ્યો. પરંતુ આથી રૂહરના પ્રજાજનોને કાંઈ ફાયદો ન થતાં ઊલટું ખૂબ નુકસાન થયું. ફ્રાન્સને પણ કાંઈ મળ્યું નહિ. પણ જર્મની ઉપરની સખ્તાઈ તો ચાલુ જ રહી.

યુદ્ધદંડ તરીકે જર્મની ઉપર જે રકમ લાદવામાં આવી હતી તે આપી શકે તેવી સ્થિતિમાં જર્મની નહોતું. રાજ્યની પેદાશ રાજ્યના સામાન્ય ખર્ચમાં ખલાસ થતી હતી. આથી એણે અમેરિકા પાસેથી ઉધાર નાણાં લઈ દંડ પેટે ભરવા માંડયાં. સિવાય, પોતા ઉપરનું અમેરિકન કરજનું વ્યાજ પણ એ ઉધાર લીધેલી રકમમાંથી ભરતું હતું. જર્મનીનું અર્થતંત્ર આ રીતે ચાલતું હતું.

પણ આમ ઉધાર નાણાં લઈ દંડ પેટે ભરવાનું તો ભારે તકલીફભર્યું હતું. આથી વર્સેલ્સની સંધિ પછીનાં બે વર્ષ પછી મહારાજ્યોની કાઉન્સિલ સમક્ષ દંડની રકમ સંબંધે ફરી વિચારણા કરવાની જર્મનીએ માગણી કરી, પરંતુ આ માગણીને ધુતકારી કાઢવામાં આવી. પણ એથી કાંઈ સારું પરિણામ આવ્યું નહિ. વળી જર્મનીના નાણાંપ્રકરણનું વારંવાર અવલોકન કરાવાથી મિત્રરાજ્યોને

ખાતરી થઈ ગઈ હતી કે સંધિ મુજબની દર વરસે ભરવાની રકમ જર્મની ભરી શકે તેમ નથી. આથી અમેરિકન અર્થશાસ્ત્રી મિ. ડૅાઝને નીમવામાં આવ્યા. એણે વધુ હળવા હપ્તા કરી આપ્યા. પાછળના અનુભવથી આ હપ્તા પણ ભારે જણાયા એટલે મિ. યંગને નીમવામાં આવ્યા. યંગે વધુ હળવા હપ્તા કરી આપ્યા. થોડાં વરસો પછી જર્મનીથી તે પણ ભરી શકાયા નહિ. છેવટે એ રકમની આશા છોડવી પડી.

આ પછી લોકાર્નોની સંધિમાં ર્‌હાઈનલૅંડ ઉપર કોઈ આક્રમણ નહિ કરે એવી ખાતરી ઇટલી અને બ્રિટને આપી હતી, પણ એનો મૂળ મુદ્દો તો વર્સેલ્સની સંધિને વધુ દૃઢ કરવાનો હતો, તે સિવાય આ સંધિની કલમો જર્મની બરાબર પાળે તે માટેની તેમાં જોગવાઈ કરી હતી. લોકાર્નોની સંધિ પછી જર્મનીને પ્રજાસંઘમાં દાખલ કરવામાં આવ્યું. ઈ. સ. ૧૯૨૮માં કૅલૉગ–સુલેહ–સંધિમાં જર્મનીએ સહી કરી અને હેગના કાયદામાં પણ સહી કરી. કાંઈ પણ તકરાર થતાં યુદ્ધ ન કરતાં પંચને સોંપવાનું ફરજિયાત થયું. જર્મનીનો પરદેશખાતાનો પ્રધાન ડૉ. સ્ટ્રેસમૅન પ્રજાસંઘના ઓઠા નીચે જર્મનીને ન્યાય અપાવવા ઇચ્છતો હતો.

જગતની મોટી મંદી ઈ. સ. ૧૯૨૯ પછી શરૂ થઈ. તે પહેલાં જર્મનીમાં એક અગત્યનો આર્થિક બનાવ બની ગયો. જર્મની-ના બજેટમાં બે છેડા સરખા થતા નહોતા, આ માટે એને ભારે કરજ કરવું પડતું હતું, પણ જ્યારે કરજે નાણાં મળતાં બંધ થયાં ત્યારે એણે ચલણી નોટો છાપવા માંડી. આથી નોટોનો પ્રચાર વિશેષ થયો. નોટોની કિંમત પરદેશોનાં ચલણમાં ઘટવા માંડી. જર્મન સર-કારને નાણાંની ખૂબ ભીડ હતી. જેમ ચલણ સસ્તું થતું ગયું તેમ નિકાસ–વેપારને ઉત્તેજન મળતું ગયું. પછી તો કૂદકે ને ભૂસકે ચલણની નોટોના ભાવો ઘટતા ગયા. જર્મની પાસે ચલણ સામે રક્ષણ તરીકે

સોનું નહોતું. ૧ પાઉંડના ૨૦ માર્કમાંથી વધીને ૧૦૦–૨૦૦–૧૦૦૦–૧૦૦૦૦ થયા. જર્મન સત્તાવાળાઓએ છૂટથી નોટો છાપવી શરૂ કરી. એક પાઉંડના દસ હજાર માર્ક થયા એટલે જર્મનીનું ચલણનું તંત્ર ભાંગી પડ્યું. પછી એક પાઉંડના એક લાખ અને છેવટે દસ લાખ માર્ક થયા. આથી જર્મનીનું આંતરિક કરજ ખલાસ થયું પરંતુ જર્મનીમાં મધ્યમ વર્ગ અને નોકરિયાત વર્ગને અત્યંત નુકસાન પહોંચ્યું. તેઓને ભૂખમરો અનુભવવો પડ્યો. પછી તો બૂટની એક જોડી લેવા જાઓ તો તેની કિંમત દસ લાખ માર્ક પડે એટલું ચલણ ફુગાયું.

ઈ. સ. ૧૯૨૯ સુધી જગતે સારી રીતે તેજી જોઈ. વેપાર, ધંધા, ઉદ્યોગ—બધું ખૂબ જ જોસમાં ચાલવા માંડ્યું. પણ ઓચિંતા જગતની મોટી મંદીની શરૂઆત થઈ. પ્રથમ અમેરિકા આ મંદીમાં સપડાયું. એનું મુખ્ય કારણ ચલણનાં યુદ્ધો નાનાં મોટાં રાજ્યો વચ્ચે ચાલતાં હતાં તે હતું. સિવાય એકબીજા રાજ્ય સામે જકાતી દીવાલો આ રાજ્યોએ ચણી લીધી હતી. આથી પોતપોતાના સ્વાર્થને અનુકૂળ વેપારી સંધિઓ ઘણાં રાજ્યોએ કરી. ને જે જે રાજ્ય વચ્ચે આવી વેપારી સંધિ થઈ હોય તેનો જ માલ લેવાનું શરૂ થયું. આનું પરિણામ એ આવ્યું કે પાડોશી રાજ્યમાં પુષ્કળ પ્રમાણમાં માલ ખપતો હોવા છતાં તે સામે ઊભી થયેલી જકાતી દીવાલને લીધે હજારો માઈલ દૂરથી માલ મંગાવાતો હતો, કારણ કે પાડોશી રાજ્યને એ પાડોશમાંના રાજ્યની પેદા થતી વસ્તુઓની જરૂર નહોતી. તે સિવાય જગતમાં કાચા માલની ભારે મંદી થઈ પડી કારણ કે નવી શાસ્ત્રીય શોધખોળથી માલની પેદાશ ઘણી વધતી જતી હતી. પરિણામે અમેરિકામાં કપાસની મોટી પેદાશથી ભાવો ગગડી ગયા. ખરીદનારના અભાવે કપાસનો મોટો જથ્થો બાળી નાખવામાં આવ્યો; છતાં સ્થિતિ સુધરી નહિ એટલે સરકારે ખેડૂતને મદદ કરવા અમુક ભાવ બાંધીને

કપાસ ખરીદવા માંડ્યો. ખેડૂતો આ મંદીને લીધે પાયમાલ થઈ ગયા. બેંકો પાસેથી ઉધાર લીધેલાં નાણાં ભરી શકાયાં નહિ, આથી બેંકો પણ તૂટવા માંડી. એક જ વર્ષમાં અમેરિકામાં ૨૦ બેંક તૂટી પડી. આ મંદી આખા જગતમાં ફેલાઈ. બ્રાઝીલમાં દસ હજાર ગૂણી કૉફી ગ્રાહકને અભાવે સાગરમાં હોમવી પડી. હોલાન્ડમાં લાખ્ખો ડુક્કરો મારીને દરિયામાં ફેંકી દેવામાં આવ્યાં. હિંદમાં પણ ભારે કમનસીબી –ખાસ કરીને ખેડૂતોને માથે–બેઠી. ઈ. સ. ૧૯૩૭ સુધી આમ ચાલ્યું. જગતનો વેપાર માત્ર ૩૫ ટકા જ રહ્યો. યુરોપમાં એકબીજાની સાથે વેપારી સંધિ અને ચલણનાં યુદ્ધના લીધે આ મંદીને ભારે ઉત્તેજન મળ્યું.

જર્મનીનો પ્રેસિડન્ટ વૉન ઈબર્ટ મરણ પામ્યો અને તેને બદલે માર્શલ હિંડનબર્ગ ચૂંટાયો. જર્મનીની સ્થિતિ તો લાચાર જેવી જ હતી. પ્રજા પણ હતોત્સાહ બની ગઈ હતી. જગતવ્યાપી મંદીએ એના ઉપર પણ ભારે અસર કરી હતી. ફ્રાન્સ એને કચરી નાખવા માગતું હતું. જો કે જર્મન પ્રજાએ ધીરે ધીરે પોતાનો વેપાર વધાર્યો હતો, નવાં વહાણો પણ બાંધ્યાં હતાં, પરંતુ મંદીને લીધે એની ખરાબ હાલત બની હતી. એ કરજનું વ્યાજ આપી શકતું નહોતું. રાજદ્વારી ઊથલપાથલો પણ પુષ્કળ થતી હતી. મજૂરોના પ્રતિનિધિઓ મોખરે આવ્યા હતા. ઈ. સ. ૧૯૩૦માં ડૉ. બ્રુનિંગ વડો પ્રધાન હતો. એણે મંદીની અસર નીચે સપડાયલી જર્મન પ્રજા ઉપર મોટા કર નાખ્યા. ખર્ચ ઘટાડવા પણ ભારે પ્રયત્નો થયા. આથી એ ખૂબ અપ્રિય થઈ પડ્યો. એણે ઑસ્ટ્રિયા જોડે વેપારી કરાર કરવા ઇચ્છ્યું પરંતુ ફ્રાન્સ વિરુદ્ધ પડવાથી તે વાત પડતી મુકાઈ. વર્સેલ્સની સંધિ વિરુદ્ધ જર્મન લોકલાગણી ઉશ્કેરાયેલી હતી જ. આથી સંધિની શરતોમાંથી જર્મનોને નબળું બનાવનારી શરતો જ્યાં સુધી રદ કરવામાં ન આવે ત્યાં સુધી શસ્ત્રસંન્યસ્ત પરિષદમાં હાજરી આપવાની જર્મનીએ

ના પાડી. આ બાબતમાં જ્યાં સુધી બીજાં રાજ્યોની બરોબરીમાં એને ગણવામાં ન આવે ત્યાં સુધી આવી પરિષદોનો જર્મનીએ ત્યાગ કર્યો. ફ્રાન્સ અને બ્રિટન એવી બરાબરી આપવા નારાજ હતાં. જર્મનીએ ધીમે ધીમે સૈન્ય કેળવવા માંડયું હતું. એને એક લાખનું સૈન્ય રાખવાની માત્ર છૂટ હતી, આથી એક લાખનું સૈન્ય કેળવી એને વિખેરી નાખી, બીજા નવાની ભરતી કરી, તેને કેળવી, ખાનગીમાં મોટું સૈન્ય તૈયાર કર્યું. ઈ. સ. ૧૯૨૨માં રશિયા સાથે જર્મનીએ રેપોલોની સંધિ કરી હતી.

આવી સ્થિતિમાં જર્મનીમાં જગતનો એક મહાન મહત્ત્વાકાંક્ષી પુરુષ સર્જાતો હતો એની જર્મનીને ભાગ્યે જ ખબર હશે.

આ મહત્ત્વાકાંક્ષી પુરુષ તે હેર હિટલર. ઈ. સ. ૧૮૭૯માં ઑસ્ટ્રિયામાં મોચીને ઘેર એ જન્મ્યો. એ મોચીની ત્રીજી પત્નીનો એ પુત્ર. એની માતા એક વીશીમાં નોકરડી હતી. એનો પિતા પાછળથી એક જકાતી અધિકારી થયો હતો.

પિતા–પુત્ર વચ્ચે મેળ નહોતો. હિટલર અભ્યાસમાં ખૂબ જ નબળો હતો. આથી એણે ચિત્રકળા શીખવા માંડી, પરંતુ એના એની અણઆવડતને લીધે ખાસ પ્રગતિ સાધી શકાઈ નહિ. પછી એણે નકશા દોરવાનું કામ શીખવા માંડયું. નોકરી મેળવવા એ ખૂબ રખડયો પણ ક્યાંય નોકરી મળી નહિ. ને એમ ને એમ કેટલાંય વર્ષો ઑસ્ટ્રિયાની વીશીઓમાં રખડવામાં ગયાં. પછી તે જર્મની આવ્યો. એ વખતે જર્મની મહાયુદ્ધમાં રોકાયું હતું. હિટલર સૈન્યમાં જોડાયો. સૈનિક તરીકે બહાદુરી બતાવતાં ચાંદ મળ્યો. યુદ્ધમાં એ ઘાયલ પણ થયો હતો. યુદ્ધ બંધ થતાં એને રજા મળી. પણ પછીથી જાસૂસીખાતામાં એ જોડાયો. પ્રજાજનો તરફથી યોજાતી ખાનગી સભાઓનો રિપોર્ટ લેવાનું કામ એને માથે આવ્યું.

એવામાં જર્મનીમાં 'ધી નેશનલ સોશિયાલિસ્ટ જર્મની લેબર પાર્ટી'ની સ્થાપના થઈ. હિટલર એનો જન્મદાતા નહોતો પરંતુ પોષક અને વર્ધક જરૂર હતો. એણે એ પાર્ટીના સિદ્ધાંત સાંભળ્યા. મનન કર્યું. પાર્ટીનો સાતમો સભ્ય તે થયો. એણે પોતાનો પ્રાણ આ મંડળ જમાવવામાં રેડ્યો.

ઈ. સ. ૧૯૧૯માં નાત્સી પાર્ટીનો જન્મ થતાં હિટલર એનો સભ્ય થયો ને મંડળના કાર્યમાં ઊંડો રસ લેવા લાગ્યો. એણે ભાષણો પણ આપવા માંડયાં.

૧૯૧૪–૧૮ના યુદ્ધમાં મિત્રરાજ્યોને હાથે પરાજય પામ્યા પછી જર્મન પ્રજા હીન દશામાં આવી ગઈ હતી— એને કોઈક ઉદ્ધારક જોઈતો હતો.

ને હિટલર આવ્યો. એના ધગધગતા અંગારા જેવા શબ્દોએ કમાલ કરવા માંડી. જર્મન યુવકોને ઉદ્દેશી એ કહેતો : " તમારા ઉપર ખૂબ જ જુલમ થયો છે. અન્યાયની પરાકાષ્ઠા નથી રહી. પણ નિરાશ થવાથી કાંઈ વળશે નહિ. તમે મને સાથ આપો. આ ભયંકર સ્થિતિમાંથી હું તમારો ઉગાર કરીશ. આપણે બધા મળી દેશને ઉન્નત કરીશું."

હિટલર પોતે મહાન વક્તા છે. એના શબ્દો બાણની જેમ છૂટતા ને ધારી અસર નિપજાવતા. ને એમાંય એ જે બોલતો તે ખરા દિલથી બોલતો એટલે લોકો ઉપર એની અસર થવા લાગી.

ઈ. સ. ૧૯૧૯માં સ્થપાયેલી નાત્સી પાર્ટીએ પહેલેથી જ યુવકો તરફ આકર્ષણ જમાવ્યું હતું. એક જ વરસમાં એના ૩૦૦૦ સભ્યો થયા. બીજે વરસે ૨૭૦૦૦, ત્રીજે વરસે ૪૯૦૦૦, ચોથે વરસે ૪૯૦૦૦, પાંચમે વરસે ૭૨૦૦૦, છઠ્ઠે વરસે ૧૦૮૦૦૦, સાતમે વરસે

૧૭૮૦૦૦ ને છેવટે ૧૯૩૨માં એના સભ્યોની સંખ્યા ૯૨૦૦૦૦ સુધી પહોંચી.

નાત્સી પાર્ટી તરફ યુવકોને આકર્ષવા માટે અવારનવાર ભાષણોની હારમાળાઓ ગોઠવાતી. મેળાવડા, સમારંભો, જલસાઓ ગોઠવાતા. વર્તમાનપત્રોનો પણ સાથ મળવા માંડ્યો.

આગેવાન વેપારીઓએ આ પાર્ટીને નાણાંની મદદ કરી. હિટલરે જોરશોરથી પ્રચારકાર્ય આરંભી દીધું.

હવે આ પાર્ટીએ રાજસભા( રાઈકસ્ટેગ )ની ચૂંટણીમાં ભાગ લેવાનું શરૂ કર્યું. પ્રથમ થોડા જ સભ્યો રાજસભામાં ચૂંટાયા. આ ચૂંટણી દરમિયાન પ્રજાસત્તાક વિરુદ્ધ ભાષણ કરવા માટે હિટલરને પકડવામાં આવ્યો ( ઈ. સ. ૧૯૨૪ ), સજા થઈ ને થોડા માસ કારાગ્રહનો સ્વાદ ચાખવો પડ્યો. આ કારાવાસ દરમિયાન એણે એનું પ્રસિદ્ધ પુસ્તક " મારી લડત–મેઈન કેમ્ફ " લખ્યું.

જેલમાંથી છૂટ્યા પછી હિટલરની પ્રતિષ્ઠા ખૂબ જ વધી ગઈ. નાત્સી પાર્ટી પણ ખૂબ જ વિકાસ પામી.

આ નાત્સી પાર્ટીનું ધ્યેય નીચે મુજબ છે :

૧. જર્મન પ્રજા શુદ્ધ આર્યન પ્રજા છે. 'સ્વસ્તિક' એમનું નિશાન છે.

૨. જર્મન જેવી મહાપ્રજા પોતાનું સંગઠન સાધીને જગતભરમાં મહત્તા સ્થાપવા માગે છે. એણે પોતાના નેતામાં સંપૂર્ણ શ્રદ્ધા રાખી છે. એના આદેશ મુજબ જ તેઓ વર્તે છે.

૩. જર્મની એક અને અખંડિત છે. તે જગતમાં સર્વશ્રેષ્ઠ ઉન્નતિને યોગ્ય છે.

૪. જર્મનીએ પોતાનું લોહી શુદ્ધ રાખવું જોઈએ ને એ માટે અનાર્ય પ્રજાઓ સાથે લગ્નસંબંધ જોડતાં અટકવું જોઈએ.

૫. યહૂદીઓ એ ધિક્કારવા યોગ્ય પ્રજા છે. છેલ્લા મહાયુદ્ધમાં જર્મનીનો પરાજય થયો એમાં એ પ્રજા જ કારણભૂત છે.

૬. યુદ્ધ એ જ શક્તિ, સંસ્કૃતિ અને પુરુષત્વ વધારનારું મુખ્ય સાધન છે. આથી જર્મન પ્રજાએ સંપૂર્ણ શસ્ત્રસજ્જ બનવું જોઈએ.

૭. સામ્યવાદીઓ પણ ધિક્કારને પાત્ર છે.

નાત્સી પાર્ટીને સત્તા જોઈતી હતી, અને સત્તા હાથ કરવા માટે રાજસભાનો કબજો મેળવવાનું જરૂરી હતું. આ માટે એણે જોરશોરથી પ્રચારકાર્ય શરૂ કરી દીધું. આ માટે પુષ્કળ આર્થિક મદદ મળી હતી ને થોડાં જ વરસમાં રાજસભામાં એની મજબૂત પાર્ટી સ્થપાઈ ગઈ. જર્મનીનો વયોવૃદ્ધ પ્રમુખ વૉન હિન્ડનબર્ગ પોતાને અનુકૂળ પ્રધાન-મંડળ રચીને શાસન કરતો હતો. જર્મનીનું મહત્ત્વ દેશ-પરદેશમાં ઘટી ગયું હતું. નાત્સી પાર્ટીએ આ મહત્ત્વની પુનર્સ્થાપના માટે કમર કસી. એનો પ્રચાર વિશાળ હતો. એઓ કહેતા: "યહૂદીઓ જ આપણાં બધાં દુઃખનું મૂળ છે. હિટલરના નેતૃત્વમાં વિશ્વાસ રાખો. એના હાથમાં સત્તા આપો. એ જરૂર તમારો ઉદ્ધાર કરશે." હજારો માણસો આ ભાષણો સાંભળતા ને વિચારતા. જર્મન પ્રજા જગત ઉપર શાસન કરવાને સર્જાયેલી છે એમ વારંવાર ઠસાવવામાં આવ્યું.

જર્મન પ્રજા ઉપર આ બધાની અસર સારી થઈ. તે પછી તો હિટલરે નાત્સી પાર્ટીની સૈનિકશિસ્તના ધોરણે વ્યવસ્થા કરી. એને ફતેહ ઉપર ફતેહ મળતી ગઈ. ક્યાંય નિરાશા જણાતી નહોતી અને નિરાશા જેવું મળતું ત્યાં તેને આશામાં ફેરવી નાખવાનું હિટલરને આવડતું હતું.

આવું બધું ચાલતું હતું ત્યાં અચાનક એક બનાવ બન્યો. વયોવૃદ્ધ પ્રેસિડન્ટ હિન્ડનબર્ગે હિટલરને વડા પ્રધાનનું પદ આપ્યું. રાજસભામાં નાત્સી પાર્ટીની બહુમતી ન હોવા છતાં પ્રેસિડન્ટે આ સાહસ કર્યું ને ૧૯૩૩ના જાન્યુઆરી માસમાં હિટલરે વડા પ્રધાનનો હોદ્દો સ્વીકાર્યો. રાજસભામાં આગ લગાડવાનો આરોપ મૂકી એણે ભારે ચકચાર જગાવી. આથી હિટલરની સત્તા ખૂબ મજબૂત થઈ. એ જ વરસના ઑક્ટોબર માસમાં સમાનતાના અભાવના બહાના નીચે જર્મનીએ શસ્ત્રસન્યસ્ત પરિષદમાં ભાગ લીધો નહિ તેમ જ પ્રજા-સંઘમાંથી છૂટા થવા માટેની બે વરસ અગાઉ નોટિસ આપવી જોઈએ તે પણ આપી દીધી.

આ રીતે હિટલરે પોતાનું કાર્ય આગળ ધપાવવા માંડયું. હવે એણે છૂપી રીતે સૈન્ય પણ તૈયાર કરવા માંડયું. હથિયારો બનાવવાનાં કારખાનાં ખોલ્યાં. યુરોપના કાવાદાવામાં રચ્યાંપચ્યાં રહેલાં મિત્રરાજ્યોએ હિટલરના વધતા જતા બળની દરકાર કરી નહિ. આથી હિટલરને વધુ ઉત્તેજન મળ્યું. એણે વિશેષ ને વિશેષ સૈન્ય તૈયાર કરવા માંડયું.

હિટલરે જર્મનીના અર્થશાસ્ત્રનું તંત્ર હેર શૅાટને સોંપ્યું. એણે માર્કના સિક્કાને મજબૂત બનાવ્યો; પરંતુ પરદેશીઓને માટે જુદો ભાવ, વેપારી માટે જુદો ભાવ, એમ જાદુગરી ચલાવી જર્મનીના ઉદ્યોગનો મોટો વિકાસ કર્યો. યુરોપનાં જુદાં જુદાં રાજ્યો સાથે વેપારી સંબંધ બાંધીને પોતાના નિકાસ–વેપારને ટેકો આપ્યો.

જર્મનીએ ફ્રાન્સના મિત્રોને લાલચ આપીને ફિટાવવા માંડયા. ઈ. સ. ૧૯૩૪ની વસંતમાં એકબીજા સામે આક્રમણ ન કરવાના કરારો પોલૅન્ડ સાથે કર્યા. એણે હવે પ્રજા ઉપર પોતાનો પ્રભાવ વિસ્તારવા માંડયો. નાત્સી પાર્ટી વિરુદ્ધ કોઈથી કાંઈ બોલાય કે લખાય નહિ એવો કડપ એણે બેસાડયો. વળી નાત્સી પાર્ટી જ પ્રજાનું

કલ્યાણ કરશે એવો મહાન પ્રચાર પણ ચાલુ રાખ્યો. જર્મન પ્રજાને મોજશોખ કરતી ભુલાવી. 'એક ટંક ખાઓ પણ સૈન્યને મજબૂત બનાવો' એ સૂત્ર વહેતું મૂકી દીધું ને આ સૂત્ર જર્મન પ્રજાને ગળે ઊતરી પણ ગયું.

વખત જતાં નાત્સી પાર્ટીમાં બે મત પ્રવર્તવા લાગ્યા. હિટલરને સાફસૂફીની જરૂર જણાઈ. આથી પોતાના હથિયારબંધ માણસો મોકલી વિરુદ્ધ થનારમાંથી ઘણાને પકડી લીધા અથવા મારી નાખ્યા ને એમ પોતાનું વર્ચસ્વ કાયમ રાખ્યું. મજૂરોની સમાજવાદી પ્રવૃત્તિઓ ઉપર અંકુશ મુકાયો. યહૂદીઓ ઉપર ત્રાસ ગુજારવાનું પણ શરૂ થયું. વેપાર, ઉદ્યોગ વગેરે જે કાંઈ સાધનો તેની પાસે હતાં તે આંચકી લેવાયાં. યહૂદીઓને પરણેલ જર્મન સ્ત્રીઓને છૂટાછેડા લેવાની ફરજ પાડવામાં આવી. યુરોપમાં પ્રચારકાર્ય કરવા માટે જાસૂસીખાતાની સ્થાપના કરીને હજારો જાસૂસો પરદેશ ખાતે મોકલ્યા. યુરોપમાં પોતાના મિત્રો ઊભા કરવા માટે મુત્સદ્દીગીરીનો ઉપયોગ કર્યો. ઑસ્ટ્રિયાનો ચેન્સલર નાત્સીઓની વિરુદ્ધ હતો એટલે ૧૯૩૪ના જૂન માસમાં ત્યાંના નાત્સીઓને હાથે તેનું ખૂન થયું.

હિટલરે હવે જર્મની ઉપર પોતાની પાર્ટીના સંગઠનથી ભારે સત્તા જમાવી દીધી હતી. આ પાર્ટીની વિરુદ્ધ જનારને કાં તો જેલ અને કાં તો મૃત્યુને નોતરવું પડતું. શાળાઓમાં પણ નાત્સીવાદની શ્રેષ્ઠતાના જ પાઠો પઢાવવામાં આવતા. શક્ય તેટલા નાત્સીવાદનો પ્રચાર કરવામાં કાંઈ પણ બાકી રાખવામાં આવ્યું નહોતું. દેશમાં વેપાર–ઉદ્યોગના વિકાસથી આર્થિક લાભ પણ થવા લાગ્યો હતો અને એથી સૈનિકોની તાલીમ અને યુદ્ધસરંજામના ઉત્પાદનને વેગ મળ્યો હતો. વિમાનોની સંખ્યા વધતી જતી હતી.

બીજી બાજુ, જર્મનીના વૈજ્ઞાનિકોએ નવી નવી તરકીબો શોધી

યુદ્ધપ્રયાસમાં ફાળો પુરાવવા માંડયો. આમાંના કેટલાકને તો રાજ્ય તરફથી ખાસ એ કામ માટે જ રોકવામાં આવ્યા હતા.

સાર પ્રાંત જર્મનીને સોંપવો કે નહિ તે માટે પ્રજામતની મજુતરી પ્રજાસંઘે કરાવી હતી. જર્મનીને તેમાં સફળતા મળી. જર્મનીનું હવે એક જ ધ્યેય રહ્યું: મહાન પ્રજા શી રીતે બનાવાય? હિટલરે એ ધ્યેય ઉપર આખી પ્રજાના પ્રાણ રેડયા; સાથેસાથ બહાર બહુ કોલાહલ ન જાગે એની ખાસ સાવચેતી રાખી.

ઈ. સ. ૧૯૩૫માં કેટલાક અગત્યના બનાવો બન્યા. ફ્રાન્સના પ્રધાનપદ ઉપર મોં. લાવાલ આવ્યો. આ લાવાલ ઈટલી અને જર્મનીનો મિત્ર હતો. એબિસીનિયા ઉપર આક્રમણ કરવાની ઇટલીને એણે સગવડ કરી આપી. બ્રિટનના હિતને આ નુકસાનકારક હોવાથી તેણે આ બાબત ઉપર પ્રજાસંઘમાં બહુમતી મેળવી ઇટલીને માલ નહિ આપવાનો પ્રજાસંઘ પાસે ઠરાવ કરાવ્યો. ફ્રાન્સ અને બ્રિટન વચ્ચે અસંતોષ વધ્યો. હેર હિટલરે આ તકનો લાભ લઈ વર્સેલ્સની સંધિમાંની લશ્કરને લગતી શરતોનો ભંગ કરવાનો નિશ્ચય જાહેર કર્યો ને ફરજિયાત ભરતી ચાલુ કરી દીધી. બ્રિટનને સમજાવીને તેના પ્રમાણમાં ૩૫ ટકા સાગર-કાફલો બાંધવાની સંધિ કરી. આથી ફ્રાન્સને ડર લાગ્યો એટલે બ્રિટન અને ઈટલીને સમજાવીને જર્મની સામે સ્ટ્રેસાની સંધિ કરી. પરંતુ અંદરઅંદર એટલાં બધાં વેરઝેર હતાં કે આ સંધિ પૂરાં બે અઠવાડિયાં પણ ન ચાલી. જર્મની માટે આ રાજદ્વારી વિજય હતો. આ સમય દરમિયાન ઇટલીએ એબિસીનિયા ઉપર વિજય મેળવી લીધો હતો. બ્રિટનની રાજનીતિ દૃઢ નહોતી એટલે જર્મની અને ઈટલી રાજનીતિમાં એને પછાત રાખતાં હતાં.

હિટલરે હવે મોટા પાયા ઉપર લડાયક તૈયારી કરવા માંડી હતી. યુવકોને લડાયક તાલીમ આપવા પાછળ એણે સારું એવું લક્ષ રોકયું.

વિશાળ રસ્તાઓ બાંધવા માંડ્યા. ખારાં મેદાનો અને એવી જ બીજી નિરુપયોગી જમીન ખલાસીઓ પાસેથી મેળવીને તેમાં સારી માટી પૂરી મીઠી બનાવવાની વિશાળ યોજના નકશાઓ સાથે ઘડી ને એ કામ માટે ૧૮ થી ૪૦ વર્ષની ઉંમર સુધીના પુરુષને ફરજિયાત રોકવામાં આવ્યા. ત્રણેય ઋતુઓમાં ખુલ્લે શરીરે આઠ કલાક મજૂરી કરવી; ચાર કલાક ભાષણો દ્વારા ઇતિહાસ, ભૂગોળ, રસાયન, વિદ્યુત વગેરે વિષયોનું અધ્યયન કરવું–એવો વિસ્તૃત કાર્યક્રમ નક્કી કરવામાં આવ્યો. ૭ મહિના સુધી આ કાર્યક્રમ ફરજિયાત હતો. દર વરસે લાખો યુવકોને આમ તૈયાર કરવામાં આવતા. જર્મનીએ પોતાના યુવકોને વિમાની કેળવણી આપવાનું તેની કિશોરાવસ્થાથી જ શરૂ કર્યું હતું.

૧૯૩૬માં જર્મનીએ એક અતિ અગત્યનું રાજદ્વારી પગલું ભર્યું. લોકાર્નોની સંધિનો ખુલ્લો અનાદર કરી એણે હ્રાઇનલૅન્ડમાં સૈન્યો મૂકી કિલ્લેબંદી કરી. ફ્રાન્સ ભારે ગુસ્સે થયું, પરંતુ બ્રિટને આંખ આડા કાન કર્યા. એકલું ફ્રાન્સ કાંઈ કરી શકે તેમ નહોતું. જર્મનીને એથી લાભ થયો. બ્રિટન–ફ્રાન્સમાં એકતાનો અભાવ હતો, પછી જર્મની એનો લાભ શું કામ ન લે ? આ વરસમાં જ પ્રજાસંઘે ઇટલી ઉપરના મૂકેલા પ્રતિબંધો ઉપાડી લીધા. ઇટલીને એબિસીનિયા પચાવવા દીધું.

જર્મની અને ઇટલીના આદર્શ એક જ હતા. મજબૂત બનવું, સંપૂર્ણ શસ્ત્રસજ્જતા ધારણ કરવી, મોટું સામ્રાજ્ય જમાવવાની મહત્ત્વાકાંક્ષા સેવવી ને ચક્રવર્તી બનવું. આવા આવા આદર્શો એ બંને રાજ્યો સેવી રહ્યાં હતાં. મુસોલિની આફ્રિકા ઉપર વિજય મેળવવા ઝંખતો હતો, હિટલરને યુરોપમાં વિજય મેળવવાની તાલાવેલી લાગી હતી. બંને વચ્ચે અથડામણ થાય એવું પણ હતું. હિટલર ઑસ્ટ્રિયા

હાથ કરવા માગતો હતો પરંતુ ૧૯૩૪-૩૫માં મુસોલિનીએ સૈન્યો મોકલીને હિટલરના ઑસ્ટ્રિયા હાથ કરવાના ઉત્સાહનું ખંડન કર્યું. પરંતુ બ્રિટને મુસોલિનીની એબિસીનિયા બાબતની નીતિનો વિરોધ કર્યો ત્યારથી મુસોલિની હિટલર તરફ ઢળ્યો. બંને વચ્ચે સંધિ થઈ. પરિણામે ઑસ્ટ્રિયા લેવાની જર્મનીની વૃત્તિ તરફ મુસોલિનીએ નારાજી બતાવી નહિ. ઑસ્ટ્રિયાના રાજકારણમાં નાત્સીઓએ રસ લેવા માંડ્યો. એની લાગવગ ખૂબ વધી ગઈ.

સ્પેનમાં સામ્યવાદીઓએ રાજાને કાઢી મૂકી પોતાની સત્તા સ્થાપી હતી. જનરલ ફ્રાન્કોને નામે સ્પેનિશ અમલદારોએ એ સામે બળવો ઉઠાવ્યો. જનરલ ફ્રાન્કોને ઇટલી અને જર્મનીની મદદ હતી જ્યારે સામ્યવાદીઓને રશિયા મદદ કરતું હતું. ફ્રાન્સનું વલણ સ્પેનની સરકાર તરફ હતું કારણ કે ફ્રાન્સમાં સમાજવાદી પક્ષનો વડો મોં. બ્લૂમ વડો પ્રધાન હતો, પરંતુ બ્રિટને એને તટસ્થ રહેવાની ફરજ પાડી. ફ્રાન્સ અને બ્રિટન વચ્ચે સંબંધ સુધર્યો હતો. બ્રિટને સ્પેનના આંતરયુદ્ધમાં કોઈ રાજ્ય ભાગ ન લે એ માટે પરિષદ ભરી, પરંતુ ઇટલીએ એને નિષ્ફળ બનાવી. સ્પેનની સામ્યવાદી સરકારનો બે વરસને અંતે પરાજય થયો. જનરલ ફ્રાન્કો વિજયી બન્યો. હવે જર્મની અને ઇટલી એ બંનેની મહત્ત્વાકાંક્ષા પોષાય એ માટે પરસ્પરના સહકારથી કાર્ય કરવાનું નક્કી કર્યું. બ્રિટનની રાજ્યનીતિ યુદ્ધથી અલગ રહેવાની હતી. બ્રિટન યુદ્ધ માટે તૈયાર નહોતું. એણે લશ્કરી સરંજામ વધાર્યો નહોતો.

ઈ. સ. ૧૯૩૭માં હિટલરે પોતાનાં સૈન્ય અને વિમાનખાતાંઓને વિશેષ મજબૂત બનાવ્યાં. એનો એક જ આદર્શ હતો: સર્વોપરી સૈન્ય તૈયાર કરવું. આ માટે એણે રાષ્ટ્રવ્યાપી આંદોલનો શરૂ કર્યાં હતાં. દેશનો પ્રત્યેક યુવક વિમાની તાલીમ પામેલો ને સંપૂર્ણ સૈનિક હોવો જોઈએ એમ એ સંપૂર્ણ રીતે માનતો ને એ માટેની

ગોઠવણી વિશાળ પાયે કરી હતી. આવી તાલીમ પામેલા પ્રત્યેક યુવક-ના મન ઉપર દેશ માટે અને હિટલર માટે પ્રાણ આપવો પણ પાછી પાની ન કરવી એવી સમજણ ઠાંસી ઠાંસીને ભરવામાં આવી હતી. હિટલરે વર્સેલ્સની સંધિની અમુક શરતોનો ભંગ કર્યો જ હતો પરંતુ આ વરસે એણે આખીય સંધિની શરતોને ફગાવી દીધી. ફ્રાન્સને માટે આ વસમું હતું પરંતુ જર્મનીનું બળ ખૂબ જ વધી ગયું હતું એટલે બ્રિટનની મદદ વગર ફ્રાન્સ કાંઈ કરી શકે એમ નહોતું. બ્રિટન યુદ્ધ કરવા નારાજ હતું. તેમાં વળી ઇટલીએ ભૂમધ્ય સમુદ્રમાં ચાંચિયાગીરી કરીને બ્રિટનની કેટલીક સ્ટીમરો ડુબાડી હતી.

જાપાન અને ચીન વચ્ચે આ જ વરસે યુદ્ધ ફાટી નીકળ્યું.

ઈ. સ. ૧૯૩૮માં જર્મનીની પ્રવૃત્તિ સૈન્યને અતિ મજબૂત બનાવવા તરફ વળી. યુદ્ધ થશે એમ એને પાકી ખાતરી હતી, જો કે બ્રિટન સાથે મૈત્રી જાળવી રાખવા એણે પ્રયાસો કર્યા હતા, કારણ કે બ્રિટનના સામર્થ્યનું એને ભાન જ હતું. એની માત્ર બ્રિટન પાસે એક જ માગણી હતી કે મારે બ્રિટન પાસેથી કાંઈ જોઈતું નથી, માત્ર યુરોપમાં હું જે પગલું લઉં તે તરફ બ્રિટને આંખમિચામણાં કરવાં. બ્રિટને આ વાત સ્વીકારી નહિ. આથી હિટલરે 'બધાં રાજ્યોએ પોતાનાં સૈન્યો ઉપર સમાનતાના ધોરણે વરતી અંકુશ મૂકવો' એવી દરખાસ્ત કરી હતી, (આવી દરખાસ્ત એણે અગાઉ પણ કરી હતી) તે પણ નિષ્ફળ ગઈ.

હિટલરે જર્મનીમાં કરોનો બોજો ખૂબ જ વધારી મૂક્યો હતો. અનાજની બાબતમાં જર્મની સ્વતંત્ર બને એવી હિલચાલ પણ એણે કરી હતી. અનેક કાચા પદાર્થો પરદેશથી મંગાવવા પડતા. આ પર-તંત્રતા એને બહુ નડતી એથી એવા પદાર્થો રસાયનની મદદથી જર્મનીમાં જ ઉત્પન્ન કરવા એણે વૈજ્ઞાનિકોને રોક્યા. પરિણામે

કોલસામાંથી પેટ્રોલ બનવા લાગ્યું. કપાસને બદલે ઘાસ વપરાવા લાગ્યું. બનાવટી રબર પણ શોધાયું. આ વરસે જ હિટલરે જાપાન અને ઇટલી અને જર્મનીનું સંગઠન સાધ્યું. એ સિવાય હંગરી અને સ્પેનની પણ જર્મની તરફ દિલસોજી હતી. કોઈ સક્રિય પગલું ભરવાનો સમય હવે આવી લાગ્યો હતો. આ માટે પહેલી નજર ઑસ્ટ્રિયા તરફ મંડાઈ. ૧૯૩૭ની આખરમાં ઓચિંતા જ એણે એ પગલું ભર્યું. એણે ઑસ્ટ્રિયામાં કૂચ કરી તેને જર્મની સાથે જોડી દીધું. ફ્રાન્સે ભારે તડફડાટ કર્યો પરંતુ બ્રિટન ચૂપ રહ્યું–પરંતુ તેણે એક કામ તો કર્યું જ, પાર્લમેંટ પાસે એણે લશ્કરી તૈયારીઓ માટે નાણાંની મોટી મંજૂરી મેળવી.

ચીન–જાપાનનું યુદ્ધ તો ચાલતું જ હતું.

ઑસ્ટ્રિયા હાથ કર્યા પછી જર્મનીના પગમાં ખૂબ જોસ આવ્યું. જૂના સેનાપતિઓ બદલી નાખી પોતાને અનુકૂળ નવા સેનાપતિઓ એણે ગોઠવ્યા.

છેલ્લા મહાયુદ્ધ પછી ઝેકોસ્લોવેકિયાનું નવું રાજ્ય બન્યું હતું તે અગાઉ કહેવાઈ ગયું છે. આ ઝેકોસ્લોવેકિયાના દોઢ કરોડની વસ્તીવાળા દેશમાં ૬૫ લાખ જર્મનો રહેતા હતા. આ જર્મનોને મદદ આપવાના બહાના નીચે હિટલરે એને અલ્ટિમેટમ આપ્યું. ઝેકોસ્લોવેકિયાને બ્રિટન, ફ્રેંચ અને રશિયાએ પરરાજ્યના આક્રમણ સામે મદદ કરવાની બાંયધરી આપી હતી, આથી એ દેશોને જર્મની સામે યુદ્ધમાં ઊતરવું જ પડે એવી સ્થિતિ હતી. પણ બ્રિટન કદી પણ યુદ્ધ માટે તૈયાર નહોતું. આ માટે તે વખતે બ્રિટનનો વડો પ્રધાન ચેંબરલેન જાતે જર્મની જઈ હિટલરને મળ્યો. યુદ્ધ અટકાવવા એણે હિટલરને વિનંતિ કરી. હિટલરે અમુક શરતો સાથે ઝેકોસ્લોવેકિયાના કેટલાક પ્રાંતો માગ્યા. આ બાબતનો નિર્ણય કરવા બ્રિટન અને

ફ્રાન્સના વડા પ્રધાન તેમ જ મુસોલિની અને હિટલરની પરિષદ મળી. આ પરિષદમાં ઝેકોસ્લોવેકિયાના અમુક પ્રાંતો જર્મનીને આપવાનો નિર્ણય થયો. ઝેકોસ્લોવેકિયાને એ પ્રાંતો આપવાની ફરજ પડી, પરંતુ હિટલરે સંધિની શરતો તોડીને આખો પ્રાંત જ કબજે કરી લીધો.

સાડા ત્રણ કરોડની વસ્તીવાળા પોલાંડ પાસે કસાયેલું સૈન્ય હતું, પરંતુ આધુનિક શસ્ત્રો નહોતાં. ગયા મહાયુદ્ધમાં મિત્રરાજ્યોએ પોલાંડને જર્મનીનું ડેન્ઝીગ બંદર અને તેમાં જવાનો ૫૦ માઇલ પહોળો માર્ગ ડેન્ઝીગ કોરીડર અપાવ્યાં હતાં. આથી જર્મનીથી પૂર્વ પૃશિયા સાવ છૂટું પડી ગયું હતું. હિટલરે આ ડેન્ઝીગ કોરીડરની માગણી કરી. અલ્ટિમેટમ આપ્યું. પોલાંડે પોતાના બળ ઉપર મુસ્તાક રહી જર્મનીની માગણી સ્વીકારી નહિ. આથી જર્મનીએ પોલાંડ ઉપર આક્રમણ કર્યું. ઝેકોસ્લોવેકિયા હાથમાં હોવાથી આ આક્રમણ કરવામાં જર્મનીને સફળતા મળી. જર્મન શસ્ત્રાસ્ત્રોની સરસાઈ આ યુદ્ધમાં પ્રથમ જ જણાઈ. એની કિલ્લા જેવી પોલાદી ટેન્કો, ભયંકર વિમાનો, યંત્રસજ્જ મોટર, પાયદળો અને ભયંકર તોપો સામે પોલાંડનાં બહાદુર ઘોડેસવારો અને પાયદળો ટકી શક્યાં નહિ. મોટો સંહાર થયો. દરમિયાનમાં જગતને આશ્ચર્યમાં ગરકાવ કરે એવો એક બનાવ બન્યો: આ બનાવ તે જર્મન–રશિયા સંધિ.

રશિયા અને જર્મની વચ્ચે હાડવેર હતું. હિટલરના નાસ્તિક સિદ્ધાંતોમાં યહૂદીઓ અને સામ્યવાદીઓને જર્મનીના મહાન શત્રુઓ ગણવામાં આવ્યા હતા. રશિયાના યુક્રેન પ્રાંતમાં ઘઉંનો મોટો પાક ઊતરે છે. હિટલરની એના ઉપર ઘણા વખતથી નજર હતી. રશિયા સામેનો એનો તિરસ્કાર ભારે હતો.

અને જ્યારે રશિયાના આમંત્રણથી મોસ્કો આવેલા બ્રિટન અને ફ્રાન્સના સેનાધ્યક્ષો લશ્કરી સંગઠન માટે વાટાઘાટો કરી રહ્યા

હતા ત્યારે જર્મનીનો પરદેશખાતાનો પ્રધાન રીબેનટ્રોપ મોસ્કો પહોંચ્યો. ખાનગીમાં વાટાઘાટ ચાલી. જર્મનીએ રશિયા જો પોલાંડને મદદ ન કરે તો પોલાંડનો અડધો ભાગ રશિયાને આપવાની લાલચ ધરી. રશિયાને આ લાભ મોટો હતો. લાલચને એ વશ થયું ને દસ વરસની અનાક્રમણની સંધિ થઈ. જર્મનીની બાજી ઉઘાડી હતી. એને બે બાજુ યુદ્ધ કરવું ફાવે તેમ નહોતું એટલે આ રીતે એણે રશિયા સાથે સંધિ કરી. બ્રિટન અને ફ્રાન્સ આથી ખૂબ નિરાશ થયાં. ઝેકોસ્લોવેકિયાની સંધિ વખતે રશિયાને અલગ રાખ્યું હતું એનો બદલો આ રીતે રશિયાએ લીધો.

પોલાંડની વહેંચણી કર્યા બાદ, જર્મનોએ પોલાંડનાં સૈન્યોનો સખત પરાજય કર્યા પછી, પાછાં હઠવાની એમને ફરજ પાડી. જર્મન સૈન્યનાં આધુનિક આયુધોને પોલાંડ ખાળી શક્યું નહિ. રાજધાનીના શહેર વૉરસો ફરતો જર્મનીએ ઘેરો ઘાલ્યો ને એનાં ડૂબકિયાં વિમાનોએ ટન ટન વજનના બૉંબો ફેંકી વૉરસોને ખંડેર બનાવી મૂક્યું. બીજી બાજુ, રશિયન સૈન્યે આગળ વધીને પોલાંડનો અડધો ભાગ દબાવ્યો. પોલાંડ લાચાર બની સંપૂર્ણ પરાજય પામ્યું. પોલાંડ હાથ આવતાં પોલાંડની કોલસાની ખાણો જર્મનીના હાથમાં ગઈ. તેલના કૂવાવાળો વિભાગ રશિયાને મળ્યો. રશિયાએ જર્મની સાથે વેપારી કરારો પણ કર્યા ને દર વરસે ૨૦ કરોડ માર્કનો માલ આપવો એમ ઠર્યું. પણ આ બધું થીગડથાગડ જેવું જ હતું. અંતરનો પ્રેમ નહોતો. પોતાના દિગ્વિજયમાં સમય પૂરતું જ રશિયાને સહકારી બનાવવાનો જર્મનીનો આશય હતો. જર્મનીએ રશિયાને બીજા પણ કીમતી હકો આપ્યા હતા. બાલ્ટિક સમુદ્રનાં ચાર રાજ્યો ફિન્લૅન્ડ, ઇસ્ટોનિયા, લેટવિયા અને લિથુઆનિયામાં જર્મન લાગવગ પુષ્કળ હતી. રશિયાના આગ્રહથી જર્મનીએ એ લાગવગ ઓછી કરી અને ત્યાં વસતી લાખોની જર્મન પ્રજાને ખસેડી ઝેકોસ્લોવેકિયામાં વસાવી. બાલ્ટિકમાં હવે રશિયન લાગવગ વધી.

પોલાંડ ઉપર આક્રમણ થાય તો મદદે આવવાની બાંયધરી ફ્રાન્સ અને બ્રિટને આપેલી હતી, આથી પોલાંડ ઉપર જર્મનીએ આક્રમણ કર્યું એટલે ફ્રાન્સ અને બ્રિટને જર્મની સામે યુદ્ધ જાહેર કર્યું. ફ્રાન્સે જર્મનીની સરહદ ઉપર ' મેગિનોટ લાઈન ' નામની કિલ્લેબંદી બાંધી હતી. આ કિલ્લેબંદી બસો માઈલ લાંબી અને ભારે મજબૂત બનાવી હતી. જમીનની અંદર સિમેંટનાં ઊંડાં ભોંયરાંઓ બનાવી એને તોપો, મશીનગનો અને બીજાં યુદ્ધનાં સાધનોથી શસ્ત્રસજ્જ બનાવી હતી. યુદ્ધ જાહેર થયું તેને ત્રીજે દિવસે ફ્રાન્સના ૨૫ લાખ સિપાહીઓએ આ કિલ્લેબંદીનો કબજો લીધો. આઠ દિવસની અંદર ત્રણેક લાખ જેટલા બ્રિટિશ સૈનિકો પણ ત્યાં આવી પહોંચ્યા. ફ્રાન્સે જર્મન પ્રદેશમાં આક્રમણ કર્યું પરંતુ પોલાંડ જીત્યા પછી જર્મન સૈન્યોએ ફ્રાન્સના સૈનિકોને પાછા હઠાવી મેગિનોટ લાઈનનો આશ્રય લેવાની ફરજ પાડી. મેગિનોટ લાઈનની કિલ્લેબંદી ખૂબ મજબૂત હતી; જર્મનો તે તોડી શકત, પરંતુ એ માટે એને ભારે ભોગ આપવો પડે તેમ હતું; શું કરવું એની વિમાસણમાં જર્મનીએ આઠ માસ ગાળ્યા.

પણ હવે જર્મનીને કોઈ સંધિ નડતી નહોતી. તે સાવ મુક્ત બની ગયું હતું એટલે એક સવારે લક્ષમબર્ગનું નાનું રાજ્ય કબજે કરી લીધું. ડેન્માર્ક કરોડો પાઉંડનાં દૂધ, માખણ, ઈંડાં, માંસ વગેરે બ્રિટનને પૂરાં પાડતું હતું. જર્મનીએ એને સકંજામાં લીધું. ડેન્માર્કે પોતાની નબળાઈ પારખી શરણ સ્વીકાર્યું. હોલાંડનું રાજ્ય પોતાના દેશ કરતાં ૬૫ ગણાં મોટાં સંસ્થાનો ( ડચ ઈસ્ટ ઇંડિઝ વગેરે ) ધરાવે છે. આ રાજ્યે જર્મન–આક્રમણ આવે તો સાગર આસપાસ બાંધેલી દીવાલોના દરવાજા ખોલી નાખી સાગરથી આખા દેશને તરબોળ કરી જર્મન–આક્રમણ રોકી રાખવાની જાહેરાત કરી, પણ એ અમલમાં મૂકે ત્યાર પહેલાં તો જર્મન લશ્કરે એનો કબજો લઈ લીધો. જર્મનીનાં મોટાં ડૂબકીમાર વિમાનોએ તેના મુખ્ય શહેર આમસ્ટરડામને ખંડેર બનાવી મૂક્યું. નૉર્વે સામું થયું પરંતુ જર્મનીના

છત્રી–સૈન્યે એક અંધારી રાતે ત્યાં ઊતરી બંદરો અને રાજધાનીનો કબજો લઈ લીધો. આ પછી બીજું સૈન્ય જર્મનીએ નૉર્વેમાં મોકલ્યું. બ્રિટને પણ પોતાના નૌકાદળના આશ્રય નીચે ૨૫–૩૦ હજારનું સૈન્ય નૉર્વેની મદદે મોકલ્યું. એકાદ માસ આ યુદ્ધ ચાલ્યું પરંતુ જર્મન–દબાણ એટલું હતું કે છેવટે એમને પાછા હઠીને છેલ્લા બંદરનો આશ્રય લેવો પડ્યો. છેવટે આ બંદર પણ છોડવું પડ્યું. આ યુદ્ધમાં જર્મનીનાં ડૂબકીમાર વિમાનોએ બ્રિટનના નૌકાદળને સારું એવું નુકસાન પહોંચાડ્યું હતું.

જર્મન સૈન્યે હોલાંડ લીધા પછી બેલ્જિયમ પર આક્રમણ કર્યું. બેલ્જિયમનું પોતાનું ત્રણ લાખનું સૈન્ય, બ્રિટને મદદ માટે મોકલેલું ત્રણ લાખનું સૈન્ય અને ફ્રાન્સે મૂકેલું ચાર લાખનું સૈન્ય–એમ દસ લાખ સૈનિકોનું મોટું સૈન્ય જર્મન–આક્રમણને રોકવા સજ્જ થઈ ઊભું. પરંતુ જર્મનીનાં શસ્ત્રાસ્ત્રો અને વ્યૂહરચના એટલાં ચડિયાતાં હતાં કે એમની બહાદુરી કાંઈ કામ આવી શકી નહિ. એમને પાછા હઠવું પડ્યું. જર્મનીનાં ડૂબકીમાર વિમાનો અને ટૅન્કો વધારે શ્રેષ્ઠ માલૂમ પડ્યાં. જર્મન સૈન્યે ધસારો કરી ફાચર મારી મિત્રરાજ્યોનાં સૈન્યને જુદાં પાડી નાખ્યાં. બ્રિટનનું અઢી લાખનું સૈન્ય પાછળ હઠતું હઠતું બેલ્જિયમની અંદરથી પોતાની મનવારોની તોપોના આશ્રય નીચે ઇંગ્લંડ પહોંચી ગયું. થોડું સૈન્ય શરણે થયું. બેલ્જિયમના રાજાએ પોતાનાં સૈન્યોનો વિનાશ થતો અટકાવવા જર્મનીનું શરણું લીધું. પાછળ હઠતા ફ્રેંચ સૈન્યને પણ ઘણી નુકસાની ખમવી પડી.

આખા યુરોપમાં ફ્રાન્સનું જમીન ઉપરનું સૈન્ય સર્વશ્રેષ્ઠ ગણાતું હતું. એણે લગભગ ૩૦ થી ૪૦ લાખ સૈનિકોને રણભૂમિ ઉપર ઉતાર્યા હતા. ફ્રાન્સનો માર્શલ ગેમેલિન રક્ષણાત્મક નીતિ સ્વીકારી માત્ર બચાવ જ કરતો હતો. પરંતુ જર્મનીની લશ્કરી નીતિ શીઘ્રગામી હતી. વીજળીવેગે ધસારો કરી વિજયો મેળવવામાં એ માનતું હતું.

વળી ફ્રાન્સ કરતાં જર્મની પાસે ટૅન્કો વિશેષ હતી, વિમાની તાકાત પણ ઘણી હતી, આથી ફ્રેંચ સૈન્યોને વારંવાર પાછાં હઠવું પડતું, ને છેવટે જર્મન-ધસારો એટલો વધી ગયો કે કોઈ કોઈ સૈન્યો શરણે જવા લાગ્યાં. ફ્રાન્સની મદદે આવેલું બ્રિટનનું લશ્કર પણ જર્મનીના આ વીજળીવેગી ધસારાને ખાળવા સમર્થ થયું નહિ. જર્મન ટૅન્કો ગામડાંઓ અને શહેરોને ખંડેર બનાવતી આગળ ધપતી હતી. એણે તળાવો, નદીઓ, રસ્તાઓ, ખેતરોને પણ વેરણછેરણ કરી બિસ્માર હાલતમાં મૂકી દીધાં. ડેન્માર્ક, હોલાંડ, નૉર્વે, પોલાંડ, ઝેકોસ્લોવેકિયા અને ફ્રાન્સના લાખો રહેવાસીઓના ભાગવાથી રસ્તાઓ પર રજ જેટલી પણ જગ્યા ન રહી. જર્મનીની નિર્દય ટૅન્કોએ આ નિર્દોષ માનવીઓને કચડીને પણ આગળ વધવાનું ચાલુ રાખ્યું.

પૅરીસ ખુલ્લું શહેર જાહેર થયું. ફ્રાન્સ હાર્યું. અંગ્રેજ સૈન્ય પાછું હઠીને બ્રિટનમાં ભરાઈ ગયું.

ફ્રાન્સ પડયું એટલે જર્મનીએ પોતાને મનગમતી શરતો કબૂલ કરાવી લીધી. આ શરત પ્રમાણે પૅરીસ સાથે અરધું ફ્રાન્સ અને અંગ્રેજી ખાડીનાં બધાં બંદરો જર્મનીને સોંપવાનું ઠર્યું, ઉપરાંત દરરોજના બે કરોડ ફ્રાન્ક જર્મન સૈન્ય ફ્રાન્સમાં રહે તેના નિભાવ માટે ફ્રાન્સે આપવા, જર્મન કેદીઓને છોડી મૂકવા પરંતુ જર્મનીએ ફ્રાન્સના કેદીઓને છોડવા નહિ, સિવાય ફ્રાન્સનાં કારખાનાંઓ, ગોદીઓ, ખાણો, ઍરોડ્રોમો અને શસ્ત્રસરંજામનો ઉપયોગ જર્મની કરે એમ ઠર્યું. ફ્રાન્સ જેવા મજબૂત શત્રુનો પરાજય જર્મનીની રણકીર્તિને વધારનારો થઈ પડયો.

પણ ફ્રાન્સના પરાજયથી બ્રિટનની સ્થિતિ કફોડી બની ગઈ. એમણે પોતાની બધી શસ્ત્રસામગ્રી ફ્રાન્સને સહકાર આપવા જર્મનો માટે પાછળ મૂકી દીધી હતી. બ્રિટન પાસે સુસજ્જિત સૈન્ય નહોતું.

જર્મનીએ જો આ વખતે બ્રિટન ઉપર આક્રમણ કર્યું હોત તો એને ભારે પડી જાત.

જર્મનીને છૂપી રીતે મદદ કરતું ઇટલી ફ્રાન્સના પતન પછી ખુલ્લી રીતે યુદ્ધમાં પડ્યું. જર્મનીએ બ્રિટન ઉપર આક્રમણ કરવા માટેની તૈયારીમાં ચાર મહિના ગાળ્યા પણ આ કાળ બ્રિટન માટે ભારે અમૂલ્ય બન્યો. ૨૫ લાખ યુવાનોને એણે એ સમય દરમિયાન લશ્કરી તાલીમ આપવાનું શરૂ કરી દીધું. દેશનાં બધાં જ કારખાનાંઓને યુદ્ધસરંજામ ઉત્પન્ન કરવા પાછળ રોકી દીધાં. બ્રિટને ટૂંકા સમયમાં પોતાની શક્તિનો કેવો અદ્‌ભુત વિકાસ સાધ્યો એ જગતને બતાવી આપ્યું. અત્યાર સુધી દરરોજનું બે-ત્રણ કરોડનું ખર્ચ હતું તે વધારીને તેર કરોડનું કર્યું, લાખોની સંખ્યામાં વિમાન-વિરોધી તોપો બનાવીને ગોઠવી દેવાઈ, વિમાની હુમલા સામે રક્ષણ મેળવવા સંખ્યાબંધ આશ્રયસ્થાનો બાંધ્યાં, ફરજિયાત સૈન્યભરતી દાખલ કરી, સેંકડોની સંખ્યામાં નાની ટૉર્પિડો બોટો બાંધી, નવી મનવારો બાંધવાની વિશાળ યોજના હાથ ધરી, વિમાનો અને ટૅન્કોનું ઉત્પાદન પણ અનેકગણું વધી ગયું.

બ્રિટનની આવી જબરજસ્ત તૈયારી જોઈ જર્મનીના સેનાનાયકોએ હાલ તુરત આક્રમણ કરવાનું મોકૂફ રાખ્યું. ફ્રાન્સ અને બ્રિટન વચ્ચેની માત્ર ૨૪ માઈલની ખાડી ઓળંગવા જર્મન સૈન્યોએ મોટી તૈયારીઓ કરવા છતાં બ્રિટનના સુસજ્જ કાફલાની ચપળ ચોકીદારીની આગળ એમને નિરાશ થવું પડ્યું.

પણ ફ્રાન્સનો દરિયાકિનારો જર્મનીને હાથ આવ્યો હતો એટલે પોતાનાં ડૂબકીમાર વિમાનોનાં ધાડાં બ્રિટનનાં શહેરો ઉપર છૂટાં મૂકી દીધાં. લંડન-મૅન્ચેસ્ટર જેવાં મોટાં શહેરો ઉપર આ ધાડાંઓએ છૂટથી બૉંબમારો ચલાવ્યો. બ્રિટનની વિમાન-વિરોધી તોપોએ અને

લડાયક વિમાનોએ સાવધ રહી એમનાં ઘણાં વિમાનોનો ભોગ લીધો અને જાનમાલનું પુષ્કળ નુકસાન થયું. અંગ્રેજો હિંમત હાર્યા નહિ. લગભગ પાંચ માસ સુધી બ્રિટને આવું સંહારક વિમાની આક્રમણ સહ્યું.

જર્મની માત્ર બ્રિટનનાં શહેરો ઉપર બૉંબમારો કરીને જ અટક્યું નહિ, પરંતુ તેના નૌકાકાફલાનો વિનાશ સર્જવા ત્રણ રીતે પ્રયાસો આદર્યા. આ ત્રિવિધ પ્રયાસ એટલે સબમરીન, વિમાન અને ચુંબક સુરંગોથી બ્રિટનનાં વહાણોનો નાશ કરવાની યોજના.

બ્રિટનના વહાણવટા પરના આ ત્રિવિધ આક્રમણે ઘણી સ્ટીમરોને જળાશાયી બનાવી. બ્રિટનની આ ખુવારી, તેમની પોતાની જાહેરાત મુજબ, દરરોજની ચાર લાખ ટનની હતી, જ્યારે જર્મની એથી ચાર-ગણી સ્ટીમરો ડુબાડવાનો દાવો કરતું.

બ્રિટનના વહાણવટાને નુકસાન પહોંચાડવામાં જર્મનીનો ઉદ્દેશ પરદેશથી બ્રિટનમાં જતો કાચો માલ અને ખોરાકીની સામગ્રી બંધ કરવાનો હતો. બ્રિટને સ્ટીમરોનું રૂક્ષણ કરવા રક્ષક મનવારો મોકલી, બીજા પણ ઉપાયો યોજ્યા, આથી નુકસાનીનું પ્રમાણ ઘટયું.

બ્રિટનની સબમરીનોએ અને વિમાનોએ ધરી–રાજ્યોને પણ ઓછું નુકસાન નથી પહોંચાડયું. આ આક્રમણ હજી ચાલુ છે. બ્રિટનના નૌકાકાફલાની શક્તિને લીધે જર્મન – ઇટાલિયન કાફલો ખંડિત થઈ છુપાઈ ગયો છે.

બાલ્કનમાં હજી યુદ્ધ પહોંચ્યું નહોતું પરંતુ ત્યાં શત્રુરાજ્યોની મુત્સદ્દીગીરી ચાલુ હતી. ઇટલીએ લીબિયામાંથી ઇજિપ્ત પર આક્રમણ કર્યું હતું. આ આક્રમણને લીધે અંગ્રેજોને પાછા હઠીને ઠેઠ ઇજિપ્તનો આશ્રય લેવો પડયો હતો, પણ વધુ મદદ આવી પહોંચતાં ઇટાલિયન લશ્કરનો ભૂંડો પરાજય થયો. એણે અઢી લાખ સૈનિકો સાથે સોમાલીલૅંડ, ઇરીટ્રિયા, એબિસીનિયા અને લીબિયાના મોટા પ્રદેશો ગુમાવ્યા.

એક દિવસ ઇટલીએ અચાનક ગ્રીસ ઉપર આક્રમણ કર્યું પરંતુ બ્રિટનના સહકારથી ત્યાં પણ એને ભૂંડો પરાજય મળ્યો.

જર્મનીને હવે પોતાના સાથીને બચાવવાની જરૂર જણાઈ. હંગેરી તેને અનુકૂળ હતું. રૂમાનિયામાં જર્મનીને અનુકૂળ એવો જનરલ એન્ટીસેક્યુ સત્તા ઉપર આવ્યો હતો. આથી રૂમાનિયાનાં વિશાળ તેલક્ષેત્રો જર્મન કબજામાં આવી પડ્યાં હતાં. રૂમાનિયા પછી બલ્ગેરિયાએ પણ જર્મન સૈન્યને માર્ગ આપ્યો. યુગોસ્લેવિયાએ યુદ્ધ કર્યું પરંતુ બે-ત્રણ દિવસમાં જ એ શરણે આવી ગયું. જર્મનીએ ગ્રીસ પહોંચવા આ બે રાજ્યોના માર્ગેથી પ્રયાણ આદર્યું ને ગ્રીસની મદદે ગયેલાં બ્રિટનનાં સૈન્યોને પાછાં હટાડી ગ્રીસને હરાવ્યું. ક્રીટના ટાપુમાં છત્રી-સૈન્યો ઉતારીને ત્યાં પડેલાં બ્રિટન અને ગ્રીકનાં સૈન્યોને પરાજિત કર્યાં. બાલ્કનમાં પણ (તુર્કી સિવાય) બધાં રાજ્યોને હરાવી વિજય મેળવ્યો. લીબિયામાં પણ વિમાનો અને સ્ટીમરો મારફતે ઊતરી અંગ્રેજ સૈન્યને પાછું હટાવ્યું ને ગુમાવેલો પ્રદેશ પાછો મેળવ્યો.

આવી રીતે યુદ્ધમાં સંડોવાયેલું હોવા છતાં જર્મની નવાં સૈન્યો ઊભાં કરવામાં અને જૂનાંની પુનર્રચના કરવામાં જરાય બેદરકાર નહોતું. આખા યુરોપનાં કારખાનાંઓ તેના હાથમાં આવી ગયાં હતાં. તેમના શ્રેષ્ઠ કારીગરોની દેખભાળ નીચે આ કારખાનાંઓ પુષ્કળ યુદ્ધસરંજામ ઉત્પન્ન કરતાં હતાં. રૂમાનિયા અને બીજાં રાજ્યોમાંથી એને પોલાદ, તેલ, ખોરાકી અને કોલસાનો પુષ્કળ જથ્થો મળ્યો હતો. સ્પેન, હંગેરી, રૂમાનિયા, બલ્ગેરિયા, સ્લોવાકિયા અને બીજા દેશોમાંથી સૈનિકો પણ મોટા પ્રમાણમાં એને મળ્યા. જર્મનીએ એ બધાને શ્રેષ્ઠ તાલીમ આપી આધુનિક સૈનિકના રૂપમાં ફેરવી નાખ્યા હતા.

ઈ. સ. ૧૯૪૦માં રશિયાએ પોતાની બાલ્ટિક સાગરની સરહદ સુરક્ષિત રાખવા લીથુઆનિયા, ઇસ્ટોનિયા અને લેટવિયાનાં બંદરો અને

વિમાની મથકો જોરજુલમથી ખૂંચવી લીધાં. ફિન્લૅન્ડે આ મથકો આપવાની ના પાડી એટલે રશિયાએ તેની સામે યુદ્ધ જાહેર કર્યું. ફિન્લૅન્ડ બહાદુરીથી લડયું, શરૂઆતમાં થોડા વિજયો પણ મેળવ્યા, પરંતુ આખરે એને તાબે થવું પડયું. આ રીતે રશિયાએ બાલ્ટિકમાં પોતાની સ્થિતિ સુરક્ષિત બનાવી રૂમાનિયા પાસેથી ટ્રાન્સ જોર્ડિયાનો પ્રાંત લઈ લીધો. જર્મનીનો આ બાલ્કન પરનો વિજય રશિયાને ગમ્યો નહોતો. પોતાની સરહદ સુધી જર્મની આવી પહોંચે એ એને કેમ ગમે ? બન્ને વચ્ચેના સંબંધમાં આથી કડવાશ ઊભી થઈ. બહારથી મીઠાશ અને અંદરથી કડવાશ એમ ચાલવા માંડયું.

અને એક દિવસ રશિયા-જર્મની વચ્ચે ખૂનખાર યુદ્ધ જામી પડયાના સમાચારે જગત ચોંકી ઊઠયું.

આ યુદ્ધ શરૂ કરતાં પહેલાં જર્મનીએ રશિયાને કશી ચેતવણી આપી નહોતી. વગર ચેતવણીએ સીધું જ એ રશિયાનાં હવાઈ મથકો ઉપર ત્રાટકયું, કેટલાંય રશિયન વિમાનોનો નાશ કરી દીધો.

પણ રશિયા કાંઈ એમ સાવ જ અસાવધ નહોતું. એને એક દિવસ જર્મન-આક્રમણ આવશે એવી ભીતિ હતી જ અને એથી ૧૯૩૩થી એણે મહાન તૈયારીઓ કરી રાખી હતી. યુદ્ધસરંજામ મોટા પ્રમાણમાં તૈયાર હતો. રેલવે, બંદરો, મનવારો અને રસ્તાઓની રચના લશ્કરી દૃષ્ટિએ કરી હતી.

રશિયાની તૈયારીઓ વિશાળ હતી, છતાં જર્મનીનાં શસ્ત્રો વધુ અસરકારક બન્યાં. ખાસ કરીને વિમાનો અને ટૅન્કોમાં જર્મની વિશેષ બળવાન પ્રતીત થયું. આથી રશિયાની અત્યંત બહાદુરી અને સરસ વ્યૂહરચના છતાં જર્મનીને આગળ વધતું તે અટકાવી શકયું નહિ. દરેક મોરચા પર જર્મનોને ખાળી રાખવાની રશિયનોએ તનતોડ મહેનત કરી, પરંતુ જર્મનોએ ચારેબાજુએથી ભારે મોટાં આક્રમણો

કર્યા. ફિન્લેંડનાં કસાયલાં સૈન્યો, જર્મનીનાં સૈન્યો અને રૂમાનિયાનાં સૈન્યોએ જર્મન અમલદારોની દોરવણી નીચે આક્રમણો કર્યાં. ૧૫૦૦ માઈલના લાંબા અને દસ માઈલ પહોળા વિસ્તારમાં જગતમાં અજોડ એવું યુદ્ધ શરૂ થયું.

રશિયાએ આવા વિશાળ યુદ્ધ માટે સાધનો અને સૈન્યો તૈયાર રાખ્યાં હતાં પરંતુ જર્મનીનાં ડૂબકીમાર વિમાનોની સામે એનાં ખડતલ સૈન્યો લાંબો વખત ટકી શકયાં નહિ–એમને પીછેહઠ કરવી પડી, પણ પીછેહઠ કરતાં ગુમાવેલો પ્રદેશ સાજોસારો તો જર્મનોના હાથમાં જતો જ નહિ. ખંડેરો અને મેદાનો જ એને હાથ પડતાં. આવી રીતે નાશ કરવામાં મોટો સંહાર અને નુકસાની વહોરવી પડતી પણ એની રશિયનોને પરવા નહોતી. વળી પીછેહઠ કરતી વખતે એ જરાય ગભરાતા નહોતા તેમ અવ્યવસ્થિત બની જઈ નાસભાગ કરતા નહોતા. સંપૂર્ણ સ્વસ્થતા ને ચોકસાઈપૂર્વક જૂનો મોરચો છોડી આગળથી તૈયાર રાખેલા નવા મોરચે પહોંચી જતા અને ત્યાં પાછું તસુ તસુ જમીન માટે પણ ભયંકર યુદ્ધ આપતા. જર્મન સૈન્યો એક ઠેકાણેથી રશિયન સામનાથી અટકી પડતાં એટલે એમનાં બીજાં સૈન્યો બીજી બાજુએથી પસાર થઈ રશિયન સૈન્યને કાતરવ્યૂહમાં સપડાવતાં. જર્મનો પાસે લાખોની સંખ્યામાં મોટરવાહનોની છૂટ હોવાથી એમનાં પાયદળો વિમાનો અને ટૅન્કોની મદદથી જલદી કૂચ કરી શકતાં. રશિયા માટે આ કસોટીનો કાળ હતો. એમણે અનેક ગામડાંઓ, શહેરો, પ્રાંતો જિલ્લાઓ ગુમાવ્યાં. પીછેહઠ ચાલુ જ રહી. જર્મનીની શરૂઆતની ગણતરી તો એવી હતી કે બે–ત્રણ મહિનામાં તેઓ રશિયા સર કરશે પરંતુ રશિયન બહાદુરી આગળ એની એ ગણતરી ખોટી પડી. અલબત્ત, રશિયા માટે તો એ જીવલેણ સ્થિતિ હતી.

જર્મનો કેવી સરસ વ્યવસ્થા જાળવી શકે છે એ આ યુદ્ધમાં

એણે બતાવી આપ્યું. લગભગ પંદર રાજ્યોમાં એનાં સૈન્યો છે. એ રાજ્યોની આર્થિક પરિસ્થિતિને પોતાને અનુકૂળ ગોઠવી એમનાં કુલ સાધનોનો યુદ્ધમાં ઉપયોગ કર્યો છે. બે હજાર માઈલ લાંબી યુદ્ધભૂમિ માટે જોઈતાં વિશાળ સાધનો એમણે નિયમિત રીતે વ્યવસ્થાપૂર્વક મોકલ્યાં છે. આ કાર્ય કેટલું કપરું છે એનો ખ્યાલ આપણને આવવો મુશ્કેલ છે. યુદ્ધ માટેના સૈનિકો અને એના સહકારીઓ મળીને લગભગ એક કરોડ માણસોને જર્મની નિભાવે છે. એમને માટે હમેશનો ૨ કરોડ રતલ ખોરાક જોઈએ. આ ખોરાકને રાંધવા માટે પાંચ લાખ રસોઇયા અને પાંચ લાખ નોકરો જોઈએ. સૈન્યો માટે ખાઈઓ તૈયાર કરવા ને તંબૂઓ ઠોકવા પાંચ લાખ મજૂરો જોઈએ. ખોરાક પહોંચાડવા બે હજાર માઈલ લાંબી રેલવે જોઈએ અને ૩૫ થી ૪૦ હજાર વૅગનો જોઈએ. પચાસ હજાર મોટર-બસો જોઈએ. બે લાખ મોટર-સાઈકલો અને મોટરકાર જોઈએ. દરરોજ દસ હજાર મોટા ગોળા, ૫૦૦૦ મોટા વિમાની બૉંબો, ૫૦૦૦ નાના બૉંબો, ૨ લાખ એનાથી નાના બૉંબો, ૨૦ લાખ નાના ગોળાઓ, કરોડો નાની કારતૂસો, લાખો બંદૂકો, લગભગ દસથી પંદર લાખ તંબૂઓ જોઈએ. પાંચ-સાત હજાર દાક્તરો, દસ હજાર કમ્પાઉંડરો ને તેટલી જ નર્સો અને અનેક દવાખાનાંની સગવડ જોઈએ. તારખાતા માટે હજારો માણસો ને કરોડો માઈલ લાંબા તારો જોઈએ. પુલો બાંધવા માટે પુલ બાંધવાની સામગ્રી સાથે હજારો ઈજનેરો જોઈએ. અસંખ્ય રેડિયો, કરોડો બૂટો તથા યુનિફૉર્મ માટેનાં કપડાં જોઈએ. સિગારેટો અને એવી એવી સેંકડો ચીજો ઉપરાંત રેલવેના પાટા, સિમેંટના પથ્થરો, લાખો ટન પેટ્રોલ વગેરે જોઈએ. આ બધું હજારો માઈલ દૂર નિયમિત રીતે પહોંચાડવાનું. આ વ્યવસ્થામાં ક્યાંયે ઊણપ આવવી જોઈએ નહિ. શિયાળો હોવાથી સૈનિકો માટે પીવાનો દારૂ અને ગરમ કપડાં તેમ જ ઠંડી ઉડાડવા માટે સગડીઓ પણ જોઈએ. દરરોજ લાખો તંબૂનાં શહેરો વસે, રેલવેના પાટા નખાઈ જાય, પુલો બંધાઈ જાય, હજારો મોટી તોપો હાજર થાય, નદીઓ

તરવા હજારો નૌકાઓ બસો દ્વારા નદી ઉપર પહોંચાડી દેવામાં આવે, તમે જ કહો, વ્યવસ્થાશક્તિની ખામી હોય તો આ બધું બને? અને યુદ્ધો પણ આવી સરસ વ્યવસ્થા હોય તો જ જિતાય ને?

છેલ્લા જુલાઈ માસથી રશિયાની પીછેહઠ ચાલુ છે. જર્મનોએ આખું યુક્રેઈન, સફેદ રશિયા, ડ્રાઈપિયા, લિથુઆનિયા, લેટવિયા, એસ્ટોનિયા જીતી લીધાં. કર્થ, ઓડેસ્સા, નીપર નદીનો પ્રદેશ, ખારકોવ, કીવ વગેરે મોટાં મોટાં શહેરો પણ હાથ કર્યાં ને આ રીતે એ ઠેઠ મોસ્કો સુધી પહોંચ્યા. મોસ્કોને એમણે ઘેરો ઘાલ્યો. જૂની રાજધાની લેનીનગ્રાડ અને સેબાસ્ટાપોલના મોટા કિલ્લાને પણ ઘેરો ઘાલ્યો. મુરમેન્સ્કનું બંદર પણ ઘેરાયું. કોકેસસના મુખદ્વાર સુધી તેઓ જઈ લાગ્યા.

પણ જર્મનીને આ વિજય ખૂબ જ મોંઘા પડયા, જો કે રશિયાનાં ૬૦ ટકાનાં પોલાદ-ઉત્પાદનનાં ક્ષેત્રો, ૫૦ ટકા તેલ-ઉત્પાદનનાં ક્ષેત્રો, ૬૦ ટકા કોલસા-ઉત્પાદનનાં ક્ષેત્રો એમના હાથમાં આવ્યાં.

સમય જતાં રશિયાને શસ્ત્રોની તાણ પડવા માંડી. બ્રિટન અને અમેરિકા તરફથી ઈરાનને માર્ગે મદદ મળતી હતી પરંતુ વિશાળ યુદ્ધ-મોરચાને પહોંચી વળવા એ મદદ નામની જ હતી.

પણ હિંમત હારે એ રશિયન નહિ. કારખાનાંઓના નાશથી ન ગભરાતાં એનાં બધાં જ યંત્રો ઉખાડી કોકેસસ અને સાઈબીરિયામાં પહોંચાડી ત્યાં નવાં કારખાનાં ઊભાં કર્યાં. લાખો નવા સૈનિકોની ભરતી કરી. લશ્કરી તાલીમ અપાવા માંડી. વળી પીછેહઠ કરતી વખતે પોતાનાં ઔદ્યોગિક મથકોનો નાશ કરી 'ધીખતી ધરા'ની નીતિ એ ચાલુ રાખતા.

મોસ્કો પડવાની ઘડીઓ ગણાવા લાગી. પરંતુ મોસ્કોનું પડવું એમ સરજાયું નહોતું. કડક શિયાળો રશિયાની મદદે ઊતરી આવ્યો. નેપોલિયનના સૈનિકોની આ શિયાળે જ ભારે પાયમાલી કરી હતી. જર્મનો વૈજ્ઞાનિક બળે શિયાળાને જીતશે એમ સંભળાતું હતું, પરંતુ

એવું કાંઈ બન્યું નહિ ને મોટા વિજયો મેળવ્યા પછી એમને પીછેહઠ કરવી પડી. જગતમાં ક્યાંય ન લડાયું હોય એવું યુદ્ધ લડાયા પછી હાથમાં આવેલો કોળિયો ઝૂંટવાઈ ગયો. આ પીછેહઠ ૧૯૪૧ના ડિસેંબર માસથી શરૂ થઈ તે હજી ચાલુ જ છે, પરંતુ આ પીછેહઠમાંય વ્યવસ્થા છે, શાસ્ત્રીયતા છે. ગભરાટ, મૂંઝવણ, અવ્યવસ્થા નથી. પીછેહઠ નિયમિત અને વિધિસર થાય છે—આ પીછેહઠ કરતાં એમને સામગ્રીનો મોટો ભોગ આપવો પડે છે, રશિયનોના મરણિયા હુમલા સહેવા પડે છે.

આ પીછેહઠ ક્યાં અટકશે તે આ પુસ્તકના પરિશિષ્ટમાં આપ્યું છે.

રશિયનોએ પણ પોતાને અત્યંત આગ્રહી, શૂરા, ધૈર્યવાન, પ્રતિકૂળ સંયોગો સામે હિંમતથી ટકી રહેનારા તરીકે પુરવાર કર્યા છે. શિયાળાની અસહ્ય ઠંડી, બરફનાં તોફાનો અને ઝંઝાવાતોએ રશિયાને મોટો સહકાર આપ્યો છે.

સ્ટેલિનની વજ્ર જેવી છાતી અને કુનેહે પણ મોટો ભાગ ભજવ્યો છે.

લીબિયામાં પણ જર્મનીનો વાંકો દિ' છે. જનરલ રોમેલની સરદારી નીચે જર્મન-ઇટાલિયન સૈન્યો મજબૂત કિલ્લેબંદી કરીને ત્યાં પડ્યાં હતાં, પરંતુ હવે અંગ્રેજોનું આક્રમણ ત્યાં શરૂ થઈ ગયું છે. અંગ્રેજોની છ માસની તૈયારીનું એ ફળ છે. રોમેલે શરૂઆતમાં તો સરસ વ્યૂહરચનાથી આ આક્રમણને નિષ્ફળ બનાવ્યું, પરંતુ પ્રતિપક્ષે સાધનોની વિપુલતા હતી એટલે મોટી નુકસાની સાથે તેને પાછું હઠવું પડ્યું છે. ભૂમધ્યમાં પણ નૌકાકાફલાને બળે અંગ્રેજ વર્ચસ્વ ટકી રહ્યું છે.

લીબિયામાં જર્મનીની પીછેહઠનું ખરું કારણ સામગ્રી પહોંચા-

ડવાના અભાવમાં છે. એ પ્રદેશ એમને મોટી ખુવારી સાથે છોડવો પડે એવો સંભવ છે.

ઇટલીની સ્થિતિ તો આર્થિક અને રાજકીય બંને રીતે કફોડી છે જ.

પણ હવે શું ?

જર્મનીના સૈન્યનો નાશ થયો નથી, તેમ તેની શસ્ત્રસામગ્રીનો પ્રવાહ પણ મંદ પડ્યો નથી. વળી હિટલરે સરસેનાધિપતિનું પદ ધારણ કર્યું છે. શું થશે ?

જાપાને પણ પ્રશાંત મહાસાગરમાં વડવાનળ ચેતાવી વિજયો મેળવવા માંડ્યા છે ને અત્યાર સુધી યુદ્ધથી અલિપ્ત રહેલ અમેરિકાને પણ યુદ્ધમાં ઘસડ્યું છે. જાપાને આગ ચેતાવી એથી હિટલરને રાહત મળશે, પરંતુ અમેરિકા યુદ્ધમાં આવવાથી મિત્રરાજ્યોનું બળ વધ્યું છે અને વિજયના સંજોગો ઊભા થવા પામ્યા છે. આ વિશ્વ-યુદ્ધમાં જર્મની મુખ્ય નાયક અને મધ્યમવર્તી શક્તિ છે. એનું બળ હજી ઘટ્યું નથી. નાગના મોઢામાં હજી ઝેર છે. એ ક્યારે ફૂંફાડો મારી દંશ દેશે એ કહેવાય નહિ. એની તાકાત પાછી ક્યાં ફૂટી નીકળશે એ કહી શકાય નહિ. પરંતુ છેવટના પરિણામ માટે શક નથી. જર્મનો મોટી તૈયારીઓ કરે છે. એની વ્યવસ્થાશક્તિ શ્રેષ્ઠ છે. પૂરી તૈયારી વગર એ આક્રમણ કરતા નથી. છતાં સંયોગો એને ઉલટાવી શકે છે-રશિયા એનો જ્વલંત દાખલો છે.

વસંતઋતુ ચાલી આવે છે. આ વસંતમાં જર્મની ક્યાં આક્રમણ કરશે એની અટકળો થવા લાગી છે.

૧૯૪૨ની સાલ શરૂ થઈ છે. જર્મનીએ જગાવેલું મહાયુદ્ધ આખા વરસ દરમિયાન અનેક રંગો ધારણ કરશે. જગતનો ⅔ ભાગ તો અત્યારે યુદ્ધમાં રોકાયો છે જ, ને વધુ ભાગ રોકાશે. વધુ માનવો ને વધુ સાધનોનો સંહાર થશે ને એમ ૧૯૪૨ની સાલ જગતના ઇતિહાસમાં ભયંકર બની રહેશે.

# જાપાન

## ૧

પ્રાચીનદેવી અમારે રાસુએ જાપાનની પ્રજા અને દેશને ઉત્પન્ન કર્યાં છે અને એ આ દેશની અધિષ્ઠાતા છે. જાપાન 'સૂર્ય'નો પ્રદેશ કહેવાય છે. ખ્રિસ્ત પૂર્વે ૬૬૦ વર્ષે જીમુ મુતેનો જાપાન જીતી એનો પહેલો સમ્રાટ બન્યો. ત્યારથી એના વંશજોનો ઇતિહાસ દંતકથા અને ચમત્કારભર્યો મળે છે. એ આપણાં પુરાણોના જેવો જ ઇતિહાસ છે. ખરેખરો ઇતિહાસ તો આઠમા સૈકાથી જ મળે છે. ચીની ગ્રંથકારોએ આ સમયે જાપાનના બે ઇતિહાસો લખ્યા છે. ઈ. સ. ૫૫૨ થી ૬૨૦ સુધી જાપાનમાં બુદ્ધધર્મ ચીન અને કોરિયાથી આવ્યો. આ સમયે ચીન સંસ્કૃતિની ટોચ ઉપર હતું. હવે જાપાન ચીન પાસેથી હુન્નર, વિદ્યા, સંગીત, કળા, શિલ્પ વગેરે શીખ્યું. જાપાનીઝ ભાષા, વ્યાકરણ એ સૌ ચીન પાસેથી લેવાયાં. સમ્રાટ કોટોકુએ નવા કાયદા બાંધ્યા. આ સમયે જાપાનનું ઉત્તમ સાહિત્ય લખાયું છે. સને ૭૯૪માં રાજ્યધાની કિયાટો સમ્રાટ કયામુએ બાંધી. સને ૧૮૬૮ પર્યંત એ જાપાનની રાજ્યધાની હતી.

જાપાનનો ક્ષત્રિયવર્ગ આ સમયે બહુ બળવાન થયો. ફુજીવાટા તેરા અને મીના મોટા વંશોના અમીરોએ જાપાનના સમ્રાટોની સત્તા નામની બનાવી દીધી. આ સમયે, એટલે ઠેઠ બારમી સદી સુધી, સમ્રાટોમાં વારંવાર રાજ્ય માટે વિપ્લવો થતા હતા. અત્યંત ક્રૂરતાથી ત્રણ–ચાર સો વર્ષોનાં અંદરઅંદરનાં યુદ્ધોમાં જાપાન નબળું બન્યું.

૧૧-૧૨ સદીમાં તેરા વંશના સમ્રાટોએ પોતાના શૌર્યથી હરીફોને કચરી નાખ્યા પરંતુ પાછળથી ફરી અંધાધૂંધી ચાલી. સને ૧૧૯૦માં મીના મોટા વંશના પોરીતુમાએ તેરા વંશને સમુદ્રયુદ્ધમાં હરાવ્યો અને તે જાપાનનો પ્રથમ સોગુન એટલે સેનાધ્યક્ષ થયો. હવે જાપાનમાં સોગુનોનું રાજ્ય થયું. સમ્રાટો તો માત્ર બહારનાં માનપાનના અધિકારી રહ્યા, બધી સત્તા સોગુનો ભોગવવા લાગ્યા. સમ્રાટો દેવોની પેઠે પૂજાના અધિકારી રહ્યા, સોગુનોએ પોતાના સગાસંબંધીઓને મોટી જાગીરો આપીને એમને બળવાન બનાવ્યા. સત્રિઓ( સામુરાઈ )માં હારા–કીરી ( આત્મહત્યા ) કોઈ પણ શરમ ભરેલા કાર્ય માટે દાખલ થઈ.

મીના મોટા વંશ પછી હોલેનો વંશ ( ૧૨૦૦–૧૩૩૩ ) સોગુનો તરીકે આવ્યો. એમના સમયમાં સમ્રાટો તરીકે રાજ્યવંશોમાં બાળકને પૂરો પસંદ કરી, જરા સમજણો થાય તો તેને સાધુ બનાવી, બીજા બાળકને પસંદગી આપવામાં આવતી હતી. આ સમયે સુંદર જાપાનીઝ સાહિત્ય રચાયું હતું. આ સમયે બીજા અમીરો શીકેનોએ સોગુનોની સત્તા પચાવી પાડી. સ્ત્રીઓ પણ અધિકાર પ્રાપ્ત કરી શકતી હતી. હોલેનો વંશ પછી આશીકાગાના વંશમાં સોગુનની પદવી આવી. એ બસો વરસ સુધી સોગુનો તરીકે રહ્યા. આ સમયમાં પણ અંદર-અંદરનાં મોટાં યુદ્ધો થઈ જાનમાલની ભારે ખરાબી થઈ હતી. આ સમયે જાપાનમાં બે સમ્રાટો ભેગા હરીફો તરીકે ચૂંટાયા હતા. ૫૦ વરસ સુધી આ સ્થિતિ કાયમ રહી હતી. પાછળથી સમજણ થઈ એક જ સમ્રાટ ચૂંટાયો હતો. સને ૧૫૯૨માં હીડેયોસી નામના સમર્થ પુરુષે કોરિયા ઉપર ત્રણ આક્રમણો કર્યાં, પરંતુ ચીનનાં સૈન્યોએ તેનો પરાજય કર્યો. આ જ સમયે ટોકુગાવા નામે સમર્થ સેનાધ્યક્ષ થયો. એણે બધી સત્તા પોતાના હાથમાં લીધી. એના વંશના સોગુનોએ પરદેશીઓને જાપાનમાં આવવાની બંધી કરી, જાપાનીઝોને પણ

પરદેશો સાથે સંબંધ રાખતા બંધ કર્યા.

સને ૧૫૪૨માં પોર્ટુગીઝો પ્રથમ જાપાનમાં દાખલ થયા. પહેલાં એમના વેપારીઓ અને પછી પાદરીઓ આવ્યા. ત્યાં પ્રથમ એમને આવકાર મળ્યો. એમણે ધર્મનો ફેલાવો કર્યો. પાછળથી બીજા સોગુને એમને મારી કાઢી મૂક્યા અને જાપાનીઝ ખ્રિસ્તીઓની કતલ કરવામાં આવી. આ ટોકુગાવા સોગુનોએ જાપાનમાં સાહિત્ય, વિજ્ઞાન, ગણિત, અર્થશાસ્ત્રને લગતા ઘણા સુધારા–વધારા કર્યા. યોશીયુને સોગુનના સમયમાં (૧૭૧૬–૧૭૪૫) યુરોપનાં વિજ્ઞાનનાં પુસ્તકોનું જાપાનીઝ ભાષામાં ભાષાંતર થયું. એના પછી ફરી અવ્યવસ્થા ચાલી. જાપાનમાં દુકાળો પડ્યા. આથી સોગુનો તરફની લોકોની ભક્તિમાં ન્યૂનતા થઈ. સમ્રાટ તરફ સૌની નજર દોડવા લાગી.

પરદેશીઓને જાપાનમાં આવવાની મનાઈ હતી, પરંતુ સને ૧૮૫૪માં અમેરિકન ઍડમિરલ પેરી બીજી વાર પોતાના મનવારોના કાફલા સાથે જાપાનમાં આવી પહોંચ્યા. એણે પોતાની તોપો જાપાનનાં બંદરો સામે ખુલ્લી મૂકી પરદેશીઓને પ્રવેશવા દેવાની માગણી કરી. સોગુન પાસે સામા થવા સારુ મનવારો નહોતી. એણે નમતું મૂકીને બે બંદરો પરદેશીઓના વેપાર માટે ખુલ્લાં કર્યાં. અમેરિકનોને આવા હકો અપાયા પછી અંગ્રેજ, ડચ અને રશિયાને પણ એવા જ હકો જાપાને આપવા પડ્યા. આ સિવાય બીજાં ત્રણ બંદરો પણ પરદેશીઓ માટે ખુલ્લાં મુકાયાં. આ સમયની સોગુને કરેલી સંધિઓ પરદેશીઓને મોટા હકો આપતી હતી અને જાપાનને નામોશી લગાડનારી હતી. ૫૦ વરસ સુધી આ સંધિઓ અમલમાં રહી હતી.

આ સંધિઓથી સોગુનો સામે ભારે અસંતોષ વ્યાપ્યો. અમીરો સૌ નારાજ થયા. બળવાના ઝંડા ઊંચા થયા. પરદેશીઓને કાઢી મૂકવાની પેરવીઓ થઈ. પરંતુ પરદેશી મનવારોએ કિલ્લાઓ ઉપર

તોપો ચલાવી જાપાન સરકાર પાસેથી દંડના ૩૦ લાખ ડૉલરો લીધા. સને ૧૮૬૭માં યોશીનુબો નામે ટોકુગાવા વંશના ૧૫મા સોગુને પોતાની ઇચ્છાથી રાજ્યસત્તા સમ્રાટ મત્સુહીટોના હાથમાં સોંપી. સાતસો વર્ષો સુધી સોગુનોની સત્તા જાપાન ઉપર પૂર્ણપણે ચાલી હતી. સાત સદીઓ પછી સમ્રાટના હાથમાં સત્તા આવી હતી.

૨

હવે આપણે જાપાનની ભૌગોલિક પરિસ્થિતિ જોઈએ.

જાપાન એ બ્રિટનની પેઠે બેટોનો સમૂહ છે. એમાં બે હજાર બેટો (નાનામોટા) ભેગા મળ્યા છે. એ બેટોની લંબાઈ ૨૫૦૦ માઈલની છે. બેટો હોવાથી જમીનથી એ ૫૦થી ૫૦૦ માઈલ દૂર છે. હોંશુનો બેટ એ સૌથી મોટો બેટ છે. એની લંબાઈ ૧૦૦૦ માઇલ અને સરેરાશ પહોળાઈ ૭૫ માઈલની છે. એની વસ્તી ૪ કરોડની ગણાય છે. તે પછી શીકોકુ અને કિયુસુના દ્વીપો છે. ચોથો મોટો બેટ હોકાઈડુનો છે. બે હજાર દ્વીપોમાંથી કેટલાક વસ્તીને રહેવા લાયક નથી જાપાનનું કુલ ક્ષેત્રફળ ૧૪૮૭૫૬ ચોરસ માઈલનું છે, પરંતુ ફળદ્રુપ જમીન ઘણી ઓછી છે. આ દેશ કુદરતી સૌંદર્ય માટે જગતભરમાં પ્રસિદ્ધ છે. જાપાન એ રમણીય પુષ્પોનો પ્રદેશ છે. પર્વતો, ઝરા, ઝરણાંઓ અને સુંદર વૃક્ષોનો એ દેશ છે. માર્ચ–એપ્રિલમાં તો ત્યાં વસંત પુરબહારમાં ખીલી નીકળે છે.

જાપાનમાં પર્વતોની બે હારમાળાઓ મુખ્ય દ્વીપમાં ફેલાઈ છે. આમાં અનેક જ્વાળામુખીઓ છે. આ જ્વાળામુખી પર્વતમાં આસામા–યામા, મીહારા સાન, આસા અને મીટાકા મુખ્ય અને જાગ્રત છે. સૌથી ઊંચો અને આકર્ષક દેખાવનો ફુજીયામા (૧૨૦૦૦ ફૂટ) એ અને બીજા સુષુપ્ત છે, આથી જાપાનમાં પુષ્કળ ધરતીકંપો થાય છે. કોઈક જ દિવસ ધરતીકંપ વગરનો ત્યાં ખાલી જાય છે, પરંતુ

૧૯૨૩નો મહાન ધરતીકંપ ઇતિહાસમાં પ્રસિદ્ધ છે. ધરતીકંપ પછી મોટા સમુદ્રના પ્રવાહે છલકીને જાપાનના અનેક બેટોને છિન્નભિન્ન કરી નાખ્યા હતા. તે પછી લાકડાનાં ઘરોમાં આગ લાગી હતી. કુલ એક લાખ માણસો મરણુ અથવા ઇજા પામ્યા હતા. અબજો યેનનું નુકસાન થયું હતું. દેશ પર્વતમય હોવાથી માત્ર ૨૦ ટકાથીયે ઓછી જમીન ખેતીમાં કામ લાગી શકે છે.

સીનોના ગાવા, ટોને ગાવા, ફીશો ગાવા એ નદીઓ જાપાનના સૃષ્ટિસૌંદર્યને માટે ભારે સરસ છે, પરંતુ વરસાદ વધારે પડવાથી એમાં મોટી રેલ આવે છે ત્યારે જાનમાલને ભયંકર નુકસાન થાય છે. એ નદીઓ નવાં નવાં રૂપ ધારણુ કરે છે. મોટાં સરોવર, હજારો ઝરણાં, સુંદર વૃક્ષો, ભારે સુંદર પુષ્પોથી ભરેલી વનરાજી, પર્વતોની હારમાળા —એ માટે જાપાન જગતભરમાં પ્રસિદ્ધ છે. જાપાનના લાંબા ૨૫૦૦ માઇલના પ્રદેશમાં ઋતુઓ વારંવાર બદલાય છે; ક્યાંક બરફ પણુ પડે છે, પરંતુ સામાન્ય રીતે જાપાનની ઋતુ ખુશનુમા ગણાય છે. હવા સૂકી અને સ્ફૂર્તિમય છે. શિયાળામાં ટાઢ ઘણી પડે છે. વરસાદ ૫૦થી ૧૫૦ ઇંચ જેટલો જુદે જુદે સ્થળે પડે છે. ગરમી પછી માર્ચ-એપ્રિલથી ઋતુ ભારે ખુશનુમા હોય છે. ચારે તરફ ફૂલો ફૂલો જ ઊગે છે. પરંતુ ક્યારેક ક્યારેક પવનનાં તોફાનો પણુ ઊઠે છે ત્યારે જાપાન કઠોર સ્વરૂપ લે છે. (ટોકિઓમાં) ધાતુની ગરમીનો પારો સરેરાશ ૫૬–૫૭ જેટલો આવે છે. ઠંડી વધારે હોય છે. ત્યાંની સરકાર અને પ્રજાએ શાસ્ત્રીય રીતે ખેતીને ખૂબ સુધારી છે. હિંદ કરતાં ત્યાં એક એકર જમીન બેવડો પાક આપે છે. કુદરત સાનુકૂળ હોવાથી જાપાનમાં અનેક જાતની વનસ્પતિઓ થાય છે. ૬૦૦૦ જાતનાં વૃક્ષો અને ૧૭૦૦૦ જાતની વનસ્પતિઓ જાપાનમાં ઊગે છે. કોઇ પણુ દેશ કરતાં ત્યાં ઘણી વધારે જાતની વનસ્પતિઓ ઊગે છે. ખેતીના મુખ્ય પાકોમાં ચોખા છે. ચોખા અને માછલાં એ જાપાની-

એનો મુખ્ય ખોરાક છે. જાપાનમાં કપાસ બિલકુલ થતો નથી. બીજા પાકોમાં શણુ પાકે છે. ચા સાધારણ પ્રમાણમાં વાય છે. તમાકુ, બટાટાં વગેરે મોટા પ્રમાણમાં મળી શકે છે. જાપાનના પ્રસિદ્ધ ફોર્મોસાના ટાપુમાં કપૂરનાં વૃક્ષો છે. એ જાપાનની લગભગ મોનો-પોલી છે. શેરડી અને બાંબુ પણ મોટી સંખ્યામાં ત્યાં ઊગે છે. બાંબુમાંથી ત્યાં ઘરો બનાવે છે, અથાણું કરે છે, કાગળો બનાવે છે. એનો ખૂબ ઉપયોગ ત્યાં થાય છે.

જાતજાતનાં વૃક્ષો અને ફૂલોથી આચ્છાદિત એ જાપાનની અવનવી સુંદરતા છે, પરંતુ જાનવરોની બાબતમાં જાપાન નસીબદાર નથી. થોડાં કાળાં રીંછ, વરુઓ અને શિયાળો સિવાય બીજાં કોઈ હિંસક પશુઓ નથી. ગાયો, ભેંસો, ઘેટાં, બકરાં, ગધેડાં, ડુક્કરો પણ જાપાન-માં ઘણા થોડા પ્રમાણમાં છે; પરંતુ જાપાનની પ્રજાને પરમાત્માએ સાગરના જંતુઓ આપી નવાજી છે.

આખું જાપાન દરિયાનાં માછલાંઓ ખાઈને જીવે છે. સેંકડો જાતનાં માછલાં, વહેલો, શીલો અને બીજાં જળચરો એ જાપાનની સમૃદ્ધિ છે. એમના વિના પ્રજા ભૂખે મરી જાય. પક્ષીઓ જાપાનમાં જાતજાતનાં થાય છે, પરંતુ ગરમ પ્રદેશ જેટલાં થતાં નથી.

જાપાનમાં પેટ્રોલની ખામી છે. વાર્ષિક ૨૫૦૦૦૦ ટન માત્ર મળે છે. એના સખાલીન ટાપુમાંથી ૨૦૦૦૦૦ ટન તેલ મળે છે, ૩૫૦૦૦ ટન ફોર્મોસામાંથી મળે છે, પરંતુ આથી જાપાનની ૨૫ ટકા ભૂખ પણ પોષાતી નથી. ૭૫ ટકા તેલ એને બહારથી મંગાવવું પડે છે. જાપાનમાં કોલસો ઘણો છે પરંતુ એ હલકી જાતનો છે. આથી આ હલકા કોલસામાંથી એ પેટ્રોલ બનાવે છે અને કોલસો પરદેશથી આયાત કરે છે. પરંતુ જાપાનીઓએ વહેતાં ઝરા, ઝરણાં અને નદીઓનો અદ્ભુત ઉપયોગ કરીને એમાંથી મોટી જળવિદ્યુતશક્તિ

પેદા કરી છે અને જાપાનને ઝૂંપડે ઝૂંપડે એ પહોંચાડી છે. આથી ગૃહઉદ્યોગો અને કારખાનાંઓનો સુમેળ જાપાન જેવો બીજે ક્યાંયે નથી. જાપાનમાં રબર થતું નથી. લોઢું અને પોલાદ માટે પણ જાપાન મુખ્યત્વે પરતંત્ર છે. જાપાનમાં લોઢું મળે છે પણ તેની જરૂરિયાતના માત્ર ૧૫ ટકા જેટલું જ મળે છે. આથી લોઢાને માટે એને પરદેશોની દયા ઉપર જીવવું પડે છે. કાંસું, સોસું, ટીન, એલ્યુમિનમ જાપાનમાં મળે છે પરંતુ એની જરૂર પૂરતાં નથી. પરંતુ ઊંચી જાતની ચીની માટી ત્યાં મળે છે એટલે તેમાંથી શ્રેષ્ઠ ચીનીનાં વાસણો બનાવી શકાય છે. ગંધક, સોમલ અને ફોસ્ફરસ પણ મળે છે.

સને ૧૯૩૫માં જાપાનની વસ્તી ૬૮,૯૫૦,૦૦૦ની હતી. હમણાં દર વરસે ૧૦ લાખ માણસો વધે છે, એટલે સને ૧૯૪૧માં ૭ાા કરોડની વસ્તી હશે. દર ચોરસ માઈલે ૪૬૯ જેટલી ગાઢી વસ્તી જાપાનમાં સરેરાશ છે, આથી જાપાનને પોતાની વસ્તી માટે બીજા પ્રદેશો બહાર શોધવા પડે છે. જાપાનમાં ઉદ્યોગો વધે છે એટલે શહેરોમાં વસ્તી ખૂબ વધે છે. ટોકિયો રાજધાનીમાં ૬૦ લાખ માણસોની અને ઓસાકામાં ૩૦ લાખની વસ્તી છે. નાગોયા, યોકોહામા, ક્યોટો, કોબેએયોમાં દરેકમાં દસ લાખ કરતાં વધારે મનુષ્યો વસે છે. જાપાનની વધતી વસ્તી જ બતાવી આપે છે કે એને બહારના પ્રદેશોની જરૂર છે. જાપાનમાં એમનો ગુજારો શક્ય નથી. ખેડૂતો બહુ જ ગરીબ છે. જાપાનીઝ લોકોમાં બેકારી પણ છે.

જાપાનની પ્રજા વિવેકનો અવતાર છે. એમની નમ્રતા અને મધુર વાણી ભારે પ્રશંસા પામ્યાં છે. જાપાનીઝ લોકો શરીરે ટૂંકા અને ઘણા મજબૂત હોય છે. તેઓ ભારે ઉદ્યોગી, ખંતીલા અને કામ કરવાના શોખીન હોય છે. એમની સ્ત્રીઓ પણ સ્વચ્છ, ઉમંગી, ઉદ્યોગી અને ખંતીલી છે. ઘણાંખરાં કારખાનાંઓમાં સ્ત્રી-કામદારોની બહુમતી હોય છે. તેઓ કામમાં હોશિયાર, ચપળ અને એકધ્યાનવાળી

હોય છે. આપણા ચાર મિલ-કામદારો જેટલું જ જાપાનની એક સ્ત્રી-કામદાર કામ કરે છે. જાપાનના મજૂરો અને કારીગરો ગમે તેવી વસ્તુની બનાવટની નકલ તરત કરી આપે છે. તેઓ કામ પદ્ધતિસર અને સરસ બનાવે છે. જાપાની બાળકો પોતાના દેશને અત્યંત પ્રેમથી ચાહે છે. નાનાં બાળકો પણ સ્વદેશ માટે મરી ફીટે છે. ત્યાં સ્વદેશ-પ્રેમ એ જ મુખ્ય ધર્મ છે.

૩

જાપાને રાજકીય વિકાસ અદ્‌ભુત રીતે સાધ્યો છે.

જાપાનમાં સમ્રાટ એ દેવ અને સમ્રાટ બંને છે. એની આજ્ઞા કોઈ ઉથાપી શકતું નથી. સમ્રાટ ભારે માનપાન અને દૈવી શક્તિનો આદર્શ છે. એને જરા પણ માઠું લાગે તો સેંકડો જાપાનીઓ હારા-કીરી ( આત્મઘાત ) કરવાને તૈયાર છે. સ્વદેશપ્રેમ બધો સમ્રાટમાં કેન્દ્રીભૂત થયો છે. ગમે તેવો મહાન વિદ્વાન અને સુધરેલો જાપાની પણ સમ્રાટ પ્રત્યે ઈશ્વર જેટલી ભક્તિ ધરાવે છે. સર્વ સત્તા અને રાજ્યનો એ માલિક છે. એના હાથ નીચે પ્રધાનમંડળ છે અને સમ્રાટ એકલાને એ જવાબદાર છે. પાર્લમેંટમાં બે વિભાગો છે : અમીરની સભા અને આમની સભા. એમાં દરેક કાયદો પસાર થઈ સમ્રાટની સહી માટે જાય છે. સમ્રાટની બધા ઉપર સંપૂર્ણ સત્તા છે. અમીરોની સભાના ૪૦૪ સભ્યો છે. આ અમીરો અને મોટા અમલદારોમાં સમ્રાટ ઘણાખરાને નીમે છે. આમની સભાના સભ્યોની સંખ્યા ૪૬૬ની છે. તેઓ ચૂંટાઈને આવે છે. જાપાની પ્રજાના દરેક સભ્યને મતનો હક્ક છે, પરંતુ પ્રધાનોને નીમવાનો હક્ક સમ્રાટનો છે. પાર્લમેંટમાં હારજીતથી પ્રધાનો બદલાતા નથી. હમણાં કેટલાંક વર્ષો થયાં જાપાનના શાસનની ઉપર સેનાધ્યક્ષો અને કાફલાના ઍડમિરલોની ઘણી મોટી લાગવગ છે. વારંવાર તેઓ પ્રધાનમંડળોને ઉથલાવી નાખે છે. મિકાડો

સમ્રાટ મુત્સુહીટો પછી સમ્રાટ યોશીહીટો (૧૯૧૨–૨૬) થયા. એના પછી સમ્રાટ હીરોહીટો ૧૯૨૬થી રાજ્ય કરે છે, પરંતુ હમણાં સત્તા સેનાધ્યક્ષો અને સૈન્યના હાથમાં છે. રાજ્યનીતિ એ સેનાધ્યક્ષોનાં મંડળો નક્કી કરે છે. ઘણી વખત આ મંડળોના સભ્યો અણગમતા પ્રધાનોનાં ખૂનો કરે છે. આ સેનાધ્યક્ષનાં મંડળો જાપાનની મહત્ત્વાકાંક્ષાઓના મુખ્ય સૂત્રધારો છે. એશિયામાં તેઓ જાપાનનું મુખ્ય વર્ચસ્વ સ્થાપવા માગે છે. એ માટેની છેલ્લાં ૨૦ વર્ષો થયાં તેમની તૈયારીઓ પણ છે.

જાપાનમાં સમ્રાટના રાજ્ય ઉપરથી સંવત ગણાય છે. સમ્રાટ મેજીય અથવા મુત્સુહીટોએ (૧૮૬૮–૧૯૧૨) ૪૫ વરસ સુધી રાજ્ય કર્યું. એના સમયમાં જાપાનીઝ સામ્રાજ્ય મહાન પ્રગતિ સાધી અંધારામાંથી તદ્દન પ્રકાશમાં આવ્યું. એ સમ્રાટ મુત્સુહીટોએ જાપાનીઝ રાજ્યનીતિ તદ્દન ફેરવી નાખી. એણે પશ્ચિમની યંત્રવિદ્યાને આવકાર આપ્યો. એણે સેંકડો જાપાનીઝ યુવાનોને અમેરિકા શીખવા મોકલ્યા. આ અમીરોના પુત્રો સ્ટીમરો ઉપર ખલાસીની નોકરી સ્વીકારીને અમેરિકા પહોંચતા હતા. ત્યાં ચાર કલાક કુટુંબોમાં સાધારણ નોકરીનું કામ કરી જીવનનિર્વાહ અને ભણવાનો ખર્ચ કાઢવા માંડયા. ત્યાંથી ભણીગણીને પાછા ખલાસી તરીકે અમેરિકન સ્ટીમરોમાં તેઓ સ્વદેશ આવ્યા. દેશના યુવકો માટે શાળાઓ ખોલીને શિક્ષણવિકાસનો પ્રબંધ કરી આપ્યો. સેંકડો અધિકારીઓને યુરોપની યુદ્ધરીતિ શીખવા જર્મની મોકલ્યા. સેંકડો યુવકોને અંગ્રેજી દરિયાઈ કાફલામાં શિક્ષણ મેળવવા મોકલ્યા. આ યુવકોએ આવી પરદેશનાં અર્થશાસ્ત્ર, રાજ્યનીતિ, શાસનપદ્ધતિ, ઔદ્યોગિક વિકાસ અને યંત્રશાસ્ત્ર તથા વિજ્ઞાનને જાપાનમાં દાખલ કર્યાં. સને ૧૮૬૮ થી આ કામ શરૂ થયું. ૭૩ વરસની ટૂંક મુદતમાં જાપાન ખૂબ આગળ વધીને પોતાના ગુરુઓથી પણ પ્રગતિશીલ થવાની મહત્ત્વાકાંક્ષા સેવે છે. રાજા, પ્રધાનમંડળ અને પ્રજામાં

ભારે એકતા હોવાથી ટાપુઓનું આ નાનકડું રાજ્ય જગતના એક મહાન રાજ્ય તરીકે પંકાયું છે.

જાપાને હવે પોતાના સૈન્યમાં શિસ્ત અને યંત્રો દાખલ કરી એને પશ્ચિમનાં સૈન્યો જેવું બનાવ્યું હતું. (૧૮૯૪–૯૫) જાપાને તેની પહેલી કસોટી ચીન ઉપર કરી. આધુનિક સૈનિક–પદ્ધતિ ચીને ગ્રહણ કરી નહોતી, આથી જાપાને એને સહજ રીતે હરાવી દીધું, પરંતુ રશિયા, જર્મની અને ફ્રાંસના વચ્ચે પડવાથી જાપાનને માત્ર ફોર્મોસા અને બે ટાપુઓ જ મળ્યા, અલબત્ત, રોકડ નાણુાંની મોટી રકમ એને યુદ્ધના દંડ તરીકે મળી. હવે જાપાને મિત્રો શોધવા માંડયા. રાજ્યનીતિમાં પણ એણે પ્રગતિ દેખાડી. સને ૧૯૦૨માં બ્રિટન સાથે કરારો કરી જાપાને પોતાની મજબૂતી બતાવી. અમેરિકા સાથે પણ એણે મૈત્રી બાંધી. એ રીતે તૈયાર થઈ ૧૯૦૪–૫માં એણે રશિયા સામે યુદ્ધ શરૂ કર્યું. ચીન પાસેથી મળેલી મોટી રકમ જાપાને તોપો તથા દારૂગોળો ખરીદવામાં વાપરી. રશિયનોનું મોટું સામ્રાજ્ય, મોટાં સૈન્યો અને મોટી લડાયક તૈયારીઓ જાપાનને કચરી નાખશે એમ સૌ માનવા લાગ્યા પણ જગતની અજાયબી વચ્ચે સાગર અને જમીન બંનેનાં યુદ્ધોમાં રશિયાનો એણે પરાજય કર્યો. સને ૧૯૦૫ના સપ્ટેંબરની તા. ૫મીના પૉર્ટ–માઉથની સંધિ પ્રમાણે સાખેલીનના બેટનો દક્ષિણ ભાગ જાપાનને મળ્યો, લિયોટંગનો દ્વીકલ્પ પણ જાપાનને મળ્યો, કોરિયામાં જાપાનીઝ લાગવગ રશિયાએ સ્વીકારી. પાંચ વર્ષ પછી વચનભંગ કરી જાપાને કોરિયા પણ ઓહિયાં કર્યું. જાપાનની જમીનની ભૂખ કદી તૃપ્ત ન થઈ શકે તેવી છે. તેના વિકાસ માટે શક્તિ, ઇચ્છા અને સાહસ ત્રણેય જાપાન પાસે છે. સને ૧૯૧૪–૧૮ના મહાયુદ્ધમાં જાપાને નમતે છાબડે બેસી મિત્રરાજ્યોને મદદ આપી આથી એને થોડા બેટો મળ્યા. જાપાનના લોભને માર્ગ નહિ આપવાનો યુરોપનાં રાજ્યોએ વિચાર રાખ્યો હોવાથી જાપાન સમજી–શોધીને કામ લેવા

લાગ્યું. કોઈ મહારાજ્ય સાથે આથડી ભાંગી ભુક્કો થવાની એની ઇચ્છા નહોતી. તક વગર દાવ મારવો નહિ એ જાપાનની નીતિ છે. સને ૧૯૧૮–૨૨ માં રશિયામાં રાજ્યક્રાંતિ થઈ તેનો લાભ લેવા જાપાને સાઈબીરિયામાં સૈન્ય મોકલ્યું, પરંતુ ત્યાં એને સજ્જડ હાર મળી અને મોટું આર્થિક નુકસાન થયું. સને ૧૯૨૩માં જાપાનમાં મોટો ધરતીકંપ થયો. તેમાં પણ એને ભારે નુકસાન ભોગવવું પડ્યું. જાપાનના હાથ હેઠા પડ્યા હોવાથી એણે સમાધાન ભરેલી વલણ સ્વીકારી હતી.

અંગ્રેજોની સાથે જાપાને ૧૯૦૨માં સંધિ કરી હતી તે પ્રમાણે બંને રાજ્યો એકબીજાને મોટો ટેકો આપતાં હતાં. ચીનના મંચુરિયા પ્રાંતને ઓહિયાં કરવા જાપાને અંગ્રેજોની છાની સંમતિ લઈ લીધી હશે એટલે એણે સપ્ટેંબર ૧૯૩૧ માં કાંઈ પણ કારણ આપ્યા વગર મંચુરિયા ચીન પાસેથી ઝૂંટવી લીધું. મોટાં રાજ્યો, તેમાં પણ અમેરિકાએ, સખ્ત હાથે કામ લેવાની તૈયારી બતાવી પણ અંગ્રેજોના ટેકા વગર એ સૌ નિષ્ફળ ગયું. મંચુકુઓનું નવું રાજ્ય જાપાને સ્થાપી તેમાં ચીનના પદભ્રષ્ટ શહેનશાહ પો-ઈને સમ્રાટ બનાવ્યો, પરંતુ બધી સત્તા પોતાના હાથમાં રાખી. જાપાન એમાંથી રસ ચૂસે છે. ચીના સૈનિકોએ ઘણાં વરસો સુધી નાની નાની સંખ્યામાં વહેંચાઈ જાપાન ઉપર હલ્લા કરી એને ઘણી મુશ્કેલીમાં નાખ્યું હતું. મોંગોલિયાનો આંતર પ્રાંત અને જેહોલનો જિલ્લો પણ ચીન પાસેથી લઈ મંચુરિયામાં મેળવી દેવામાં આવ્યો હતો. પ્રજાસંઘમાં થયેલી સખ્ત ટીકાઓને કારણે જાપાને પ્રજાસંઘમાંથી રાજીનામું આપી બહારવટિયાપદ સ્વીકાર્યું.

નબળા પડોશીને દબાવવાનો પોતાનો સ્વધર્મ સંભાળીને જાપાને ચીનમાં પ્રવેશ કરવા માંડ્યો. ચીનની મોટી દીવાલ ઓળંગીને હવે

એણે ચીનમાં બાચકાં નાખવા માંડયાં. ચીની સરકાર યુદ્ધ માટે તૈયાર નહોતી, આથી હોપાઈ પ્રાંતમાં જાપાનને ખાસ હકકો આપ્યા. એક વરસ પછી મંચુરિયા જતી ચીની રેલવેનો કબજો જાપાનને મળ્યો. આથી જાપાન ખૂબ જોશમાં આવ્યું. સને ૧૯૩૪માં રશિયાએ ભૂલ કરી ચીની પૂર્વ રેલવે જાપાનને વેચી દીધી. ચીનમાં હવે જાપાન આગળ વધવા કોશિશ કરી રહ્યું. ઉત્તર પ્રાંતના પાંચ પ્રાંતો ઉપર એની નજર ઠરી. એક સાધારણ બનાવ ઉપરથી સને ૧૯૩૭ના પાછલા ભાગમાં જાપાને ચીન ઉપર મોટાં સૈન્યો ઉતાર્યાં. ચીનાઓમાં ખૂબ કુસંપ હતો, પરંતુ બહારનો શત્રુ પોતા ઉપર ધસી આવે છે તે જોઈ ચીન એકસંપ થયું. રશિયાએ ચીનને મદદ કરી શસ્ત્રો પૂરાં પાડયાં અને જાપાનીઝો સાથે ચીનને મોટાં યુદ્ધો થયાં. જાપાનના સૈનિકોનું શૌર્ય અને એમનાં આધુનિક હથિયારો પાસે ચીનાઓ ટકી શકયા નહિ. એમને વારંવાર હઠવું પડયું. એમનાં ઘણાં સૈન્યો કામ આવ્યાં, છતાં ચીનાઓએ અત્યંત બહાદુરી દેખાડી લડવાનું ચાલુ રાખ્યું. ઘણાંખરાં મોટાં શહેરો પૈકીનાં ટીન્ટસીન નાનકીંગ છોડીને ચીનાઓને હઠવું પડયું, પણ ચીનાઓએ અનેક જય-પરાજયોને ન ગણકારતાં યુદ્ધ ચાલુ રાખ્યાં.

ચીન સાથેનું યુદ્ધ જુલાઈ ૧૯૩૭ માં શરૂ થયું. એમાં પંદર જેટલાં મહાન યુદ્ધો થયાં. એકાદ બે યુદ્ધમાં ચીનાઓ જીત્યા પણ હતા છતાં એમને અર્ધો ભાગ ખાલી કરીને ચીનના અંદરના ભાગોમાં ભરાઈ જવું પડયું. ચીનાઓની પ્રજા ઉપર જાપાનીઝ સૈનિકોએ અમાનુષી જુલમો ગુજાર્યા છે, છતાં ચાંગ-કાઇ-શેક ચાર વરસ થયા સતત લડયા કરે છે. એણે ચીનના અંદરના ભાગોમાં ખસી જઈ ત્યાં યુદ્ધ માટેનાં શસ્ત્રો બનાવવાનાં કારખાનાં ઊભાં કર્યાં છે. રશિયા એને ચાલુ સૈનિકો અને સાધનો પૂરાં પાડતું હતું તે હવે જર્મન-રશિયન યુદ્ધને લીધે બંધ થયું છે, પરંતુ અંગ્રેજો અને અમેરિકનો

ચીનને શસ્ત્રો પૂરાં પાડે છે. ચીનનાં સર્વ બંદરો જાપાનના હાથમાં આવ્યાં છે, આથી ચીનને બ્રહ્મદેશને રસ્તે માલ મોકલી શકાય છે. આ રસ્તો બહુ જ લાંબો છે, પણ બીજો કોઈ માર્ગ નથી. ચીનમાં પણ જાપાનીઝો મોટાં શહેરોને કબજે રાખી બેઠા છે. ગામડાંઓ ઉપર એમની સત્તા નથી. ચીનાઓ નાની નાની ટોળીઓમાં વહેંચાઈ જાપાનીઝો ઉપર છાપા મારી એમને બહુ નુકસાનીમાં ઉતારે છે. ચીનમાં જાપાનીઝોએ પોતાના દોરીસંચાર નીચે પૂતળા-સરકાર ઊભી કરી છે, પરંતુ બધી સત્તા પોતાના હાથમાં રાખી છે. ચાર વર્ષો થયાં અનેક પરાજયો અને પીછેહઠો ચીનાઓના ઉત્સાહને મોળો બનાવી શકયાં નથી. ચીનાઓએ ૨૦ કરોડ મનુષ્યોનો પ્રદેશ, શહેરો, કિલ્લેબંદીઓ, આર્થિક ખોટો અનહદ પ્રમાણમાં સહી છે, છતાં તેમનો ઉત્સાહ અદમ્ય છે. નવાં સૈન્યોને ચીનાઓ તાલીમ આપ્યે જાય છે.

૪

જાપાને સરકારી ખર્ચે મોટી સ્ટીમરો, ગોદીઓ, લોઢાના અને પોલાદના ઉદ્યોગો અને મોટાં કારખાનાં શરૂ કર્યાં, પરંતુ પાછળથી ધીમે ધીમે એ બધું ખાનગી માલેકીના વેપારી અને ઉદ્યોગપતિઓને સોંપી દીધું. આજે જાપાનમાં આ બધા ઉદ્યોગો પાંચ કે છ પેઢી-ઓને હસ્તક છે. તેમાં સૌથી મોટી પેઢી મીટસુ, બુસાન કંઇસાની છે. સને ૧૯૩૦માં જ એના હાથમાં ૧૨૭ મોટાં કારખાનાં હતાં. જાપાનની લોઢા કાઢવાની ખાણો અને પોલાદ બનાવવાનાં કારખાનાં-ઓમાં સાઠ ટકા એ પેઢીના હાથમાં હતાં. કાપડ, દારૂગોળો, વિમાનો વગેરેનાં એ પેઢી મોટાં મોટાં કારખાનાંઓ ધરાવે છે. એ પેઢી આજ સેંકડો વરસો થયાં રાજ્યના શરાફ તરીકે કામ કરતી હતી. બીજી પેઢી મીટસુબિયાની પણ વહાણ અને સ્ટીમરો બાંધવાનાં કારખાનાં, ધાતુઓનાં કારખાનાં અને વિમાની ઉદ્યોગનાં મોટાં કારખાનાંઓની

માલેકી ધરાવે છે. યસુડાની પેઢી રેલવેના શૅરો મોટી રકમના ધરાવે છે. સુમીટોયોની પેઢી સ્ટીમરો, તાંબું, પોલાદનાં મોટાં કારખાનાં ધરાવે છે. વેપારીઓ અને રાજ્ય વચ્ચે ભારે સુમેળ છે. ઘણીખરી કંપનીઓમાં સરકારી નાણું રોકાય છે. લગભગ ⅔ મૂડી સરકારી છે. જાપાનનો પરદેશી વેપાર સને ૧૮૬૮માં ૨॥ કરોડ યેનનો હતો. સને ૧૯૧૭માં ૨॥ અબજનો એટલે ૧૦૦ ગણો વધ્યો. સને ૧૯૨૬માં એ ૫ અબજ સુધી પહોંચ્યો હતો, હજી પણ તેટલો જ છે, માત્ર યુદ્ધના સમયે ઘટાડો થયો છે. આ વેપાર માટે જાપાને મોટું વહાણવટું બાંધ્યું છે.

આ સર્વે વિભાગો કારખાનાંઓમાં ભેગા થાય છે. જાપાનમાં મજૂરીના દર બહુ ઓછા હોય છે. એક રૂપિયો પુરુષને અને ૦॥ રૂપિયાથી ૦॥। રૂપિયો સ્ત્રીને મળે છે. આટલા દરમાં બાર કલાક સતત કામ કરવાનું હોય છે. જાપાનમાં પ્રજાસંઘના કાયદાઓનો અમલ નથી. લાંબા કલાકો, ઓછા દરો અને સખત મજૂરી—એ ત્યાંના મજૂરોના નસીબમાં લખાયલું હોય છે, પરંતુ આખા જગતમાં જાપાન જેવા કાર્યદક્ષ, મહેનતુ અને ચતુર મજૂરો મળવા મુશ્કેલ છે. આપણા હિંદમાં એક મજૂર બે લૂમથી વધારે સંભાળતો નથી, જાપાનમાં એક સ્ત્રી-મજૂર ૭ લૂમ સંભાળે છે. જાપાનમાં મજૂરોની હાલત સારી નથી. જાપાનના મજૂરો ભારે સ્વચ્છ કામ કરવા માટે પંકાયેલા છે. એક વખત કાંઈ કામ બતાવો એટલે જરા પણ ભૂલ વગર કામ કરી આપશે. જાપાનની સરકાર મજૂરોની ચળવળને સખ્ત હાથે દાબી દે છે. મજૂરસંઘો ત્યાં શક્તિહીન છે. મજૂરોનાં રહેઠાણો કારખાનાંવાળા સ્વચ્છ બનાવે છે.

જાપાને યુદ્ધથી અને તરાપ મારીને કેટલાંક સંસ્થાનો મેળવ્યાં છે. જાપાનની વસ્તીના વધારાનો પ્રશ્ન આથી ઉકેલાયો નથી, કારણ કે એ દેશો જાપાનીઓને વસવા યોગ્ય જણાયા નથી; પરંતુ એ દેશોને

ચૂંદવાની જાપાનીઝ નીતિ ચાલુ જ છે. અને તેટલો લાભ એ દેશો-માંથી મેળવી લેવો એ જાપાનની નીતિ છે. આથી આ દેશોની સસ્તી મજૂરીનો લાભ મેળવી ત્યાંનાં કુદરતી કાચાં દ્રવ્યો મેળવી તેનાં પોતાનાં કારખાનાંઓમાં પાકાં દ્રવ્યો બનાવી એ જ પાછાં એ પછાત પ્રજા-ઓને વેચી મોટો લાભ મેળવે છે. એ તાબેદાર પ્રજા ઉપર મોટા કરો નાખવામાં આવ્યા છે, એટલે જે મજૂરી કમાય તેનો મોટો ભાગ જાપાન લઈ જાય છે. એ સંસ્થાનોની વસ્તી અતિ ગરીબ રહે છે. જાપાનીઝ અધિકારીઓને મોટા પગારો મળે છે. સંસ્થાનોની પ્રજાને અભણ અને પછાત રાખવામાં આવે છે.

જાપાનને ચીન સાથેના ૧૮૯૪–૯૫ના યુદ્ધના વિજય તરીકે ફોર્મોસા દ્વીપ મળેલ છે. આ દ્વીપ ઘણો મોટો છે. એનું ક્ષેત્રફળ ૧૩૮૯૦ ચોરસ માઈલનું અને વસ્તી ૫૦ લાખની છે. એમાં ૯૩ ટકા વસ્તી ચીનાઓની છે. જાપાનીઝ વસ્તી માત્ર ૨॥ લાખની છે. ખેતીના ૮૦ ટકા જાપાનીઝ જમીનદારોના હાથમાં છે. ચોખાનો મોટો પાક જાપાન ખાતે સારા પ્રમાણમાં ચડાવી દે છે. ચા મોટા પ્રમાણમાં જાપાન ચડે છે. ખાંડ, તમાકુ, અનાનસોનાં ખેતરો અને કારખાનાં મુખ્યત્વે જાપાનીઝ માલિકીનાં છે. ત્યાંની મોનોપોલી જેવા કપૂરના ઉદ્યોગનું જાપાન જ નિયમન કરે છે. સોનું, તાંબું, ગંધક, પેટ્રોલ અને કોલસાની માલેકી પણ જાપાનીઝોની જ છે, વસ્તીને માત્ર મજૂરી મળે છે–જેનો મોટો ભાગ ભારે કરોરૂપે પાછો લઈ લેવાય છે. ત્યાંની પ્રજા માટે શિક્ષણની ગોઠવણ ઘણી નબળી છે. જાપાનને આ બેટ મોટો નફો આપે છે.

એ સખેલીન દ્વીપનો જમણી તરફનો ભાગ રશિયનો પાસેથી ૧૯૦૪–૧૯૦૫માં યુદ્ધમાં મળ્યો હતો. એ ફોર્મોસા જેવડો જ ટાપુ છે. એમાં મોટાં જંગલો છે. હલકો કોલસો પણ પુષ્કળ છે. તેલ પણ

જમીનમાંથી મળ્યું છે. દોઢ લાખ ટન દર વરસે જાપાનીઓ કાઢે છે. એની આસપાસના સાગરમાં જાપાનીઓને મોટા પ્રમાણમાં માછલીઓ મળે છે. આ ટાપુની વસ્તી માત્ર ૩ લાખની જ છે, તેમાં મુખ્યત્વે જાપાનીઓ છે. બજેટ ૧॥ કરોડ યેનનું છે.

મંચુકુઓ ચીન પાસેથી જાપાનીઓને મળ્યું છે. એના પર્વતમય પ્રદેશમાં ગાઢ જંગલો છે. એની વસ્તી ૨॥ કરોડની છે જે જાપાનીઓની ગુલામગીરી કરે છે. જાપાનીઓ એમને ચુસાય તેટલા ચૂસે છે. એનું ક્ષેત્રફળ છાસી હજાર ચોરસ માઇલનું છે. ૮૦ ટકા પ્રજા ખેતી કરે છે. તે પ્રજા મોટા ભાગે દેવાદાર છે. જાપાનની મોટી પેઢીઓના હાથમાં ઘણા ઉદ્યોગો છે. એની વસ્તી ૩॥ કરોડની છે. મુખ્યત્વે વસ્તી ચીનાઓની છે. ચીનથી હવે વધારે માણસો ત્યાં જવા દેવાની જાપાને બંધી કરી છે. સૈનિકો અને અધિકારીઓ સિવાય જાપાની ખેડૂતોને ત્યાં વસાવવાના પ્રયત્નો ફળીભૂત થયા નથી. જાપાનીઓએ ત્યાં પૂતળા ચીની સરકાર સ્થાપી છે પરંતુ બધી સત્તા પોતાના હાથમાં રાખી છે. એમાં સોયાબીન મોટા જથ્થામાં થાય છે ને તે જાપાન ખાતે ચડે છે. ૧૦ લાખ ટન ઘઉં પેદા કરે છે. ત્યાં કપાસ મોટા જથ્થામાં વાવણી કરવાના જાપાનના અખતરાને ફતેહ મળી નથી, છતાં પ્રયત્નો ચાલુ છે. જાપાનને આ દેશમાંથી ૭૦ લાખ ટન કોલસો દર વરસે મળે છે. લોઢું દર વરસે ૧૦ લાખ ટન પેદા થાય છે. એક લાખ ટન તેલ નીકળે છે. મંચુરિયામાં જાપાને મોટી મૂડી રોકી છે. દર વરસે જાપાનને ખોટ જાય છે છતાં જાપાન એને ચુસાય તેટલું ચૂસે છે.

૫

જાપાન સાથે અંગ્રેજોને સને ૧૯૦૨માં સંધિ થઈ હતી. સને ૧૯૩૪ સુધી બંને વચ્ચે ભારે એખલાસ જળવાઈ રહ્યો, પરંતુ

જાપાને ત્યાર પછી ચીનમાં આક્રમણ કર્યું. ચીનમાં અંગ્રેજોની મોટી મૂડી, વ્યાપાર અને લાભો છે. જાપાનીઓના આક્રમણથી આ સર્વે જોખમાય. આથી અંગ્રેજોની સાથે જાપાનીઝોને અણબનાવ થયો. જાપાનીઝોએ અંગ્રેજોની લાગવગ નીચે ચાલતા પ્રજાસંઘ ( લીગ ઑફ નેશન્સ )ને છોડી દીધો. બંને વચ્ચે કડવાશ વધતી ચાલી. જાપાનીઝો પાસે કાચી વસ્તુઓની મોટી ખામી છે. અંગ્રેજોના દેશમાં એ પુષ્કળ છે. મલાયામાં એને મોટા પ્રમાણમાં રબર મળી શકે, સુમાત્રા અને બોર્નિયોમાં તેલ મળે, હિંદમાંથી કપાસ મળે, ઑસ્ટ્રેલિયામાંથી ઊન અને ઘઉં મળે. એ સર્વે ચીજો જાપાનીઝોને જોઈએ છે. અંગ્રેજોનો પરાજય જાપાનીઝો ઇચ્છે છે, એથી જ તેઓ જર્મની-ઇટલી સાથે મળ્યા છે.

જાપાન અને રશિયાની વચ્ચે સને ૧૯૦૪થી જ્યારથી લડાઈ થઈ છે ત્યારથી જ કડવાશભરેલો સંબંધ ચાલ્યો આવે છે, તે કદી સુધર્યો નથી. જ્યારે પણ જાપાને બીજા દેશો ઉપર દાઢ બેસાડવા પ્રયત્ન કર્યો છે ત્યારે રશિયનોએ વાંધો લીધો છે. સને ૧૯૨૦માં જાપાને સાઇબીરિયામાં રશિયન રાજવિપ્લવનો લાભ લઈને દેશ જીતવાનો પ્રયત્ન કર્યો ત્યારે રશિયનોએ જાપાનીઝ સૈન્યોને મોટો પરાજય આપી પાછાં ફરવાની ફરજ પાડી હતી. તે સિવાય મંચુરિયા અને સાઈબીરિયાની સરહદ ઉપર બંને પાડોશીઓ વચ્ચે ચકમક ઝરી હતી. આથી જાપાનીઝોએ પોતાનાં ત્રણ લાખનાં મોટાં સૈન્યોને ત્યાં છેલ્લાં ઘણાં વર્ષો થયા તૈયાર રાખ્યાં છે, રશિયનોએ પણ ત્યાં પાંચ લાખનું મોટું સૈન્ય તૈયાર રાખી મજબૂત કિલ્લેબંધી કરી છે. ત્યાં જ લડાયક સામાનનાં કારખાનાં ઊભાં કરીને એણે એ સૈન્યોને સ્વતંત્ર સાધનોવાળાં બનાવ્યાં છે. ત્યાં દર બે પાંચ દિવસે બંને સૈન્યો વચ્ચે હમેશાં સાધારણ કે મોટી અથડાઅથડી થયા જ કરે છે, ત્રીજે વરસે તો મોટું યુદ્ધ પણ થયું હતું. રશિયા ચીનને મદદ આપે છે તેની નોંધ જાપાનીઝ ચોપડામાં કડવી છે. જાપાનનો પરદેશનો

પ્રધાન માત્સુઓકા રશિયા સાથે દસ વરસના બિન-આક્રમણકારી કરારો કરી આવ્યો તે માટે જાપાનમાં તે અણુગમતો થઈ પડ્યો. એને પ્રધાનમંડળમાંથી દૂર કરવામાં આવ્યો. જાપાન રશિયા ઉપર કૂદવા તૈયાર બેઠું છે. ક્યારે રશિયનોનો તોટો પકડશે તે અટકળી શકાય નહિ. જાપાન એને ફાડી ખાવા તૈયાર છે. જર્મનીને હાથે રશિયાને એક જ હાર મળે તેની જ તે વાટ જુએ છે.

જર્મની અને ઇટલી સાથે જાપાને પરસ્પર આક્રમણમાં સહાય કરવા સંધિ કરી છે. ત્રણે બહારવટિયાંઓ એકબીજાને પારકું હડફ કરી જવા સહકાર આપી રહ્યાં છે. જર્મનીએ રશિયા અને બ્રિટન સાથે યુદ્ધ જાહેર કર્યું છે. આથી આ બંને શત્રુઓને હેરાન કરવા માટે જાપાનને જર્મનીએ ઉશ્કેર્યું છે. જાપાને પણ તકનો લાભ લઈ યુદ્ધમાં જંપલાવ્યું છે. ચીનમાં એને ભારે હેરાનગતિ થઈ છે છતાં એ લડવા તૈયાર થયું. જર્મની જાપાનને કાચી કે પાકી લડાયક સામગ્રી કે સૈન્યની મદદ આપી શકે તેમ નથી, છતાં સ્વાર્થ ખાતર આ ત્રણેય ભેગાં પડયાં છે.

૬

જાપાનનો જૂનો ધર્મ "શીન્ટોઈઝમ" છે. એમાં સ્વદેશપૂજા અને શૌર્યપૂજાને મુખ્ય ગણનાર નીતિ ઉપદેશેલી છે. મિકાડો પ્રત્યે ઈશ્વર જેવો ભાવ, જે દરેક જાપાનીઝના હૃદયમાં હોય છે, તે પણ આ ધર્મ શીખવે છે. બુદ્ધીઝમ પણ જાપાનમાં સારી રીતે ફેલાયલો છે. હમણાં ખ્રિસ્તીધર્મનો પ્રભાવ પણ સાધારણ રીતે ઠીક છે-છતાં જાપાનીઝો એક અવાજે મિકાડો અને સ્વદેશને ચાહે છે. જાપાનીઝ સરકારને તો ધર્મની બહુ પડી નથી. તેઓએ ધર્મને પોતાના દેશની ઉન્નતિ માટે વાપરેલ છે. ધર્મનાં ઘણાં મંદિરો છે, પરંતુ સ્વદેશપ્રેમ એ જ ત્યાં મુખ્ય ધર્મ છે.

જાપાનીઝ જગતની કઠણ ભાષાઓમાંની એક ગણાય છે. ચીની

ભાષામાંથી એની ઉત્પત્તિ છે. એમાં ૫૦૦૦ જાતના જુદા જુદા સંકેતો સમજવા માટે જુદી જુદી સંજ્ઞાઓ અને અક્ષરોના આકારો છે. સાધારણ વર્તમાનપત્ર સમજવા માટે પણ ૩૦૦૦ જુદી જુદી સંજ્ઞાઓ શીખવી જોઈએ. વિદ્યાર્થીઓએ જાપાનીઝ ભાષા શીખતાં ઘણાં વર્ષો અને ખૂબ મહેનત કરવી જોઈએ છે. જાપાનીઝ ભાષા ભારે મુશ્કેલ છે.

જાપાનમાં સેંકડો વર્ષો થયાં લોકકથાઓ પ્રચલિત છે. શૌર્યકથાઓ, લોકકથાઓ, ગ્રામ્યકથાઓનો જાપાન ભંડાર છે.

પ્રાચીન સાહિત્ય જાપાનમાં સરસ લખાયું છે. આઠમી સદી પહેલાંનાં માત્ર ગીતો જ મળે છે. તે પછીનાં ૧૫૦ વરસો સુધી પાંચ લીટીની કવિતાઓ લખાઈ હતી. ઈ. સ. ૮૦૦થી ૧૧૮૬ સુધી સરસ કાવ્યો અને ગદ્ય લખાયાં હતાં. ઘણી સ્ત્રી-લેખિકાઓ આ સમયમાં મોખરે આવી હતી. આ સમય પછી જાપાનમાં સુંદર સ્થાપત્ય-મંદિર બંધાયાં હતાં. પરંતુ સાહિત્ય અને સ્થાપત્યકળા ઉપર ચીની અસર હતી. ઈ. સ. ૧૨૮૬થી ૧૩૩૨ સુધી થોડા ઐતિહાસિક લેખો સિવાય બીજા લેખો લખાયા નથી. ઈ. સ. ૧૬૦૩ સુધી બીજા કોઈ જાણીતા ગ્રંથો પણ લખાયા નથી. સને ૧૬૦૩થી ૧૮૬૭ સુધીનો યુગ સાહિત્ય-પ્રકાશનનો હતો. જાપાનમાં આઠમી સદીમાં ચીનથી મુદ્રણકળા આવી હતી. ઉપલા સમયમાં જાપાનમાં સરસ નાટકો લખાયાં હતાં. હવે તો આધુનિક સાહિત્ય ખૂબ છપાય છે.

જાપાનમાં શિક્ષણ ફરજિયાત છે. રાજ્યે આખા દેશમાં શિક્ષણનો ભારે પ્રચાર કરી ૯૨ ટકા જેટલી પ્રજાને શિક્ષણ આપ્યું છે. ઊંચા શિક્ષણ માટે પણ વિશાળ પ્રબંધ છે. જાપાનમાં અનેક યુનિવર્સિટીઓ છે. જાપાન સૈનિક-શિક્ષણ પાછળ ભારે મોટી રકમ ખર્ચે છે. જાપાનીઝો શિક્ષણમાં ખૂબ આગળ વધેલા છે. વિજ્ઞાન અને યંત્રશાસ્ત્રમાં એમની પ્રગતિ વિશાળ છે.

જાપાનમાં વર્તમાનપત્રોનો ભારે શોખ છે, પરંતુ મોટા ફેલાવા સાથે વર્તમાનપત્રો ઉપર સંપૂર્ણ રાજદ્વારી અંકુશો છે. દેશની રાજ્ય-નીતિ વિરુદ્ધ જરા પણ લખી શકાતું નથી. મોટાં વર્તમાનપત્રો લાખોની સંખ્યામાં વેચાય છે.

નાટકોનો ફેલાવો ત્યાં ઘણો છે. જાપાનની ફિલ્મો યુરોપિયનો વખાણતા નથી. નાટકો જાપાનમાં પ્રાચીનકાળથી ભજવાતાં આવ્યાં છે. બધાં ઉપર સરકારી અંકુશો છે. જાપાનમાં પ્રાચીન નાટકો હજી સરસ રીતે ભજવાય છે.

જાપાનની ચિત્રકળાની પ્રગતિ અજબ છે. ત્યાંના સૃષ્ટિસૌન્દર્યનાં જાપાનીઝ ચિત્રો ખૂબ પ્રશંસા પામ્યાં છે. પ્રાચીન સમયથી જ શ્રેષ્ઠ ચિત્રો બુદ્ધધર્મે દાખલ કર્યાં છે. જાપાનીઝ માલની અને લાકડાની પેટીઓ અને બીજી ચીજો જગતભરમાં પ્રસિદ્ધ હોઈ ખૂબ વખણાય છે.

સંગીતકળા પણ ત્યાં સારી ખીલેલી છે. જાપાનમાં બુદ્ધધર્મનાં સુંદર મંદિરો ભારે દર્શનીય છે. જાપાનમાં શીન્ટોનાં ૫૦૦૦૦ મંદિરો, બુદ્ધધર્મનાં ૭૫૦૦૦ મંદિરો અને ખ્રિસ્તીધર્મનાં ૧૮૧૫ દેવળો હતાં. રાજ્ય ધર્મ પ્રત્યે ઉદાસીન છે.

જાપાનમાં યેનનો સિક્કો ચાલે છે. એને ડૉલર સાથે જોડયો છે. એની કિંમત ૨૦ આશરે ગણાય છે. હૂંડિયામણના ફેરફારને લીધે કિંમતમાં વારંવાર ફેરફાર થાય છે.

૭

જાપાની સર્પે ચીનના છછુંદરને ગળ્યું છે પણ તે ભારે પડી ગયું છે. એણે આ યુદ્ધ તરતમાં પૂરું કરવાની આશા રાખેલ હતી, પરંતુ ચાર વર્ષો થયાં છતાં આખરી પરિણામ આવતું નથી. જાપાને આ યુદ્ધો પાછળ દસ લાખ સિપાઈઓનું લોહી રેડયું છે. ૨૪ અબજ

યેન–એટલે એની વાર્ષિક પેદાશથી પાંચગણી રકમ–જાપાન આ યુદ્ધ પાછળ ખર્ચી ચૂક્યું છે. જાપાને એ કહેવાતા યુદ્ધ (જાપાને ચીન સામે ખુલ્લી લડાઈ જાહેર કરી નથી) પાછળ આરો અને આયુષ્ય વાપર્યાં છે, છતાં ક્યાંયે એનો આરો નથી. પોતાની પ્રજાને જાપાને સસ્તાં વસ્ત્રો ઉપર રાખી છે. ખાવાનું પણ પૂરતું અપાતું નથી. એનો વેપાર પણ ઘણો ઓછો થયો છે. એનું વહાણવટું પણ યુદ્ધના કામમાં વપરાયું છે. પ્રજાની હાડમારીઓનો પાર નથી. છતાં રાજા–પ્રજાનો સહકાર હોવાથી જાપાન અત્યંત મુશ્કેલીઓ પણ ખેંચી રહ્યું છે. ગળામાં તોપ બાંધી છે છતાં એણે પોતાના દેશની આર્થિક અવસ્થા ખૂબ ચાતુર્યથી યુદ્ધને યોગ્ય બનાવી છે. લોકો જાપાનમાં મીઠા પાણીના સર્પો ખાય છે, જાનવરો ખાય છે, મોટી અગવડો ખમે છે, છતાં નિરાશાની વાત જ નથી. યુદ્ધનો છેડો પાસે નથી છતાં હિંમત હાર્યાની વાત જ નથી. જીતેલા પ્રદેશમાંથી જાપાનને કાંઈ મળતું નથી કારણ કે ત્યાં અવ્યવસ્થા ચાલે છે.

જાપાનનું સૈન્ય હમણાં ૧૫–૨૦ લાખ માણસોનું છે. જાપાન હવે પોતાને માટે ઘણાંખરાં શસ્ત્રાસ્ત્રો બનાવી લે છે, પરંતુ વિમાનો માટે એને પરદેશ પર આધાર રાખવો પડે છે. બોંબર વિમાનો એ બનાવી શક્યું નથી. જર્મની જેવાં આધુનિક હથિયારો એની પાસે નથી, તેમ નવા ૨૦–૨૫ લાખ માણસોના સૈન્ય પૂરતી એની પાસે શસ્ત્રસામગ્રી પણ નથી, છતાં જાપાનમાં પૂરતી સંખ્યામાં કેળવાયલા યુવાનો છે. એ યુવાનોને ફરજિયાત સૈનિકતાલીમ ૧૭ વરસની ઉંમરથી જ મળી છે. સૈન્યનો મુખ્ય સેનાધ્યક્ષ સમ્રાટ છે. જાપાનીઝ સૈનિકો સરસ યોદ્ધાઓ છે, પાછા હઠવા કરતાં તેઓ મરવું પસંદ કરે છે, તેમ તેઓ ભારે તાલીમ પામેલા પણ છે. હમણાં મંચુરિયામાં ચાર લાખનું સૈન્ય અને ચીનમાં દસ લાખનું સૈન્ય છે. બાકીનું સૈન્ય જાપાનમાંથી ક્યાંય પણ કૂચ કરવાને તૈયાર છે.

જાપાની પ્રજા સમૃદ્ધ નથી. થોડાઓ પાસે પુષ્કળ પૈસો છે, પરંતુ ઘણા ભાગની પ્રજા છેક ગરીબ છે. આ ચીનની લડાઈ એમને ખૂબ ખૂબ પજવે છે છતાં મુંડાવવા માંડયું તે પૂરું કરવું જ જોઈએ, એટલે જાપાન અતિ ભયંકર મુશ્કેલીઓ વચ્ચે પણ જેમ તેમ નભાવી લે છે. જાપાન પાસે લોઢું અને પોલાદ પૂરતાં નથી. એને પરદેશોથી મોટી સંખ્યામાં એ મંગાવવાં પડે છે. રબર મલાયા પાસેથી ખરીદવું પડે છે. કોલસા પણ ખરીદવા પડે છે. આવી અગત્યની વસ્તુઓ માટે એ અર્ધ-પરાધીન છે. તે સિવાય જાપાનમાં મોટા કરો નાખ્યા છતાં વાર્ષિક પાંચ ૭ અબજ યેનની ખોટ આવે છે. આથી મોટા કરો જાપાની પ્રજા ઉપાડી શકે તેમ નથી. જાપાનનો વેપાર, જેના ઉપર તે જીવે છે, તે ખૂબ ઘટે છે. આ બધા સંયોગો નબળાઈના છે, પરંતુ સૈનિક-પક્ષ, જેના હાથમાં જાપાનનો દોરીસંચાર છે તે, આ બધી બાબતો ઉપર વિચાર કરવા ના પાડે છે. એમને તો એશિયાના બધા દેશો જીતી લેવા છે. જાપાનને ૧૦૦ ટકા ઊન, ૯૦ ટકા કપાસ, ૧૦૦ ટકા નીકલ ધાતુ, ૫૫ ટકા એલ્યુમિનમ, ૮૭ ટકા તેલ, ૬૯ ટકા લોઢું, ૨૫ ટકા પોલાદ પરદેશોથી મંગાવવાં પડે છે.

જાપાન પાસે હજી પોતાનો દરિયાઈ કાફલો અખંડ પડયો છે. એમાં એને બિલકુલ નુકસાની ભોગવવી પડી નથી. એ કાફલો બહુ બળવાન અને સારી હાલતમાં છે. પાસિફિક મહાસાગરમાં એ સર્વોપરી છે. જાપાન પાસે ૧૯૩૪માં ૯ મોટી મહાભારત મનવારો (બૅટલ-શીપ્સ), ૭ બખ્તરવાળી ક્રુઝરો, ૪ વિમાનો લઈ જનાર મનવારો, ૩૧ ક્રુઝરો, ૧૦૧ વિનાશિકાઓ, ૪ ટૉર્પિડો-બોટો અને ૬૭ સબમરીનો હતી. તે પછી ચાર મોટી મનવારો અને બીજી ઘણી મનવારો જાપાને બાંધી છે. જાપાનમાં ૪૫૦૦૦ ટનથી પણ મોટી મનવાર બંધાઈ હોવાની માન્યતા છે. જાપાનીઝ દરિયાઈ કાફલો સમર્થ અને બળવાન છે.

જાપાનીએ પોતાને શ્રેષ્ઠ કારીગરો તરીકે પુરવાર કર્યા છે. તેઓ ગમે તેવાં બારીક યંત્રોની નકલો કરી શકે છે. જાપાનીઓ જાણે છે કે દેશની સમૃદ્ધિ વધારવા માટે ઉદ્યોગ અને બનાવેલી વસ્તુના નિકાસ જેવું બીજું કાંઈ ઉત્તમ સાધન નથી, આથી તેઓ ઉદ્યોગો વધારતા જ જાય છે. સસ્તી મજૂરી, નવાં નવાં યંત્રોની શોધો, જાપાની કારીગરોની એકધારી ઉદ્યોગપરાયણતા, એમનું ચાતુર્ય, દેશની એમને મદદ કરવાની વૃત્તિ, સસ્તું નાણું અને સમૂહ-પેદાશ( Mass-Production )ને લીધે જાપાનીઓ આખા જગતમાં સસ્તામાં સસ્તી વસ્તુઓ પેદા કરી શકે છે. એનો વિકાસ શીઘ્ર અને સરસ થયો છે. સને ૧૮૯૪માં જાપાની નિકાસ ૫ કરોડ ડૉલરની હતી, સને ૧૯૧૩માં ૩૦ કરોડ ડૉલરની કિંમતના માલની નિકાસ થઈ, સને ૧૯૧૯માં એક અબજ ડૉલર અને સને ૧૯૨૫માં ૨॥ અબજ ડૉલરની વસ્તુઓ નિકાસ થઈ. ૩૨ વરસમાં ૫૦ગણી નિકાસ વધી ગઈ છે. આથી જાપાની વહાણવટું દસગણું, બેંકોનો વિકાસ પણ દસગણો થયો છે. લોકોમાંથી ગરીબાઈ ગઈ નથી, પણ જાપાન એકંદરે ખૂબ સમૃદ્ધ બન્યું છે કારણ કે એણે મહાન ઔદ્યોગિક વિકાસ સાધ્યો છે. એણે કાપડનો મોટો ઉદ્યોગ ઊભો કર્યો છે. હિંદમાંથી કપાસ મંગાવીને જાપાન પોતાનાં કારખાનાંઓમાં કાપડ બનાવે છે. એ કાપડ પાછું હિંદ મોકલે છે. પચાસ ટકા જકાત, આવવા-જવાનાં ખર્ચો અને મજૂરીઓ આપવા છતાં હિંદની મિલો કરતાં જાપાન સસ્તું કાપડ વેચે છે એ એની વ્યવસ્થાની ઉત્તમ પદ્ધતિ બતાવે છે. રેશમ અને બનાવટી રેશમ પણ જાપાન આખા જગતમાં મોટી સંખ્યામાં મોકલે છે. સિમેંટ અને હોઝિયરીના ઉદ્યોગોમાં જાપાને અત્યંત પ્રગતિ કરી જગતનાં બજારો જીતી લીધાં છે. સાઈકલો, છત્રીઓ, પેન્સિલો અને એવી અનેક ચીજો જાપાને મોટી સંખ્યામાં બનાવી છે. સાઠ દેશોએ પોતાના ઉદ્યોગોના રક્ષણ માટે જાપાનના માલ સામે મોટી જકાતો નાખી છે છતાં જાપાનનો વેપાર વધતો રહ્યો છે.

જાપાનની વાર્ષિક પેદાશ સને ૧૮૯૫માં ૭ાા કરોડ યેન હતી. અને ૧૯૩૬માં ૨ા અબજ યેનની પેદાશ થઈ. હમણાં યુદ્ધને લીધે ૪ અબજ યેનની પેદાશ છે. આથી જાપાનીઓની ઉદ્યોગો અને સંસ્થાનોમાંથી થયેલી મોટી આવક હમણાં સૈનિક–ખર્ચોમાં તણાઈ જાય છે. કરજ વધતું ચાલ્યું છે. જાપાન પોતાના દેશના ઔદ્યોગિક અને સૈનિક–વિકાસમાં એટલું આંધળિયાં કરીને મચ્યું છે કે ઘણાં વરસો થયાં એનાં બજેટો કદી પણ ખાધ વગરનાં રહેતાં નથી. બ્રિટન અને અમેરિકા એનાં મોટાં લેણદારો છે. પોતાનું અને પરદેશોનું જાપાનનું કરજ દસ અબજ યેનનું છે. ચીનના યુદ્ધનો ખર્ચો ૨૪ અબજ યેનનો એમાં ઉમેરતાં જાપાનનું કરજ ૩૦–૩૨ અબજ યેનનું હમણાં હશે, જે અત્યંત ભારી ગણાય. જાપાનીઓએ ભવિષ્યના ઔદ્યોગિક દિગ્વિજય અને સંસ્થાનો મેળવવાની લાલચે આ ભયંકર કરજનો ભગીરથ બોજો ઉપાડચો છે. જાપાન પાસે જાણવાજોગ સોનાનો જથ્થો નથી. એનો સટ્ટો એ ખેલ્યે જાય છે. આ મોટા કરજની ભરપાઈ નવા દેશો જીત્યા વગર થઈ શકે તેમ નથી. આથી જ જાપાન નવા નવા દેશો જીતી તેને ચૂસવા માગે છે. ચીની યુદ્ધ પહેલાં જાપાનની પેદાશના ૫૦ ટકા સૈન્ય પાછળ ખર્ચાતા હતા. હમણાં તો તેની હદ રહી નથી. જાપાનમાં કરો અતિ ભારે છે.

જાપાનમાં સાડા સાત કરોડ મનુષ્યોની વસ્તી છે. તેમાં કારખાનાંઓ અને ઉદ્યોગોમાં માત્ર ૩૦ લાખ માણસો જ રોકાયા છે, પરંતુ ગૃહઉદ્યોગો જળવિદ્યુત્‌ની શક્તિથી વિશાળ પાયે ચાલી મોટાં કારખાનાંઓને વસ્તુઓના વિભાગો પૂરા પાડે છે.

જાપાનીઓ આઠ કરોડ જેટલા જગતમાં છે જે હવે દસ કરોડ થશે. તેઓમાં સંપ, શક્તિ, એકતા, બળ, વીર્ય, સાહસ, ધૈર્ય, રાજનીતિ, ચાતુર્ય, યંત્રોનું જ્ઞાન, વિજ્ઞાન, રસાયણનું જ્ઞાન છે. એ આગળ-

પડતી પ્રજા છે. એની નીતિ એશિયામાં મોટું જાપાનીઝ સામ્રાજ્ય પોતાના સંગઠનના બળથી સ્થાપવાની છે. એમાં એને અત્યાર સુધી વિજયો મળ્યા છે. પરાજયો, પીછેહઠ, દુઃખો, તકલીફો જાપાનને મૂંઝવી શકતાં નથી. એ ભારે મુત્સદ્દી છે તેથી વધારે સાહસિક છે. એની સંધિ અને મૈત્રીઓ પાણીના પરપોટા જેવી છે. સ્વાર્થ વગર એને બીજી કોઈ વાત આવડતી જ નથી. જગતને જીતી એને ચૂસવું એ એનો ધર્મ છે. નીતિ, ધર્મ અથવા સંતોષમાં એ પ્રજા માનતી જ નથી. એ યુદ્ધોને ખુવાર થઈ જવાય ત્યાં સુધી આવકારે છે. એશિયામાં સર્વોપરી થઈ જગતને ચૂસી જાપાનને એશિયામાં મહાન–સર્વશ્રેષ્ઠ–બનાવવું એ એનો આદર્શ છે. નીડર સશક્ત જાપાન આજે સૈનિક–સત્તાવાળાઓના હાથમાં છે, તેઓ એને ગમે તેમ દોરે છે. જાપાનની સાર્વત્રિક પ્રગતિ જોઈ પ્રજા પણ ભારે બોજાઓ ખુશીથી ઉપાડે છે.

૮

જાપાનીઝ પ્રજા ખૂબ જ મહત્ત્વાકાંક્ષી છે. એને પોતાની યુદ્ધ-શક્તિમાં સંપૂર્ણ વિશ્વાસ છે. મરણિયા બનીને એ ભયંકરમાં ભયંકર સંયોગોનો સામનો કરી શકે છે. હાથમાં લીધેલ કાર્યને ચીવટથી વળગી રહી તેને પૂરું કરવા જેટલું ધૈર્ય અને શૌર્ય એમનામાં છે. એની માતાઓ, ભગિનીઓ અને પત્નીઓ યુદ્ધને આવકારે છે. દેશપ્રેમ એમને મન સર્વોત્તમ છે–એક પ્રકારની ધાર્મિક ઘેલછા કહીએ તોપણ ચાલે. લડાઈઓ કરવી અને વિજય મેળવવો એ એમનો પરમ આદર્શ છે. એશિયામાં સર્પોપરી પદ મેળવવા એ તલસે છે. દેશની અત્યારની સીમાઓ એમના વિકાસને સમાવી શકતી નથી. એમના પોતાના બેટોની હદ એમને માટે બહુ જ સાંકડી માલૂમ પડી છે.

જાપાનીઓ એશિયાટિક છે, પૌર્વાત્યો છે, અનિચ્છનીય પ્રજા

છે, યુરોપિયન સંસ્કૃતિના વિરોધીઓ છે, એમ કહીને યુનાઇટેડ સ્ટેટ્સ, કૅનેડા, ઑસ્ટ્રેલિયા અને દક્ષિણ આફ્રિકામાં એમના આગમન સામે કાનૂની અટકાયત મૂકવામાં આવી છે. આથી જાપાનીઓનું દિલ આ દેશો સાથે સામાન્ય અને યુનાઈટેડ સ્ટેટ્સ તરફ ખાસ ડંસીલું બન્યું છે. છેલ્લાં વીસ વર્ષથી અમેરિકાને નમાવી તેનો પરાજય કરવા માટેનો છૂપો વૈરાગ્નિ એમનાં હ્રદયમાં પ્રજળે છે. એ આદર્શ પાર પાડવા માટે ગમે તેવા ભોગો આપવાની એમની તૈયારીઓ ચાલુ જ છે.

ઑસ્ટ્રેલિયાએ એશિયાટિકો માટે સામાન્ય અને જાપાનીઓ માટે ખાસ કાયદાઓ (૧૯૦૧–૨૫) ઘડીને તેમને માટેની આયાતને તાળાં વાસ્યાં છે. કૅનેડાએ જાપાનની સામે સહેજ ફાટક ઉઘાડીને દર વરસે માત્ર ૧૫૦ જાપાનીઓને આવવા દેવાની સંમતિ આપી છે. ન્યુઝીલૅંડમાં બ્રિટિશ માતાપિતાથી ઉત્પન્ન થયેલી પ્રજા સિવાય બીજા કોઈને આવવાની મનાઈ છે. યુનાઇટેડ સ્ટેટ્સના કાયદાઓ નીચે ત્યાંની ન્યાયકોર્ટોએ ઠરાવ્યું છે કે જાપાનીઓ અમેરિકન પ્રજા તરીકે ત્યાં આવી શકે નહિ, આથી જાપાનીઓ માટે ત્યાં દરવાજા બંધ છે. જાપાનીઓ આગળ વધવા માગે છે ને યુરોપિયનો સફેદ વસ્તીના આદર્શને સ્વીકારી બેઠા છે. આથી જાપાનને માટે પોતાની મહત્ત્વાકાંક્ષી પ્રજાને ક્યાં મૂકવી એ પ્રશ્ન ભારી અગત્યનો બની બેઠો છે. જાપાનમાં ખેતીને લાયક જમીન થોડી છે. આઠ કરોડની વધતી જતી વસ્તીને ક્યાં સમાવવી એ સવાલ એને જરૂર મૂંઝવે તેવો છે.

મંચુકુઓમાં જાપાનીઝ વસ્તી માટે વિશાળ સ્થાન નથી. ચીન અને કોરિયા ગીચ વસ્તીવાળા દેશો છે. ચીન અને બીજા દેશોમાં કાચી વસ્તુઓ પુષ્કળ મળે પરંતુ જેની મુખ્ય જરૂરિયાત છે તે તેલ અને પોલાદ ત્યાં મળતાં નથી. પાસિફિક મહાસાગરના બેટો કાચી વસ્તુઓ સારા પ્રમાણમાં આપે એવા છે ને એટલા માટે જ જાપાનની નજર એ બેટો ઉપર લાંબી વખત થયા ઠરી છે. વળી છેલ્લાં વીસ

વરસથી તો એ હાથ કરવા માટે યોજના ઘડી રહ્યું છે ને લશ્કરી તાકાત પણ એ કેળવી રહ્યું છે. છેલ્લા મહાયુદ્ધમાં પાસિફિકમાંના જર્મનીના બે મુખ્ય બેટો જાપાનને ભેટ મળ્યા હતા. આ બેટો મળવાથી જાપાન અમેરિકાના મહાન સાગર–મથક પર્લથી ૨૦૦૦ માઈલ અને સાનફ્રાન્સિસ્કોથી ૪૦૦૦ માઈલ નજીક આવી પડ્યું છે. આ કારણે જ પર્લબેટમાંની ૩૦ સાગર–મનવારોને જાપાન ભુકાડી શક્યું. વળી આ બેટો મળવાને કારણે ઑસ્ટ્રેલિયા અને ન્યુઝીલૅંડ ૨૦૦૦ માઈલ દૂર રહ્યા, જે એ દેશોને માટે ચિંતા ઉત્પન્ન કરનારું છે.

ચીન અને સાઈબીરિયા તરફના પાસિફિક સાગરના પૂર્વદ્વારથી ૩૦૦૦ માઈલ દૂર જાપાન આવેલું છે. આ માર્ગ ૧૨૦ માઈલથી વધુ પહોળો નથી. આ સાંકડા સાગરમાર્ગમાં ફૉર્મોસાના ટાપુ અને મુખ્ય જમીન વચ્ચે પેસ્કારડોસના ટાપુઓ આવેલા છે. આ પેસ્કારડોસના ટાપુઓ હૉંગકૉંગની નૈઋત્યે ૩૦૦ માઈલ દૂર છે. હૉંગકૉંગ ઉપર આક્રમણ કરતી વખતે આ ટાપુઓ જાપાનને ખૂબ જ ઉપયોગી થઈ પડ્યા હતા. પાસિફિકના સાંકડા માર્ગ પર ચોકો રાખવા માટે આ ટાપુઓ તેને ભારે સાધનરૂપ થયા હતા. જાપાનથી ૫૦૦ માઈલ દૂર આવેલ ફિલિપાઈન્સ (અમેરિકા) ઉપર આ બેટમાંથી વિમાની આક્રમણ કરી શકાય છે. એકંદર જાપાનની સ્થિતિ ખૂબ સંરક્ષિત છે. બ્રિટનના દરિયાઈ અને વિમાની કાફલાને દસ હજાર માઈલનો પ્રવાસ કરીને જાપાન ઉપર આક્રમણ કરવાનું મુશ્કેલ છે. જાપાનનો આકાશ અને સાગર પરનો કાબૂ જોતાં આ કામ ભારે મુશ્કેલ અને જોખમ ભરેલું ગણાય. જાપાનીઝ સબમરીનો, વિમાનો અને મનવારોના પરાજય સિવાય આ કામ શકય નથી. બ્રિટન તો અત્યારે જર્મની સામેના યુદ્ધમાં બીજી જગ્યાએ રોકાયલું હોવાથી એ કંઈ બહુ ન કરી શકે પરંતુ અમેરિકા એ કામ ભવિષ્યમાં જરૂર કરશે.

અમેરિકા મહાન સાધનસામગ્રી ધરાવે છે. જાપાન કરતાં એ

દસગણું મોટું અને સાધનસંપન્ન છે, છતાં પર્લ‌બેટમાં જાપાને પ્રથમ ફટકો માર્યો ને એથી અમેરિકાનાં તૈયાર સાધનોનો મોટા પ્રમાણમાં નાશ થયો. આથી જ જાપાનના હાથમાં પાસિફિકના પશ્ચિમ ભાગમાં સાગર અને આકાશનું આધિપત્ય આવી ગયું છે. હાલ તુરત માટે તો અમેરિકા ફિલિપાઈન્સ, મિડલ બેટ અને ગુઆમના જેવાં ઉપયોગી મથકો ગુમાવી બેઠું છે, જે અમેરિકા જેવા રાજ્ય માટે આઘાતરૂપ અને પ્રતિષ્ઠાને હાનિ પહોંચાડનારું ગણાય. આથી પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે ૫૬ અબજ ડૉલર જેવી કલ્પનાતીત રકમ ખરચી મહાન વિમાનો, મનવારો અને ટેન્કોનો કાફલો ઊભો કરવાની જાહેરાત કરી છે, પરંતુ આ તૈયારી થતાં વખત લાગશે ને તે દરમિયાન જાપાનની વિજયપરંપરા ચાલુ રહી પાસિફિક ઉપર આધિપત્ય જમાવી લેશે. અત્યારે તો અમેરિકા અને બ્રિટન માત્ર બચાવ ઉપર જ છે છતાં જાપાનીઝ આક્રમણ ભારે સખત છે ને એથી એની સામે ટકવું અતિ મુશ્કેલ છે.

છેલ્લાં વીસ વરસ દરમિયાન કરેલી ચોક્કસ ગણતરીને આધારે જ જાપાન આજે કાર્ય કરી રહ્યું છે. એને કુદરતની સહાય છે. છેલ્લા એક વરસથી ચીન ઉપરનું એનું આક્રમણ મોળું પડયું હતું, આના કારણમાં જાપાન થાકયું છે એમ કહેવામાં આવતું, પરંતુ જાપાન થાકયું નહોતું. એણે તો પાસિફિક ઉપર આક્રમણ કરવા માટેની ચોક્કસ તૈયારીઓ પૂરી કરી, અમેરિકાને અસાવધ રાખવા ખાસ એલચી મોકલ્યો. આ એલચી વૉશિંગ્ટનમાં વાટાઘાટ ચલાવવા ગયો હતો. એણે ચોક્કસ શરતો અમેરિકા પાસે મૂકી, પરંતુ જેનાં સાધનસામગ્રી વિશાળ છે એવા અમેરિકાએ જાપાનની માગણીઓ ગેરવાજબી છે એમ કહી ધુતકારી કાઢી. સંદેશા અને વાટાઘાટો આગળ ચાલી, પરંતુ ખરી રીતે તો જાપાનનો આ એક દાવ જ હતો, અમેરિકાને આ રીતે રોકી સ્ટીમરો અને હવાઈ આશ્રય મનવારોમાં સેંકડો બૉંબરો પર્લ‌બેટ સમીપ મૂકી દીધાં ને વાટાઘાટો ચાલતી હતી તે દરમિયાન,

કશી પણ ખબર આપ્યા વગર, એક અંધારી રાત્રે, ટન ટન વજનના બૉંબોની જડીઓ સૂતેલા પર્લંબેટ ઉપર વરસાવી. આ બૉંબ-મારાએ અમેરિકાની ૩૦ જેટલી નાનીમોટી મનવારો સમુદ્રને તળિયે બેસાડી દીધી. વિમાની મથકોનો નાશ કરી અનેક વિમાનોનો ખુરદો વાળી દીધો. બીજી બાજુ બ્રિટનની 'પ્રિન્સ ઑફ વેલ્સ' અને 'રીપલ્સ' ઉપર મોટા બૉંબો નાખી એને પણ ડુબાડી. જાપાને આમ સાગર અને આકાશમાં આધિપત્ય મેળવ્યું.

અમેરિકાનાં ચાલુ સાધનો આટલાંટિક અને પાસિફિક માટે બસ હતાં એમ એના સલાહકારોનું માનવું હતું. પરંતુ જાપાને એ ગણતરી ખોટી પાડી. બ્રિટન તો જર્મની – ઇટલી સાથેના યુદ્ધમાં રોકાયલું છે એટલે જાપાનના બળને તોડવા જેટલાં સાધનો એ છૂટાં ન કરી શકે એ દેખીતું છે, પરંતુ અમેરિકા તો સંપૂર્ણ રીતે જાપાન સામે જ છે એટલે જાપાનને હરાવવાનું કાર્ય તો એમણે જ કરવું રહ્યું. અલબત્ત એ કામ નાનુંસૂનું નથી. પાંચ હજાર માઇલ લાંબા રસ્તામાં અનેક નાનામોટા બેટો છે. જાપાનની સબમરીનો આ બેટોમાં લપાઇને અમેરિકાના સાગર–કાફલાને ભારે નુકસાન પહોંચાડે છે. જાપાને બે–ત્રણ ખલાસીઓવાળી નાની સબમરીનો બનાવી છે. આ સબમરીનો ૨૫૦થી ૩૦૦ માઇલના વર્તુલમાં ફરી શકે છે. આ સબમરીનોના હુમલાથી રક્ષણ કરવા માટે સતત ચોકીની જરૂર રહે છે. જાપાનીઝ બૉંબરોએ તો પોતાની ભયંકર સંહારશક્તિનો પરચો બતાવી દીધો છે. સ્થિતિ મુશ્કેલ છે પણ અશક્ય તો નથી જ.

જાપાનની એશિયામાં ચક્રવર્તી થવાની મહત્ત્વાકાંક્ષા જગજાહેર થઇ ચૂકી છે. કાચાં સાધનો મેળવી તેનાં પાકાં સાધનો એ જ પછાત દેશોને વેચી સમૃદ્ધ થવાની એને મહેચ્છા છે. એ જ કાર્ય માટે જાપાન પાસે હોશિયાર કારીગરો, જોઇતું વિજ્ઞાન, સાહસિક વેપારીઓ, યંત્રશાસ્ત્રના નિષ્ણાતો અને ઉદ્યોગપરાયણ મજૂરો છે. ખૂબ જ

ઊંડી સમજણપૂર્વક ક્યા દેશમાં કઈ વસ્તુ મળે એની નોંધ એમણે રાખેલી છે. પોતાની અને પારકાની શક્તિનું માપ લશ્કરી તાકાતથી એણે કાઢયું છે. અનુકૂળ તકની રાહ એ જોતું હતું. એ તક આવી અને એણે આક્રમણ શરૂ કર્યું.

ફ્રાન્સના ઇન્ડો-ચાઇનાનો તો લશ્કરી કબજો જાપાન પાસે છે જ. અહીંથી એને ચોખા, સાગનું લાકડું અને ટીન પુષ્કળ પ્રમાણમાં મળે છે. કોપરાં અને બીજા પદાર્થો પણ અહીંથી મળશે. થાઇલૅંડ પણ હાથમાં આવી ગયું છે. રબર અને ચોખાની ત્યાંની મુખ્ય પેદાશ છે. ટીન પણ મળે છે. સાગનાં મોટાં વનો પણ સમૃદ્ધિ આપનારાં બનશે.

ચીનમાં તો શાન્ટુંગમાંની લોખંડની ખાણો જાપાનના હાથમાં આવી છે. ઉપરાંત કોલસા અને લોઢાનાં બીજાં અગત્યનાં ક્ષેત્રો પણ ચીનમાં એને સાંપડયાં છે. ફિલિપાઇન્સ લગભગ લઈ લીધું છે. આ ફિલિપાઇનમાંથી શણ, કોપરાં અને લગભગ ૮૦ લાખ ડૉલરનું વાર્ષિક ઉત્પન્ન કરતી સોનાની ખાણો એને મળશે. મલાયાના મોટા વિભાગમાં એનું સૈન્ય પ્રવેશ્યું છે. મલાયા એ રબર ઉત્પન્ન કરનારો જગતનો મોટામાં મોટો દેશ છે. સિવાય, મરી અને કોપરાં પણ પુષ્કળ થાય છે.

હવે રહ્યું સિંગાપુર. આ સિંગાપુર આખા પશ્ચિમ પાસિફિક અને હિંદી મહાસાગરની ચોકી માટેનું મુખ્ય સ્થળ છે, અને એથી જ લશ્કરી અને વિમાની દૃષ્ટિએ એની અગત્ય અતિ-ઘણી છે. આ સિંગાપુર જો પડે તો જાપાનનું જોર ખૂબ જ વધી જાય. પણ એ સહેલી વાત નથી. આ સિવાય આ તરતના લાભો સિવાય છેટેના લાભોમાં હિંદ ઉપર એનો ડોળો છે. ઑસ્ટ્રેલિયા અને ન્યુઝીલૅંડનાં ગાત્રો આથી ઢીલાં થઈ ગયાં છે.

સુમાત્રા અને બોર્નિયોના તેલના કૂવાનાં સ્થળો તો એણે જીતી લીધાં છે. ડચ ઇસ્ટ ઇંડિઝનો વારો હવે આવશે.

આ સર્વ મળ્યું તો શું જાપાન અજીત બનશે? અને અમેરિકા અને બ્રિટન જેવી વિશાળ સત્તા જાપાનને આટલું બધું આગળ વધવા દેશે? કોણ કહી શકે આ બધું?

જાપાન, ઈટલી અને જર્મની એ ત્રણેય મુખ્ય ધરી–રાજ્યો છે. આમાં જર્મની આગેવાન છે. ઇટલી તો વસ્તુતઃ હવે જર્મનીના ખંડિયા રાજ્ય જેવુંજ બની ગયું છે. આ યુદ્ધથી તેની ગરીબ પ્રજા ખૂબ જ આર્થિક સંકડામણમાં આવી ગઈ છે. આ સંકડામણ એટલી હદે પહોંચી કહેવાય છે કે મુસોલિની સામે પ્રજા બંડ ઉઠાવે તો નવાઈ નહિ. આથી જર્મન સૈન્યો અને હિટલરની કૃપાનો ચાલુ અનુભવ એને મેળવવો પડે છે. જાપાન આ બંને રાજ્યોથી બાર હજાર માઈલ દૂર છે. ૯ કરોડ જર્મનો, ૪ાા કરોડ ઈટાલિયનો અને ૮ કરોડ જાપાનીઓ એમ ૨૧ાા કરોડની ધરી–રાજ્યોની વસ્તી છે. તેની સામે ૧૨ કરોડ અમેરિકનો, ૪ાા કરોડ બ્રિટનો અને ૧૭ાા કરોડ રશિયનો છે. આમ મિત્ર–રાજ્યોની કુલ સંખ્યા ૩૪ કરોડની છે, પરંતુ ધરી–રાજ્યોમાં ફેસીઝમ એટલે કે એક પક્ષના હાથમાં સર્વસત્તા છે, જ્યારે લોકશાસનવાદી રાજ્યોમાં અનેક પક્ષો રાજ્યશાસન ચલાવે છે. એમ છતાં આ લોકશાસનવાદી રાજ્યોને યુદ્ધકાળ દરમિયાન એક સર્વાધ્યક્ષને વિશાળ સત્તા આપવાની ફરજ પડી છે. રૂઝવેલ્ટ, ચર્ચિલ અને સ્ટેલિન સરમુખત્યારથી જરા પણ ઓછી સત્તા ધરાવતા નથી.

ધરી–રાજ્યનું મુખ્ય ધ્યેય ચક્રવર્તી થવાનું છે. જર્મની યુરોપમાં ચક્રવર્તી થવાની અણી પર હતું, આફ્રિકામાં મુસોલિનીને ચક્રવર્તીપદ પ્રાપ્ત કરવું હતું. પરંતુ બ્રિટને એની એ મુરાદ બર આવવા દીધી નહિ. હવે જાપાન એશિયાના સામ્રાજ્યને મેળવવા માટે અમેરિકા–બ્રિટન સામે આખડી રહ્યું છે. ત્રણે ધરી–રાજ્યો બહારવટિયાં છે.

મહાન મહત્ત્વાકાંક્ષી હોઈ લશ્કરી બળ ઉપર એ મુસ્તાક છે. ત્રણે દેશો પ્રજામાં શક્તિ, શિસ્ત અને સમૃદ્ધિ વધે એવું માનનારા છે. આ માટે એમણે યુવાનોને સારામાં સારી લશ્કરી તાલીમ આપી છે. વિજ્ઞાનના પણ એ ત્રણે દેશો ભારે ઉપાસક છે, વિજ્ઞાનની મદદથી જ એ આટલા આગળ વધ્યા છે.

જાપાનના યુવકોને પહેલું શિક્ષણ અમેરિકાએ આપ્યું. એ પછી (૧૯૦૫–૧૯૩૭) ૩૪ વરસ સુધી બ્રિટન સાથે ગાઢ સંપર્કમાં એઓ રહ્યા. બ્રિટન અને જાપાનની સ્વાર્થી ગાંઠ ઘણાં વરસ સુધી ચાલી. બ્રિટને જાપાનના નાવિકોને કેળવ્યા. મનવારો બાંધી આપી. ચીનમાંની જાપાનની મહત્ત્વાકાંક્ષાને પ્રજાસંઘમાં ટેકો આપ્યો. ૧૯૩૫માં જાપાને મંચુકુઓ પર આક્રમણ કર્યું ત્યારે અમેરિકાએ કરેલી કડક પગલાં ભરવાની દરખાસ્તને બ્રિટનની રાજનીતિએ વાંઝણી બનાવી. પણ ૧૯૩૭માં જાપાને જ્યારે ચીન ઉપર આક્રમણ કર્યું અને ૬૦ કરોડ પાઉંડની આમદાની આપતા દૂઝતી ગાય જેવા પ્રદેશ ઉપર તરાપ મારી ત્યારે એની આંખ ઊઘડી.

ઈ. સ. ૧૯૨૧માં અમેરિકા, બ્રિટન, જાપાન અને ફ્રાંસ–એ ચાર મહારાજ્યો વચ્ચે સંધિ થઈ હતી. આ સંધિમાં બધા જ મતમતાંતરો દૂર કરવાની શરત હતી. પાસિફિકમાં હળીમળીને રહેવું એમ પણ એ સંધિમાં સુચવાયું હતું. બહારનું કોઈ રાજ્ય એ ચારેમાંથી એકના ઉપર આક્રમણ કરે તો ચારેએ એકસંપ થઈ સામાન્ય હિતોનું રક્ષણ કરવું એવી પણ એક શરત એમાં હતી.

બ્રિટન, અમેરિકા, ફ્રાન્સ, ઇટલી અને જાપાન–આ પાંચે રાજ્યો વચ્ચે પણ સંધિ થઈ હતી. એમાં પહેલી અઢાર કલમો સમુદ્રના કાફલાને મર્યાદિત કરવા સંબંધેની હતી. પાસિફિકમાં આવેલાં બધાં રાજ્યોના પ્રદેશોની મર્યાદા સાચવી રાખવાની કબૂલાતો એમાં સ્વીકારાઈ હતી. જાપાનને આ સંધિથી ફાયદો થયો છે. જાપાનને સાગરમનવારો-

નો કાફલો રાખવાનાં મુખ્ય મથકો: યોકોસાકા, સાસીબો, અને કુરે છે. મૈઝુરા, ઓમીનાકા અને ચૈનહાઈ (કોરિયા) એ ગૌણ મથકો છે. આ સંધિથી જાપાનના મુખ્ય કાફલાના મથકની સ્થિતિ ઉપર જરાય અંકુશ આવ્યો નથી. આથી આ મનવારોનાં મથકો જાપાનને અને તેના સમુદ્રને ખૂબ સુરક્ષિત રાખે છે, ત્યાં આક્રમણ કરવું ખૂબ દૂરનું અને મુશ્કેલ છે.

એ કેટલું દૂર છે એ નીચેના આંકડાઓ પરથી સમજાશે :

| | | |
|---|---|---|
| યોકોહામા(જાપાન)થી | | પર્લ હારબર ૩૩૯૦ માઇલ |
| ,, | ,, | સિંગાપુર ૨૯૦૦ ,, |
| ,, | ,, | સીડની (ઑસ્ટ્રેલિયા) ૪૫૦૦ ,, |
| ,, | ,, | ઑકલૅન્ડ (ન્યુઝીલૅંડ) ૪૮૦૦ ,, |
| ,, | ,, | વાનકુવર (કૅનેડા) ૪૩૦૦ ,, |

જાપાન–અમેરિકન સંધિમાં જાપાને યેપ બેટમાં કિલ્લેબંધી ન કરવી એવી પણ એક કલમ હતી.

જાપાન જો સિંગાપુર લે તો હિંદી મહાસાગરમાં એનું પ્રભુત્વ જામે ને હિંદ અને બ્રહ્મદેશ પરનું આક્રમણ શકય બને. વળી ડચ ઈસ્ટ ઇંડિઝના તેલથી ભરેલા ટાપુઓ લેતાં પણ એને કોઈ રોકી શકે નહિ. એ ટાપુઓ પાસે વિમાની બળ નથી. ઑસ્ટ્રેલિયા ઉપર પણ જાપાનની આંખ છે.

આ બધું મેળવવા માટે એણે વીસ લાખ સૈનિકો, આઠ લાખ ટનની મનવારો, ૨૦૦ સ્ટીમરોનો કાફલો, ૬૦૦૦ વિમાનો, ૪૦૦૦ ટૅન્કો અને સબમરીનોનો મોટો કાફલો રોકયો છે. હજી સુધી એને ક્યાંય પરાજય મળ્યો નથી, માત્ર ચીને ચાંગશામાંથી એને ભગાડયા છે.

અમેરિકા આ વરસે ૬૦ હજાર વિમાનો તૈયાર કરશે. જાપાનના પાસિફિક ઉપરના આક્રમણને તોડવાનો એ જ રાજમાર્ગ છે.

૯

જાપાનની યુદ્ધશક્તિ સંબંધે ખોટી ભ્રમણાઓ સેવવામાં આવી હતી. એમ કહેવામાં આવતું કે જાપાન છેલ્લાં ચાર વર્ષથી ચીનમાં એવું ખૂંતી ગયું છે કે કોઈ પણ મોટા યુદ્ધ માટે હવે એ ઊભું થઈ શકશે નહિ. જાપાને ૨૪ અબજ યેન ચીન સાથેના યુદ્ધમાં ખોયા છે એમ પણ કહેવાતું. વળી દેશ ગરીબ છે, પહેરવા વસ્ત્રો નથી એટલે ઘાસનાં વસ્ત્રો પહેરે છે, ખાવા ખોરાક નથી એટલે માછલાં, દરિયાઈ સાપો અને એવા બીજા અખાદ્ય પદાર્થો રસાયનથી શુદ્ધ કરીને ખાય છે જેથી પ્રજાની શક્તિ ઘટી છે.

વળી જાપાન પાસે કાચો માલ પૂરો નથી, અને એમાંય તે પોલાદ તો ખાસ જોઈએ, જે જાપાન પાસે નથી; વિમાનો, દારૂગોળા, મનવારો, સબમરીનો, ટેન્કો—આ બધાંમાં પોલાદ તો જોઈએ જ. જાપાન, મંચુરિયા ચીન વગેરેમાંથી માત્ર ૬૦ ટકા જ પોલાદ એને મળે છે, બાકીનું પરદેશમાંથી મંગાવે, પરંતુ પરદેશથી આવતું બંધ થયું એટલે હવે પોલાદ ક્યાંથી મેળવવું ? કોલસા પણ મંચુકુઓ, ફોર્મોસા, કોરિયા વગેરેમાંથી મળે છે, પણ એય તે ૫૦—૬૦ ટકા જેટલા જ. કોલસા વગર એકેય યંત્ર ચાલે નહિ, કારખાનાં બંધ થઈ જાય, એટલે યુદ્ધકાળ દરમિયાન કોલસાની જરૂર પણ કાંઈ પોલાદ કરતાં ઓછી નથી. અને એથીય વધારે આવશ્યકતા વળી પેટ્રોલની છે. અત્યારે જાપાનને પેટ્રોલ સંખેલીન અને ફોર્મોસાના ટાપુમાંથી મળે છે, હલકા કોલસામાંથી પણ બનાવી લેવાય છે, પણ એટલાથી કાંઈ પૂરું થાય નહિ. બ્રિટન, ડચ ઈસ્ટ ઈંડિઝ અને અમેરિકા એ ત્રણ દેશો મોટા પ્રમાણમાં પેટ્રોલ ઉત્પન્ન કરનારા છે. પહેલાં જાપાન એમના પાસેથી

પેટ્રોલ મેળવતું પણ હવે એ પણ બંધ થયું, એટલે આ ત્રણેય અ
ત્યની વસ્તુઓની જાપાનને ખોટ છે. રબર પણ ઉપયોગી વસ્તુ
જે જાપાન પાસે બિલકુલ નથી. હા, ઇન્ડો–ચાઇનામાંથી થોડુંઘ
મળશે પણ એમ કાંઈ ગાડું ગબડે નહિ. સિવાય એલ્યુમિનમ અને એ
બીજી ધાતુ જે એરોપ્લેનોમાં ખાસ વપરાય છે એ પણ જાપાન પ
ક્યાં છે? આવી આવી અનેક ભ્રમજનક વાતો યુરોપના અર્થશાસ્ત્રીઓ
વહેતી મૂકી છે પરંતુ એમાં સત્યનો અંશ કેટલો હતો એ જાપ
યુદ્ધમાં પડીને બતાવી આપ્યું છે.

જાપાન એક લડાયક દેશ છે. વળી રાજ્ય અને પ્રજા વચ્
સંપૂર્ણ એકતા છે. પરદેશી ગુપ્તચરો જાપાનમાં ખૂબ છે, પરંતુ રાજ્ય
અધિકારીઓ એટલા બધા વફાદાર છે કે નાણાં મળે છતાં ખો
દોરવણી કરનારા ખબરો સાચા જેવાજ આપતાં એમને આવડે
આથી જ પરદેશી જાસૂસોનાં ધાડાં જાપાનની મહાન તૈયારીના ખબ
મેળવી શકતાં નથી. એઓ બધા જાપાનને નબળું બનાવનારા ખબ
પોતાના જાસૂસો દ્વારા પરદેશખાતાંઓને પૂરા પાડે છે. જાપાન પા
પૂરતાં કારખાનાં નથી. એ માત્ર દર માસે ૫૦–૧૦૦ વિમાનો બના
શકે એટલી જ શક્તિ ધરાવે છે. એ વિમાનો પણ હલકી જાતનાં હે
છે. એમની પાસે બોંબો પૂરતા પ્રમાણમાં નથી. બોંબરો માટે જોઈ
૨૨ થી ૨૨૦૦૦ રતલ સુધીના ભયંકર ગોળા જાપાન ક્યાંથી લા
શકે? આજનાં યુદ્ધો શિકારી વિમાનો અને મોટા બોંબો વગર લ
શકાતાં નથી. જાપાન પાસે કુલ ૨૦૦૦ થી ૩૦૦૦ વિમાનો ધારવા
આવતાં હતાં પણ ચીન સાથેના યુદ્ધમાં ઘણાં નાશ પામ્યાં છે
પણ કહેવાતું, જ્યારે મોટા યુદ્ધમાં તો દર માસે સેંકડો વિમાનો ના
પામે અને નવાં બનાવવાં જોઈએ. એ ક્યાંથી બનાવવાં? ને અ
જાપાનની શક્તિનું મૂલ્ય ઓછું આંકવામાં આવતું.

જાપાની લડવૈયા કેટલા શૂરા છે એ છેલ્લા રશિયા–જાપાન

યુદ્ધે બતાવી આપ્યું હતું અને હવે આજે યુરોપના ખૂબ તાલીમ પામેલા લડવૈયા સામે એ કેવી ટક્કર ઝીલી શકે છે અને પીછેહઠ કરવાની ફરજ પાડે છે એ બતાવી આપ્યું છે.

જાપાનનું દસ લાખનું સૈન્ય ચીનમાં રોકાયું છે. ચાર-પાંચ લાખનું સૈન્ય મંચુરિયાની સરહદ ઉપર પડયું છે ને રશિયાની ધાકે એને ત્યાંથી ખસેડી શકાય તેમ નથી. આ સિવાય ખાસ તૈયારીઓ કરીને પાંચેક લાખનું વધુ સૈન્ય તૈયાર કર્યું હશે. આમ કુલ વીસેક લાખના સૈન્યને માટે જોઈતો યુદ્ધસરંજામ, યુનિફૉર્મ, ખાદ્યપદાર્થો વગેરે જાપાન ક્યાંથી કાઢશે એ પ્રશ્ન વારંવાર પુછાતો ને જાપાને વહોરેલી આ બધી જોખમદારીઓ અસંભવિત નહિ પણ કઠિન સમસ્યા તો જરૂર ગણાતી.

એ તો જાણીતી વાત છે કે ચીન સાથેના યુદ્ધમાં જાપાનના સમુદ્રકાફલાને બિલકુલ નુકસાન પહોંચ્યું નથી, એનો એ કાફલો અખંડ અને બળવાન છે. એ સિવાય ચાર રાજ્યોની અને નવ રાજ્યોની સંધિઓથી ઉપરવટ થઈ ૪૫૦૦૦ ટનની મોટી મનવારો એણે બાંધી છે. એ સિવાય ૬॥ લાખ ટનનો મોટો સમુદ્રકાફલો છે. જો કે આ માટે એમ કહેવામાં આવતું કે ચીનના અને ઇન્ડો-ચાઈનાનાં બંદરો સંભાળવા માટે જાપાનને મોટો કાફલો રોકવો પડે છે, અને ધારો કે એમ હોય પણ તેથી એનું મૂલ્ય ઓછું આંકીને અસાવધ રહેવાની જરૂર ખરી ?

જાપાન ખૂબ ખબરદાર છે. અત્યાર સુધી પોતે શું કરી રહ્યું હતું એની લેશ પણ ખબર એણે પડવા દીધી નથી. એનાં ગુપ્ત કારખાનાંઓ અને યુદ્ધસરંજામ તૈયાર કરવાની શક્તિ વિષે એણે જગતને અંધારામાં જ રાખ્યું છે. ગમે તેવાં અટપટાં યંત્રોની નકલ એ કરી શકે છે. વિજ્ઞાન અને રસાયનમાં પણ તેઓ કુશળ છે. ટૂંકામાં, કચરામાંથી કીમતી વસ્તુઓ સરજનારા એ છે.

મજૂરી સસ્તી, કામ કરવાના કલાકો વધારે, ચોખા અને માછલાંનો સોંઘો ખોરાક—આ બધું જાપાનના ઉદ્યોગને બહુ લાભકારક નીવડ્યું છે.

જાપાની પ્રજા સંબંધે પણ અનેક ભ્રમણાઓ સેવવામાં આવી હતી. એમ કહેવામાં આવતું, જાપાન જ્યારથી ચીન સાથે લડાઈમાં ઊતર્યું અને ખૂંચી ગયું ત્યારથી જાપાની પ્રજાની મુશ્કેલીઓ ખૂબ જ વધી ગઈ છે અને બળવો કરશે એમ લાગે છે, પરંતુ એમ કહેવું એ નર્યું અજ્ઞાન છે કારણ કે જાપાની પ્રજા તો એટલી શિસ્તબદ્ધ અને રાજ્યને વફાદાર છે કે એની જોડી જડવી મુશ્કેલ છે.

જાપાને પોતાના ૧૮ થી ૪૦ વર્ષના પુરુષોને લશ્કરી તાલીમ આપીને તૈયાર રાખ્યા છે. આ તાલીમ ખૂબ જ ખાનગી રીતે અપાઈ હતી. વળી પૂર્વના દેશોમાંથી પોલાદ, તેલ, કોલસો અને ખોરાકનો મોટો જથ્થો સંઘરી રાખ્યો છે. આર્થિક સગવડ પણ પૂરતી રાખી છે. પ્રજાને સંયમ અને તપ શીખવ્યાં છે ને જરૂર પૂરતું જ રાખી સરકારને જ બધું આપી દેવાનું શિખવાડ્યું છે. હવાઈ હુમલાથી બચવા માટે જમીનની અંદર કારખાનાંઓ ચલાવાય છે. કાચાં સાધનો પણ પુષ્કળ પ્રમાણમાં અનામત રાખ્યાં છે. એણે વિમાનો બનાવવાનાં કારખાનાં વધાર્યાં ને વિમાનો સસ્તાં, મજબૂત અને લાંબે સુધી સફર કરી શકે એવાં બનાવવા પાછળ લક્ષ આપ્યું. મનવારો બાંધવાનું કામ બહુ ઝડપથી ચલાવ્યું. વિમાન-વિરોધી તોપો મોટા જથ્થામાં તૈયાર કરીને રક્ષણ માટે ગોઠવી દીધી. શહેરમાં આશ્રયસ્થાનો તૈયાર કર્યાં. આમ એણે સંપૂર્ણ તૈયારી કરીને જ યુદ્ધમાં ઝુકાવ્યું છે.

ક્યારે અને કેમ, કયે સ્થળે અને કેટલી સંખ્યામાં આક્રમણ કરવું, કુદરતી અને બીજી મુશ્કેલીઓ કેટલા પ્રમાણમાં નડશે, ક્યાં કેવી જાતના કિનારા ઉપર ઊતરવા કેવાં સાધનો જોઈશે, ક્યાં કેટલો ખોરાક અને હથિયારોની જરૂર પડશે, ક્યાં છત્રી-સૈન્યો ઉતારવાં

પડશે ને ક્યાં વહાણો લંગારવાં જોઈએ—આ બધું આગળથી વિચારીને જ નક્કી કરવામાં આવ્યું છે. એકેય સવાલ વગર વિચાર્યો અને પૂર્વતૈયારીઓ વગરનો રહ્યો નથી. અને એનું પરિણામ આપણે જોયું. પર્લ બંદર ઉપર જાપાને કરેલું આક્રમણ અને પહોંચાડેલું નુકસાન હવે છાનું નથી.

નસીબ ઉપર આધાર રાખીને કામ કરવાનું જાપાન શીખ્યું નથી.

અમેરિકન ગણતરી પ્રમાણે ત્રણ વરસ સુધી ચાલે એટલો ખોરાક અને ચૌદ માસ ચાલે એટલો તેલનો જથ્થો જાપાને અનામત રાખ્યો છે. આ પછી જીતેલા દેશોમાંથી મેળવી લેવાશે એમ એની ગણતરી છે. ઈન્ડો-ચાઈના અને થાઈલૅન્ડનાં સાધનો તો પહેલે જ ફટકે એના હાથમાં આવી પડયાં છે. આ પછી ફિલિપાઈન, બોર્નિયો, સુમાત્રા અને મલાયા તેના હાથમાં આવ્યાં છે એટલે એમાંથી પણ એને ઘણું મળી રહેશે.

આમ અત્યારે તો જાપાન આગળ વધી રહ્યું છે અને જેમ જેમ એ આગળ વધે છે તેમ તેમ હિંદ ઉપર ભય વધતો જાય છે. હિંદનો કોઈ ભાગ આજે ભયમુક્ત નથી. પણ આ ભયથી બીને નાસી જવાથી કંઈ વળશે નહિ. મુશ્કેલી વખતે ધૈર્યથી કામ લેવું અને સહન કરવાની શક્તિ કેળવવી એ સમજુ અને શાણી પ્રજાનો ધર્મ છે.

# રશિયા

જગતનો પાંચમો ભાગ રોકીને પડેલું મહાન રશિયન સામ્રાજ્ય ૧૭૨ જાતની પ્રજાઓથી વસેલું છે. યુરોપમાં ઉત્તર આર્કટિક સમુદ્રથી ઠેઠ કાળા સમુદ્ર સુધી એનો વિસ્તાર છે ને એમાં સફેદ રશિયા, યુક્રેન અને નજીકનાં પ્રજાસત્તાક રાજ્યો ઉપરાંત જ્યૉર્જિયા, આર્મેનિયા અને આઝરબેજાન એ ત્રણ ટ્રાન્સ-કોકેસિયન પ્રજાસત્તાક રાજ્યો છે. એનો સાઈબીરિયન પ્રદેશ ઉત્તર એશિયામાં છે ને ખીરગીઝ, તુર્કોમાન, બોખારા, ઉઝબેક અને ખીવાના પ્રદેશો મધ્ય એશિયામાં આવેલા છે. આખાય રશિયાની કુલ સત્તા મધ્યસ્થ સરકાર (R. S. F. S. R.) ના હાથમાં છે.

આવું એ મહાન સામ્રાજ્ય શ્રમજીવી ધોરણે રચાયેલું હોઈ તેનો પ્રત્યેક પ્રજાજન ધર્મ, વાણી અને વર્તનની સંપૂર્ણ સ્વતંત્રતા ભોગવે છે. લશ્કરી શિક્ષણ ત્યાં ફરજિયાત છે. ધંધો કરવાનું પણ સર્વ તંદુરસ્ત પ્રજાજનો—સ્ત્રીઓ અને પુરુષો—માટે ફરજિયાત છે. 'કામ કરો અને ખાઓ' એ સૂત્ર આખા સામ્રાજ્યની પ્રજાનું સર્વસામાન્ય સૂત્ર છે. કોઈ પણ દેશના શ્રમજીવી વતનીને સોવિયેટ સામ્રાજ્યના પ્રજાજનનો હક મળી શકે છે.

દેશની કુલ સત્તા અખિલ રશિયા કોંગ્રેસ ઓફ સોવિયેટ્સના હાથમાં છે. પ્રજાના દર ૨૫૦૦૦ માણસે એક પ્રતિનિધિ ચૂંટવામાં આવે છે. આ રીતે ચૂંટાયેલા સભ્યોમાંથી ૪૦૦ સભ્યો ચૂંટી તેની મધ્યસ્થ કાર્યકારિણી કમિટી રચાય છે. આ કમિટીના હાથમાં આખા સામ્રાજ્યની ન્યાય, વરિષ્ટ અને મહેસૂલી તથા કાયદાની સત્તા રહે છે. દર ચાર માસે આ કમિટીની બેઠક મળે છે. એની પાછળ એક સ્ટેન્ડિંગ કમિટી છે. આ કમિટી ૧૧ સભ્યો (કોમીસાર) નીમે છે. આ અગિયાર સભ્યો એ રશિયાનું પ્રધાનમંડળ છે.

ઈ. સ. ૧૯૩૫ના કાયદા પ્રમાણે દરેક પ્રજાજનને મતાધિકાર પ્રાપ્ત થયો છે. ધર્મ, જાતિ, વર્ણ વગેરેમાં રશિયા માનતું નથી એટલે ૧૮ વર્ષનો ઉપરનો દરેક પ્રજાજન સમાન મતાધિકાર ભોગવે છે. સાધુઓ, ધર્મગુરુઓ, અશક્તો અને જૂના રાજ્યના પોલીસ અધિકારીઓને મતાધિકારથી બાતલ રાખવામાં આવ્યા છે.

રશિયાની વસ્તી અને વિસ્તાર નીચે મુજબ છે :

| પ્રદેશ | વિસ્તાર માઈલમાં | વસ્તી |
|---|---|---|
| આર. એસ. એફ. એસ. આર. (મુખ્ય શહેર મોસ્કો) | ૭૬૯૪૭૧૫ | ૧૧૩૪૫૦૦૦૦ |
| યુક્રેન (મુખ્ય શહેર કીવ) | ૧૩૪૩૦૩ | ૩૩૦૧૪૦૦ |
| સફેદ રશિયા (મુખ્ય શહેર મિનસ્ક) | ૪૮૭૫૧ | ૧૪૩૦૭૦૦ |
| ટ્રાન્સ–કોકેસિયા (મુખ્ય શહેર તીફલીસ) | ૭૧૨૩૫ | ૭૧૫૬૦૦૦ |
| ઉઝબેક (મુખ્ય શહેર ટાસ્કેન્ટ) | ૭૪૨૮૬ | ૫૦૪૪૩૦૦ |

તુર્કોમાન

| | | |
|---|---|---|
| ( મુખ્ય શહેર આસ્ખાબાદ ) | ૧૮૯૬૦૩ | ૧૨૬૮૯ |

તાજીક

| | | |
|---|---|---|
| ( મુખ્ય શહેર સ્ટાલિનાબાદ ) | ૫૬૬૦૮ | ૧૩૩૨૭ |

આ આંકડા ઈ. સ. ૧૯૩૩ની વસ્તીગણુતરી મુજબના તે પછી તો રશિયાની વસ્તી વધી છે અને અત્યારે લગભગ ૧૯ કરોડ જેટલી થઈ છે.

આખા રશિયન સામ્રાજ્ય સાથે કુલ ૨૭ રાજ્યો જોડાયેલાં મુખ્ય શહેર મોસ્કો છે. રશિયાનાં મુખ્ય શહેરોની વસ્તી નીચે મુજબ

| | | | |
|---|---|---|---|
| મોસ્કો | ૪૦ લાખ | બાકુ | ૮ લાખ |
| લેનીનગ્રેડ | ૩૨ લાખ | ખારકોવ | ૭॥ લાખ |
| કીવ | ૬॥ લાખ | રોસ્ટાવ | ૬ લાખ |
| ઓડેસ્સા | ૫॥ લાખ | | |

આ સિવાય બીજાં ૪૫ મોટાં શહેરો છે જેની વસ્તી એ લાખથી પાંચ લાખ સુધીની છે. ૫૦ એથી નાનાં શહેરો છે જે વસ્તી અરધા લાખથી એક લાખની છે. રશિયાની પંચ-વા યોજના દરમિયાન ઘણું નવાં શહેરો વસ્યાં છે. આ શહેરોની બાંધ જો કે સાદી છે છતાં સુઘડ અને વ્યવસ્થાપુરઃસરની યોજના મુ બંધાયાં હોઈ સુંદર લાગે છે.

સોવિયેટ રશિયામાં ધર્મને કોઈ માનતુ નથી. રશિયામાં યહૂદી ઠીક સંખ્યામાં આવીને વસ્યા છે. યુરોપમાં એના ઉપર ખૂબ સખ્તાઈ ગુજરી એટલે તેઓ રશિયામાં આવીને વસ્યા.

રશિયામાં શિક્ષણુ ફરજિયાત છે. છેલ્લાં પંદર વર્ષમાં ૨૩ ટ માંથી ૯૨ ટકા જેટલી પ્રગતિ શિક્ષણુવિષયક બાબતમાં સધાઈ શિક્ષણુનો આ પ્રભાવ સોવિયેટની દૂરની ધર્માંધ અને ઝનૂની પ્ર

પણ પ્રસર્યો છે. રશિયામાં બધી થઈને ૧૭૨ ભાષાઓ બોલાતી હોવા છતાં લિપિ તો એક જ—રોમન—રાખવામાં આવી છે. રશિયાના દરેક નાના ગામમાં શાળા હોવાનું ફરજિયાત છે. શાળાનો એક ચાર વર્ષનો અને બીજો સાત વર્ષનો એમ બે પ્રકારના અભ્યાસક્રમ છે. બે કરોડ છોકરા-છોકરીઓ પ્રાથમિક શિક્ષણની શાળાઓમાં ભણે છે. માધ્યમિકમાં અરધો કરોડ છોકરા-છોકરીઓ છે. હુન્નર-ઉદ્યોગની શાળાઓમાં ૧૦ લાખ વિદ્યાર્થીઓ, કારખાનાંઓની શાળામાં ૧૩ લાખ વિદ્યાર્થીઓ છે. એ સિવાય મજૂરસંઘની શાળાઓમાં પાંચ લાખ વિદ્યાર્થીઓ ભણે છે.

રશિયામાં વીસેક જેટલાં વિશ્વવિદ્યાલયો અને સેંકડો કૉલેજો છે. હુન્નર-ઉદ્યોગના શિક્ષણ માટે ત્યાં વિશાળ સાધનો છે. બધું જ શિક્ષણ સામ્યવાદી ધોરણે અપાય છે.

રશિયાની બધી કોર્ટોમાં પ્રજાતત્ત્વ ખાસ નજરે પડે છે. વિદ્યાર્થીઓ, મજૂરો, ખેડૂતો વગેરેની પોતાની ખાસ કોર્ટો છે. આ કોર્ટોમાં ન્યાયાધીશની નિમણૂક ચૂંટણી દ્વારા થાય છે. આ બધી કોર્ટોમાં સાદા ગુનાઓના ફેંસલા અપાય છે. મોટી કોર્ટોની એના ઉપર દેખરેખ છે. અપીલ કરવી હોય તો મોટી કોર્ટમાં કરી શકાય છે. દરેક કોર્ટમાં લોકપ્રતિનિધિ સભ્યો હોય છે અને ન્યાયના કામમાં એ સહાય કરે છે. ટૂંકમાં કહીએ તો ન્યાય કરવાનું લોકોના હાથમાં જ છે. કેવો ન્યાયાધીશ નીમવો તે માટે કાયદો છે. પંચ નીમી તકરાર પતાવવાના કામને રાજ્યે ભારે ઉત્તેજન આપ્યું છે. પોલીસ ખૂબ જ કડક છે તેમ જાસૂસી પ્રવૃત્તિ પણ વિશાળ પાયા ઉપર છે. રાજ્ય વિરુદ્ધ કે સામ્યવાદી મંડળ વિરુદ્ધનો ગુનો ભયંકર લેખાય છે. ચોરીનો ગુનો પણ ભયંકર ગણાય છે. એ સિવાયના બીજા ગુનાઓ માટે કડક સજા નથી. કેદીઓ તરફનું વર્તન ખૂબ જ મમતાળુ છે. બહાર જઈ કામ

કરવાની પણ તેમને છૂટ છે. કરેલા કામની મજૂરી પણ એમને આપવામાં આવે છે.

રશિયામાં બાળશિક્ષણ માટે લાખો મોન્ટીસોરી સ્કૂલો છે. બાળકનો ઉછેર અને શિક્ષણ બન્નેનો ભાર રાજ્ય ઉપાડે છે. આજનો બાળક આવતીકાલનો ઉત્તમ પ્રજાજન બને એ માટે એને સંપૂર્ણ શિક્ષણ મળે એવી વ્યવસ્થા રાજ્યે કરી છે. બાળકો એ જ રાજ્યની સાચી મતા છે એમ રશિયન સરકાર માને છે.

દસ વર્ષની ઉંમર પછી લશ્કરી શિક્ષણ શરૂ થાય છે.

બાળકો માટેનાં બાળ-ઉપવનો, બાળ-કોર્ટો, બાળ-મ્યુઝિયમો એ રશિયાની વિશિષ્ટતા છે. સિવાય, ખાસ પ્રવાસક્રમો અને દેશાટનો પણ યોજાય છે.

જે પંચવર્ષીય યોજનાએ રશિયાની કાયાપલટ કરી એ પંચ-વર્ષીય યોજના દરમિયાન બાળકો માટે જે કાંઈ કરવામાં આવ્યું એમાં બધું જ દૂધ બાળકોને જ આપવું, માબાપોએ ન લેવું એવી જે એક યોજના હતી તેણે બાળકોના શરીરવિકાસમાં ભારે ભાગ ભજવ્યો છે. આમ રશિયાએ બાળકો માટે ઘણું કર્યું છે.

રશિયન નારીને પુરુષ જેટલો જ હક છે, પુરુષ જેટલો જ મતાધિકાર છે, અને તે તદ્દન સ્વતંત્ર છે. એને ગમે ત્યાં જવાની, ગમે ત્યાં ફરવાની, ગમે તેવા મિત્રો રાખવાની અને સ્વતંત્ર કમાણી કરવાની છૂટ છે. આગળ તો ગર્ભપાત કરવાની પણ છૂટ હતી, પરંતુ એ છૂટનો દુરુપયોગ થવા લાગ્યો એટલે બંધ કરવામાં આવી. ઇચ્છિત લગ્ન અને છૂટાછેડા રશિયામાં સર્વસામાન્ય છે. ગમે તે જાતના ધંધામાં સ્ત્રી જોડાઈ શકે છે, ગમે તે કારખાનામાં સ્વતંત્ર રીતે મહેનત-મજૂરી એ કરી શકે છે, કારખાનાંઓ અને સમૂહ-ખેતરોમાં સંપૂર્ણ સ્વતંત્રતાથી રહેવાની જોગવાઈ છે.

સગર્ભા સ્ત્રીને પ્રસવ પહેલાં અને પ્રસવ પછીના ત્રણ માસ હળવું કામ આપવામાં આવે છે અને છતાં પગારમાં કશી કાપકૂપ કરી શકતા નથી.

રશિયામાં સ્ત્રી–કામદારોની સંખ્યા કરોડોની છે. આ કરોડોની સંખ્યામાં કામ કરતી સ્ત્રી–કામદારોનાં ધાવણાં બાળકોની સંભાળ માટે ખાસ ગોઠવણ હોય છે. પ્રસૂતિ–કાળ વખતે સ્ત્રીની બધી જ સગવડ સાચવવાની જવાબદારી પણ કારખાનદાર અથવા રાજ્યને શિરે છે, જે માટે લાખો પ્રસૂતિગૃહ રાજ્ય નિભાવે છે.

સ્ત્રીઓની લશ્કરી પલટનો પણ છે.

રશિયાના શ્રમજીવીઓ રાજ્યના માલિક અને મતાધિકાર ધરાવનારા છે. આ શ્રમજીવીઓ માટે રહેવાનાં ફક્કડ મકાનો, કસરતશાળાઓ, રેડિયો, બગીચાઓ, લાયબ્રેરીઓ, મ્યુઝિયમો વગેરે છે. કારખાનાંઓની વ્યવસ્થામાં એમનો અવાજ છે અને કારખાનાંના અધિકારીઓ વિરુદ્ધ ગમે ત્યારે અવાજ ઉઠાવી શકે છે.

દરેક મજૂરને હમેશ આઠ કલાક કામ કરવાનું હોય છે. અઠવાડિયે એક રજા મળે છે. કારખાનાંમાં આરામના સમયે રેડિયો દ્વારા સંગીત સંભળાવવામાં આવે છે. એમને માટે દવાખાનાંઓ પણ નિભાવે છે ને મફત સારવાર આપે છે. હવાફેર કરવા કોઈ મજૂરને જવું હોય તો એનું બધું ખર્ચ પણ કારખાનદારને જ આપવું પડે છે. પગારનું ધોરણ પણ ઊંચું છે તેમ આળસુ મજૂરો માટે કડક કાયદા પણ છે. અશક્ત અને વૃદ્ધ મજૂરો માટે કારખાનું વ્યવસ્થા કરે છે. પેન્શન આપવાનો પણ રિવાજ છે.

રશિયામાં મજૂરોનો મહિમા મોટો છે. બાળકો પછી શ્રમજીવીઓ રાજ્યના લાડકા છે.

રશિયામાં લગભગ ૯૦ ટકા ખેતી સમૂહ–ધોરણે થાય છે. મોટાં

મોટાં ખેતરોને યાંત્રિક સાધનો દ્વારા ખેડવામાં આવે છે. સાડા સાત લાખ એકર જેવડાં મોટાં ખેતરો રશિયામાં છે. ખેડૂતને શ્રમજીવી ગણવામાં આવે છે અને શ્રમજીવી તરીકેના બધા હકો તે ભોગવે છે. જમીન, ખેતી અને પેદાશની માલિકી રાજ્યની છે. કારખાનાંમાં મજૂરોને જેટલી સગવડ મળે છે તેટલી જ સગવડ ખેડૂતોને મળે છે. રશિયામાં સૌથી પહેલાં જ્યારે સામ્યવાદી પદ્ધતિ અમલમાં આવી ત્યારે જમીનદાર ખેડૂતોએ બળવો કરેલો ને ખેતી કરવા ના કહી. પોતાનાં જાનવરોનો પણ એમણે નાશ કર્યો. પરિણામે બીજે વર્ષે દુકાળ પડ્યો. રાજ્યે આ જમીનદાર ખેડૂતોએ સંઘરી રાખેલું અનાજ ખૂંચવી લીધું ને એ બધાને પકડીને ખાણો અને નહેરો ખોદવા માટે મોકલી દીધા. સખ્તાઈ પણ ઠીક પ્રમાણમાં ગુજારી.

અત્યારે રશિયામાં લગભગ ૧૩ કરોડ એકર જેટલી જમીનમાં વાવણી થાય છે. આખા જગતમાં વાવણી માટેની જમીનમાં અમેરિકાનો નંબર પહેલો અને રશિયાનો બીજો આવે છે.

રશિયામાં પાકનું ઉત્પન્ન નીચે મુજબ : (ઇ. સ. ૧૯૩૩)

| પાક | હેકટર હજારની સંખ્યામાં | ટન |
|---|---|---|
| રાઈ | ૨૬૨૦૦ | ૨૪૧૯૦૦૦ |
| ઘઉં | ૩૪૬૦૦ | ૨૭૭૫૦૦૦ |
| જવ | ૭૨૫૬ | ૭૮૫૦૦૦ |
| ઓટ્સ | ૧૬૬૩૨ | ૧૫૪૧૦૦૦ |
| બદ્ધ જાતના ઘઉં | ૨૦૩૮ | ૧૧૨૦૦૦ |
| જુવાર | ૮૮૫૦ | ૪૮૨૦૦૦ |
| મકાઈ | ૩૯૫૦ | ૪૮૦૦૦૦ |
| બટાટાં | ૬૧૧૧ | ૫૦૮૦૦૦૦ |
| શણ<br>હેમ્પ શણ | ૩૧૫૨ | ૧૩૨૦૦૦ |

| | | |
|---|---|---|
| સૂરજમુખી | ૧૩૨૧ | ૯૦૦૦૦૦ |
| કપાસ | ૨૦૫૧ | ૧૩૨૦૦૦ |
| તમાકુ | ૯૮ | |

રશિયામાં જાનવરોની સંખ્યા નીચે મુજબ છે :

| | |
|---|---|
| ઘોડા ૩॥ કરોડ | ઘેટાં ૫॥ કરોડ |
| ડુક્કર ૧॥ કરોડ | બીજાં જાનવરો ૪॥ કરોડ |

રશિયા સામ્યવાદી દેશ છે. લેનીન અને તેના સાથીદારો આ સામ્યવાદના પ્રચારકો છે. એમણે ધર્મગુરુઓને તગડી મૂકયા ને કોઈ પણ જાતના ધર્મપ્રચાર સામે સખત પગલાં લેવાનું શરૂ કર્યું. ઝારનો નાશ કરી શાહીવાદીઓની સંસ્થા નાબૂદ કરી. બુદ્ધિવાદીઓ અને અમીરોને પણ રુખસદ આપી. ભારે નફો ખાઈ જામી પડેલા મોટા વેપારીઓની પણ એ જ દશા થઈ અને વેપાર–ઉદ્યોગ, રેલવે, ટ્રામવે, રસ્તા, બૅંકો, પુલો, સ્ટીમરો, મોટરબસો, મોટરો, દુકાનો, પેઢીઓ, કારખાનાં, ખાણો, સંસ્થાઓ, ઘરો, મહેલો વગેરેની ખાનગી માલિકી ઝૂંટવી લઈ ને સરકારે પોતાને સ્વાધીન કરી લીધાં. પ્રજાનાં બાળકોને રાજ્યે સંભાળી લીધાં. ગૃહજીવન કે કુટુંબજીવન જેવું રાખ્યું નહિ.

ઝાર વખતના જે નાનામોટા અમલદારો હતા એ બધાને કાઢી મૂકયા ને એને બદલે સામ્યવાદી સભાસદો ગોઠવ્યા. નાના અધિકારીથી તે ઠેઠ લેનીન સુધી સર્વનો પગાર એક જ સરખો ૩૦૦ રૂબલ નક્કી થયો. સમાજમાંથી જાતિભેદ, ધર્મભેદ, વર્ણભેદ દૂર કર્યા. પેદાશ રાજ્ય સંભાળી લે, સૌને રાજ્યને રસોડે ખાવાનું મળે, સિવાય જીવનની બીજી જરૂરિયાતો પણ રાજ્ય પૂરી પાડે–આમ નક્કી થયું.

આમાં જેમ જેમ અનુભવ મળતો ગયો તેમ તેમ ફેરફારો થતા ગયા. આવો મુખ્ય ફેરફાર સ્ટેલિને કર્યો. આ ફેરફારોમાં મુખ્ય ફેરફારો ગર્ભપાત કરવાની મનાઈ, પરદેશીઓને મોટો પગાર આપવાની છૂટ,

દેશના નોકરોને પણ વધુ-ઓછા પગાર માટેની જોગવાઈ, ગૃહજીવન અને કુટુંબજીવનની છૂટ, મજૂરોને કે નોકરોને પગારમાંથી કરકસર કરીને બચાવેલી રકમ બેંકમાં મૂકવાની અને વ્યાજ આપવાની વ્યવસ્થા, નાનાં ઘરો બાંધી તેની માલિકી ભોગવવાની છૂટ, માબાપને પોતાના બાળકને ઉછેરવાનો હક, આખા જગતમાં કોઈ પણ ઉપાયે સામ્યવાદ ફેલાવવાના સિદ્ધાંતને મોળો બનાવી રશિયા પૂરતો તેને મર્યાદિત બનાવી દેવાની નીતિ, વગેરે મુખ્ય છે.

રશિયાનું પ્રજાસંઘમાં જોડાવું એ પણ હળવી નીતિના પરિણામરૂપ જ હતું.

લેનીને ઔદ્યોગિક કાર્યક્રમ દેશ સમક્ષ રજૂ કર્યો હતો એને સ્ટેલિને વધુ વેગ આપ્યો. પંચવર્ષીય યોજનાથી દેશે જે મહાન સિદ્ધિ મેળવી છે એ સ્ટેલિનને આભારી છે.

રશિયામાં પહેલાં પંચવર્ષીય યોજના ૧૯૨૯થી શરૂ થઈ. આ યોજનામાં દર્શાવાયલા કાર્યક્રમ મુજબ કરોડો અબજ રૂબલો ખરચીને રશિયાને ઉદ્યોગપરાયણ બનાવવાનું હતું પરંતુ એ વખતે સોવિયેટ સરકાર પાસે પૈસા નહોતા. આથી દેશની પેદાશની બધી વસ્તુઓ પરદેશને વેચી તેનાં કીમતી યંત્રો ખરીદવાનાં હતાં. આ માટે સ્ટેલિને ખપ પૂરતી જ પેદાશ રાખી બાકીની પરદેશોમાં વેચવા માંડી ને યંત્રો ખરીદવા માંડયાં. આમ થતાં પ્રજાને સારો એવો ભોગ આપવો પડયો. મોજશોખ અને બીજી સગવડની ચીજોની તંગી જણાવા લાગી. પ્રજા પાસે વસ્તુઓ ખરીદવા કાંઈ રોકડ હતું જ નહિ. બજારમાં વેચનારા પણ નહોતા. રોટલી અને પાણી સિવાય કાંઈ મળતું જ નહિ. માત્ર બાળકોને દૂધ માટે જોગવાઈ રાખવામાં આવી હતી. મહિનામાં એક વખત માંસ મળતું. પહેરવાનાં વસ્ત્રો વરસમાં એક વાર મળતાં. બૂટનું પણ તેમ જ હતું. સિગારેટ,

તમાકુ, માખણ, દૂધ, ભાજી, દુર્લભ થઈ પડ્યાં હતાં. ઈંડાં, રોટી, માંસનો અભાવ હતો. પ્રજા એક જાતનું તપ જ કરી રહી હતી. આ રીતે ઠેઠ ૧૯૩૫-૩૬ સુધી ચાલ્યું ને આ રીતે સહન કરીને દસ હજાર યંત્રો પરદેશથી મગાવાયાં. આ યંત્રોને ચલાવવા માટે મોટા પગારે પરદેશી નિષ્ણાતોને પણ રોકયા.

રશિયા વિવિધ પ્રજાઓથી વસેલો દેશ છે. એનો પ્રાચીન ઇતિહાસ ખાસ મળતો નથી. આખા યુરોપ કરતાં રશિયા બમણું છે. દેશનો મોટો ભાગ બરફ, તોફાનો અને ઋતુની પ્રતિકૂળતાથી છવાયેલો છે, ને એ કારણે જ એ ભાગમાં વસ્તીનું પ્રમાણ ઓછું રહે છે. આખા સામ્રાજ્યની વસ્તી ૧૭ કરોડની છે જે ગ્રેટબ્રિટન કરતાં ૧૦૦ ગણું ગણાય, પરંતુ વસ્તી માત્ર સાડા ત્રણગણી જ વધારે છે. સામ્રાજ્યમાં ૧૭૨ જાતની ભાષા બોલાય છે. રશિયનો આઠ કરોડ છે, ૩।। કરોડ યુક્રેઈનો છે. યુક્રેઈનો સ્લેવ જાતિના છે. સિવાય રશિયન, તુર્કોમાન, તાર્તાર, યહૂદી, જ્યૉર્જિયન, આર્મેનિયન, જર્મન, વગેરે જાતિઓ છે. જર્મનો દસ લાખ જેટલા હતા જે હવે ઝેકોસ્લોવેકિયા તરફ ગયા છે. રશિયાની પૂર્વ-પશ્ચિમ સરહદ એટલી લાંબી છે કે એક રેલવે ટ્રેન દિવસ અને રાત ચાલ્યા કરે તો આઠ દિવસ લાગે. પ્રજાનો મુખ્ય ધંધો ખેતી અને પશુ-ઉછેર છે. રશિયામાં કાચો પદાર્થ મોટા પ્રમાણમાં છે. એકલું સોનું જ વરસે ૪૦ કરોડ પાઉંડનું નીકળે છે.

રશિયાના પ્રાચીન વતનીઓ પોતાના સ્વજનના મૃતદેહ ઉપર અમુક ક્રિયાઓ કરી એની ચામડી અને માંસ ઉખેડી નાખતા અને હાડપિંજરને લાલ રંગે રંગતા.

એ પછી સ્કાર્થિયન લોકો આવ્યા. ગ્રીક હીરોડોટાસના સમયમાં એનો ઉલ્લેખ છે. ગ્રીકોએ ત્યાં સંસ્થાનો સ્થાપ્યાં હતાં. ઈસુના ત્રીજા સૈકામાં સામેટિયન લોકોએ આ દેશ ઉપર વિજય મેળવ્યો

હતો. તે પછીનાં એક સો વર્ષ બાદ ગોથોએ અને તે પછી પ્રખ્યાત સરદાર એટીલાની સરદારી નીચે હૂણોએ રશિયા ઉપર સત્તા જમાવી હતી. એ પછી સ્લેવો, મોંગોલિયનો, બલ્ગેરિયનો વગેરેએ આક્રમણો કરી વિજેતાઓ તરીકે રશિયાનો ઉપભોગ કર્યો હતો. પશ્ચિમમાંથી તુર્કોએ પણ થોડો સમય સત્તા જમાવી હતી.

સાતમા સૈકામાં ચીનાઓ અને આરબોનાં આક્રમણો થયાં હતાં. આઝાર પ્રજા પણ આવીને વસી હતી. સિવાય ફીનો, બલ્ગેરિયનો, હંગેરિયનો, સ્લેવો વગેરેનાં જુદા જુદા વિભાગોમાં ઈસુની સાતમી શતાબ્દિથી દસમી શતાબ્દિ સુધી સંસ્થાનો રહ્યાં હતાં. આમાં સ્લેવો વધુ વિકાસ પામ્યા હતા.

નવમા સૈકામાં નોર્સમેનોએ રશિયન નામથી પહેલવહેલું ઉત્તરમાં સામ્રાજ્ય સ્થાપ્યું. ૧૦૦ વર્ષ પછી રશિયનો ખ્રિસ્તી ધર્મના પ્રાચીન ગ્રીક સંપ્રદાયના અનુયાયીઓ થયા. એ પછી ઠેઠ ૧૯૧૮ સુધી એ ધર્મ ચાલુ રહ્યો.

દસમા સૈકામાં લિથુઆનિયનોએ રશિયા પર વિજય મેળવ્યો. આ રીતે અનેક જુદાં જુદાં સામ્રાજ્યો સ્થપાયાં અને નાશ પામ્યાં.

મોંગોલિયન લોકોએ ૧૨૪૨માં રશિયા પર આક્રમણ શરૂ કર્યું હતું. ચૌદમા સૈકામાં પોલિશ લોકો વિજેતા બન્યા હતા. એ જ સૈકામાં મોસ્કોના રાજકુમારે સામ્રાજ્ય વિસ્તાર્યું ને મોસ્કોને રાજધાની બનાવી 'ઝાર' નામથી ઓળખાવું શરૂ કર્યું.

સોળમી સદીમાં ઝાર ઈવાને સામ્રાજ્યનો વિસ્તાર ઘણો વધારી દીધો. ૧૬૧૩માં માઈકલ રોમોનોવ ગાદી ઉપર આવ્યો. આ રાજાના વંશજો ૧૯૧૭ સુધી ગાદી ઉપર હતા. રોમોનોવની નીતિ જમીનદારોને સત્તા આપી પ્રજા ઉપર કાબૂ રાખવાની હતી. જમીનદારો ઉપર રાજાનો સીધો અંકુશ રહેતો.

સત્તરમી સદીના મધ્ય ભાગ સુધી રસિયામાં રશિયન ભાષામાં કોઈ સાહિત્ય નહોતું. યુદ્ધ, ખેતી, પશુપાલન–એ એમનો મુખ્ય વ્યવસાય હતો. સંસ્કૃતિનું તો નામનિશાન હતું નહિ.

ઈ. સ. ૧૬૭૨માં જર્મનોએ પહેલું નાટક રશિયામાં ભજવી બતાવ્યું હતું. એ પછી નાટકો અને નવલકથાઓ લખવાની શરૂઆત થઈ.

રશિયામાં પીટર ધી ગ્રેટે મોટું પરિવર્તન આણ્યું. (૧૬૯૮) આ સામ્રાટ ભારે સાહસિક અને ઉદ્યોગી હતો–જંગલી પણ એવો જ. એણે રશિયાને યુરોપની સંસ્કૃતિમય બનાવવા વિશાળ પ્રમાણમાં પ્રયત્નો કર્યા. પોતે સમ્રાટ હોવા છતાં મજૂરનો વેશ લઈ સ્વીડનના કારખાનામાં વહાણો બાંધવાનો ઉદ્યોગ શીખ્યો હતો.

આ રાજા અઠ્યાવીસ વર્ષ સુધી મોસ્કોની ગાદી ઉપર રહ્યો. તેના આ રાજ્યકાળના સમય દરમિયાન ૨૧ વરસ સુધી એણે સ્વીડન સાથે લડાઈઓ કરી ૮૫ પરાજય મેળવ્યા, પણ આખરે એણે સ્વીડનને હરાવ્યું. મોસ્કોને બદલે નવું પાયતખ્ત પીટર્સ બર્ગ (અત્યારનું લેનીનગ્રેડ) એણે સ્થાપ્યું. પીટરે પોતાના રાજ્યમાં અનેક નવા ઉદ્યોગો અને ધંધાઓ શરૂ કરાવ્યા હતા ને એમાં મુખ્યત્વે રાજ્યની જ મૂડી રોકી હતી. એનું ગૃહજીવન સુખી નહોતું.

પીટર પછી ઘણી સત્તાઓ આવી. એમાં કૅથરાઇન બીજી ખૂબ જ પ્રખ્યાત થઈ છે. (૧૭૬૨–૧૭૯૬) એ ઘણી જ ક્રૂર અને દુશ્ચરિત્ર હતી, પણ બુદ્ધિમાન હોવાથી રશિયાને વિકાસને પંથે વાળી શકી હતી. એ સમયના સમર્થ યુરોપીય વિદ્વાનો વૉલ્ટેર, ડીડેરોટ અને ગ્રીમ સાથે એ પત્રવ્યવહાર ચલાવતી હતી. એણે જર્મનીના મહાન ફ્રેડરિક વિરુદ્ધ ચાલેલા ઑસ્ટ્રિયાના જંગમાં ભાગ લીધો હતો. આ રાણી તત્ત્વજ્ઞાની પણ હતી.

આ રાણીના પછી પોલના સમયમાં સ્ટેલિનનું જન્મસ્થાન

જ્યોર્જિયા જિતાયું હતું. એ પછી એલેકઝાંડર પહેલો સમ્રાટ બન્યો. નેપોલિયનની છ લાખની સેના એના સમયમાં જ મોસ્કોની ઠંડીમાં ઠરી ગઈ હતી. એલેકઝાંડર પહેલાએ ટ્રાન્સ–કોકેસિયા જીત્યું. ફિન્લૅંડ અને પોલૅંડને પોતાના સામ્રાજ્યમાં ભેળવી દીધાં. પછીના નિકોલસ પહેલાના સમયમાં ઇંગ્લંડ અને રશિયા વચ્ચે ક્રિમિયન યુદ્ધ થયું. ખેડૂતો ઉપર અસહ્ય દુઃખ આવી પડવાથી એમણે બળવો કર્યો, પરંતુ આ ઝારે એને નિર્દયતાથી દાબી દીધો.

ઈ. સ. ૧૮૬૧માં એલેકઝાંડર બીજો સમ્રાટ બન્યો. એણે ગુલામોની પ્રથા બંધ કરી પરંતુ ગુલામીના અંશો બીજી રીતે ચાલુ રાખ્યા.

આ ઝારના સમયમાં લોકોની રાજકીય અને બીજી પ્રવૃત્તિઓ વિકાસ પામે અને ગુલામીનો નાશ થાય એ માટે નિહિલ્ટ (એનારકિસ્ટ) મંડળની સ્થાપના થઈ. આ મંડળનો હેતુ ઝાર અને બીજા મોટા અધિકારીઓનાં ખૂન કરી રાજદ્વારી પ્રગતિ સાધવાનો હતો. આ મંડળનું પ્રાબલ્ય અને દમન વધતાં જ ગયાં. ઈ. સ. ૧૮૮૧માં ઝાર એલેકઝાંડરનું આ મંડળ દ્વારા ખૂન થયું. એ પછી એલેકઝાંડર ત્રીજાએ નિહિલ્ટ પાર્ટીનો નાશ કરવા અને પ્રજાની સ્વતંત્રતા દબાવી દેવા ભગીરથ પ્રયત્નો કર્યા, પરંતુ આખરે એ પણ નિહિલ્ટની ખૂની તલવારનો ભોગ બન્યો. એ પછી છેલ્લો ઝાર નિકોલસ બીજો આવ્યો. એણે ઈ. સ. ૧૮૯૭ અને ૧૯૧૨ની યુરોપની મહાન સુલેહ–પરિષદની પ્રવૃત્તિને જન્મ આપ્યો હતો. આ છેલ્લો ઝાર સ્વભાવે સારો પણ નબળો રાજ્યકર્તા હતો. એના ઉપર એની રાણી અને રાસ્પુટીન નામે એક સાધુનો ભારે પ્રભાવ હતો.

ઈ. સ. ૧૮૯૮માં બોલ્શેવિક મંડળની શરૂઆત થઈ. ઝારની પોલીસે આ મંડળને ભયંકર સખ્તાઈથી દાબી દેવા પ્રયત્નો આરંભ્યા.

૧૯૦૪માં રશિયા અને જાપાન વચ્ચે વિગ્રહ થયો ને એમાં સાગર અને પૃથ્વી પર જાપાને વિજય મેળવ્યો. જાપાનના આ વિજયથી રશિયાની પ્રતિષ્ઠાને ભારે ધોખો પહોંચ્યો.

ઈ. સ. ૧૯૦૫માં ઝારની પાસે અરજ કરવા માટે આવેલા ખેડૂતો અને મજૂરોના ટોળા ઉપર સૈન્યે બંદૂક ચલાવી. જગતની દૃષ્ટિએ અપયશનો પોટલો વહોર્યો. એ જ વર્ષમાં જેના સભ્યોને કશી જ સત્તા ન હોય એવી પાર્લમેંટ સ્થાપી. આના પ્રતિકાર તરીકે દેશમાં સર્વવ્યાપી હડતાલ પડી. આથી રાજ્યે પ્રજાકીય પ્રવૃત્તિઓ ઉપર અંકુશ મૂકવા જુલમ કરવામાં બાકી ન રાખી.

આ પછી ઈ. સ. ૧૯૧૪–૧૮નું મહાયુદ્ધ મંડાયું.

સર્વિયામાં ઑસ્ટ્રિયાના રાજપુત્રનું ખૂન થયું. યુદ્ધનો દાવાનળ સળગ્યો. રશિયાએ સર્વિયાની વહાર કરી. જર્મની ઑસ્ટ્રિયા સાથે મળી ગયું. ફ્રાન્સ અને બ્રિટન પણ ભળ્યાં. તુર્કી, રૂમાનિયા, ઇટલી, બલ્ગેરિયા અને જાપાન પણ બાકી ન રહ્યાં. આ યુદ્ધમાં એક કરોડ માનવીઓ મર્યા, અબજો પાઉંડની સાધન–સામગ્રી નાશ પામી. રશિયા પાસે સારાં સેનાધ્યક્ષો, સાધન–સામગ્રી કે વ્યવસ્થા નહોતાં. પરિણામે રશિયાના મોટા સૈન્યને જર્મન માર્શલ હિન્ડનબર્ગે ટીનનબર્ગના યુદ્ધમાં પરાજય આપ્યો. રશિયન સૈન્યો પાછાં હડયાં અને ભારે ખુવારી પામ્યાં.

ઈ. સ. ૧૯૧૬માં રાસ્પુટીનનું ખૂન થયું. રશિયાની મોટી હડતાલ પછી હડતાલ તોડવા માટે મૂકેલા ઝારના સૈનિકો ખેડૂતો અને હડતાલિયાઓ સાથે મળી ગયા.

દરમિયાન પેલી નામની પાર્લમેંટ તો ચાલુ જ હતી. આ પાર્લમેંટમાં પ્રજામતને માન આપી અમુક સુધારા કરવા માટેના

સભ્યોના વલણને ઝારે ધુતકારી કાઢ્યું.

ઈ. સ. ૧૯૧૭માં વિપ્લવવાદી મંડળે ઝાર અને તેના કુટુંબને પકડી કારાગારમાં પૂર્યાં ને પ્રજાસત્તાક સરકાર સ્થાપી યુદ્ધ ચાલુ રાખવાની જાહેરાત કરી, પરંતુ સૈનિકોએ યુદ્ધમાં જવાની ના પાડી.

હવે રશિયામાં અરાજકતા પ્રસરવા લાગી. ખેડૂતોએ જમીનનો કબજો મેળવી કાયદો હાથમાં લઈ લીધો અને બીજી બાજુ જર્મનોએ ઠેઠ પીટર્સબર્ગ સુધી ધસી આવી કબજો કરી લેવાની પેરવી રચી.

સામ્યવાદીઓ યુદ્ધ બંધ કરવાના મતના હતા અને એવો પ્રચાર એ કરતા હતા એટલે છૂપા વેશમાં લેનીનને જર્મનોએ રશિયામાં પહોંચાડી દીધો. એણે મારફાડ કે યુદ્ધ વગર રશિયાનાં સરકારી ખાતાંઓ હાથ કરી લીધાં. સામ્યવાદીઓ પાસે સૈન્ય, સાધન કે ધન નહોતું. એમણે જર્મની સામે નામોશીભરી સંધિ કરી દેશને આક્રમણના પાશમાંથી બચાવી લીધો. સામ્યવાદીઓની મુશ્કેલીઓનો પાર નહોતો. તેઓ બહારના અને અંદરના શત્રુઓથી ઘેરાયેલા હતા ને એમના ઉપર ભયંકર દબાણ શરૂ થયું. જર્મની સાથેની સંધિથી મિત્રરાજ્યો રશિયા ઉપર છેડાયાં. બ્રિટન, અમેરિકા, જાપાન અને પોલૅંડનાં સૈન્યોએ રશિયાને ઘેર્યું. સમય કટોકટીનો હતો. પરંતુ લેનીનના સાથી લીઓ ટ્રોટ્સ્કીએ ભારે કુશળતા દાખવી. એણે ૫૪ લાખ સૈનિકોનું લશ્કર ઊભું કર્યું. તાલીમ આપી. રશિયામાં સફેદ રશિયનોએ બળવો કર્યો હતો, ઝેકોસ્લોવેકિયાના સૈનિકો એની સાથે મળ્યા હતા, પણ ટ્રોટ્સ્કીએ વિશાળ સાધનો ઊભાં કરી આ બળવાખોરોને દાબી દીધા ને પછી એક પરદેશી સાથે યુદ્ધ કરી એ સૌને રશિયાની જમીન પર ભગાડી મૂક્યા.

પણ બહારના અને અંદરના આ યુદ્ધે દેશને ખુવાર કરી મૂક્યો. દેશમાંથી શ્રી અને સંપત્તિ પરવારી ગયાં.

૧૯૧૮ના જુલાઈ માસમાં એક સામ્યવાદીએ ઝાર અને તેના કુટુંબને ગોળીથી ઠાર કરાવ્યું ને અમીરો, જમીનદારો, બુદ્ધિજીવીઓ, પાદરીઓ, ધર્મગુરુઓ અને મહાધિકારીઓની મિલકતો ઝૂંટવી ચીથરેહાલ સ્થિતિમાં એમને દેશ બહાર હાંકી કાઢયા. આખાય દેશનો કબજો સામ્યવાદીઓએ લઈ પોતાના માણસો દ્વારા રાજતંત્ર ચલાવવા માંડયું ને રાજ્યની માલિકી શ્રમજીવીઓની છે એમ જાહેરાત કરી નાસ્તિકવાદનો પ્રચાર શરૂ કર્યો. ખ્રિસ્તી ધર્મમાં ઊંડાં ઊતરેલાં રૂઢ મૂળોને ઉખેડી નાખી ઝારશાહી, અમીરશાહી, જમીનદારી, મૂડીવાદ, શાહીવાદ, કુટુંબવાદ, અંધશ્રદ્ધા અને વહેમોનો નાશ કર્યો– 'મહેનત કરો અને ખાઓ' એ સૂત્ર સર્વત્ર સંભળાઈ રહ્યું.

પરંતુ આ બધું કરતાં સામ્યવાદીઓને ભારે ક્રૂર અને દયાહીન બનવું પડયું હતું. હજારો વર્ષના દઢ થયેલા જૂના સંસ્કારોને સમૂળગા ઉખેડી તેનુ નામોનિશાન ન રહેવા દેવું એ નાનુસૂનું કામ નહોતું. રૂઢિચુસ્તોનો તોટો નહોતો. આ રૂઢિચુસ્તો સમજાવ્યા સમજે એવી મનોદશામાં નહોતા. પછી શું થાય ? પણ સામ્યવાદીઓએ પોલાદ જેવી છાતી રાખીને કામ લીધું. આ માટે એમને મોંઘાં મૂલ્યો ચૂકવવાં પડયાં, પણ આખરે એમણે ધાર્યું કર્યું.

કાર્લ માકર્સના સમાજવાદને સામ્યવાદીઓએ વધારે કડક બનાવ્યો છે. થર્ડ ઇન્ટરનેશનલ પરિષદ – સમાજવાદીઓનું ત્રીજું મહામંડળ – મોસ્કોમાં ભરાયું ત્યારે લેનીને આ સિદ્ધાંતો જાહેર સમક્ષ મૂકયા હતા.

આ સિદ્ધાંતો નીચે મુજબ છે :

૧. સામ્યવાદ આખા જગત માટે છે. એમાં દેશ, કાળ, વસ્તુ, જાતિ, ધર્મ, વર્ણ, સંપ્રદાય, આશ્રમ–એવો કશો ભેદ નથી. સામ્યવાદ સર્વ મનુષ્યો–સ્ત્રી અને પુરુષો–ને સરખાં ગણે છે.

૨. ઇશ્વર જેવું કોઈ ધતિંગ અસ્તિત્વમાં છે જ નહિ. ધર્મગુરુઓ, દેવળો, મઠો, આશ્રમો–એ બધી ઠગારી વસ્તુ છે.

૩. મૂડીવાદ, શાહીવાદ, સામ્રાજ્યવાદ–એ સર્વ બૂરાં અનિષ્ટો છે, તજવાયોગ્ય છે. સર્વ મનુષ્ય સમાન છે. એ બધાની વતી રાજ્યે મિલકત, ધંધો, વેપાર, ઉદ્યમ, ગૃહ વગેરે સંભાળી લઈ બુદ્ધિ અને મહેનતની મર્યાદા રાખ્યા વગર સૌને પોતાની પાંખ નીચે લઈ લેવા જોઈએ અને એની જોઈતી જરૂરિયાતો પૂરી પાડવી જોઈએ. કોઈ રાજા નથી, કોઈ રંક નથી, કોઈ શેઠ નથી, કોઈ નોકર નથી, કોઈ ઉચ્ચ નથી, કોઈ નીચ નથી, સૌ રાષ્ટ્રનાં અંગો છે અને સમાન ભાગીદારો છે. રાષ્ટ્ર સૌનું છે, સૌ રાષ્ટ્રના છે. સમાન વ્યવહાર, સમાન રહેઠાણ, વસ્ત્રો અને ખોરાક, આરામ અને રમત–ગમત બધું બધાને માટે સરખું છે. રાષ્ટ્ર બધાં સાધનો એકત્ર કરી સૌને સમાન રીતે વહેંચી આપે, સૌએ પોતપોતાની કૃતિ રાજ્યને અર્પણ કરી દેવી, રાજ્ય એ સમાન રીતે વહેંચી આપશે. વૃદ્ધ, અશક્ત અને બાળક સિવાય સૌ કોઈએ કામ કરવું જોઈએ. કોઈ પણ આળસુને રાષ્ટ્રનો સભ્ય બનવાનો અધિકાર નથી. રાષ્ટ્ર એટલે આખું જગત.

૪. હિંસા એ જ ઉત્તમ માર્ગ છે. દયા, ધર્મ, અનુકંપા, કરુણા વગેરે સામ્યવાદ ફેલાવનાર માટે નકામાં છે; એમણે તો એ બધાંથી દૂર રહીને જ પોતાનું કાર્ય કર્યે જવાનું છે. હિંસાથી ડરવું નહિ. સમષ્ટિના ભલા માટે અનિષ્ટ તત્ત્વોનો નાશ કરતાં અચકાવું નહિ.

લેનીન ગરીબ માબાપનો પુત્ર હતો. બુદ્ધિએ અતિ તીક્ષ્ણ એવા આ માનવીએ ઝારશાહીનો ભારે સામનો કર્યો હતો. આખી જુવાની એણે ઝારશાહીનો સામનો કરતાં નાસભાગમાં જ વિતાવી હતી.

સંકટો, ભૂખમરો, રઝળપાટ, ટાઢ, તડકો એણે આજન્મ વેઠયાં. એનો ભાઈ તો ફાંસીએ પણ ચડી ચૂકયો.

લેનીને ઈ. સ. ૧૯૧૮માં મુખ્ય નેતા તરીકે રશિયન સામ્રાજ્યના શાસનસૂત્રની દોરી હાથમાં લીધી. દૂરંદેશી, ડહાપણ, કડકાઈ અને છેવટે હિંસાથી છ વરસ સુધી સામ્યવાદને કઠણ માર્ગે રશિયાને એણે દોર્યું. પ્રત્યેક સામ્યવાદીને લેનીન તરફ અસાધારણ પૂજ્યભાવ હતો.

ઈ. સ. ૧૯૨૪માં લેનીન મરણ પામ્યો. લેનીન પછી ટ્રોટ્સ્કીના હાથમાં રશિયાનું સૂત્રસંચાલન આવવું જોઈતું હતું, પરંતુ પોલાદી છાતીના સ્ટેલિને બધી સત્તા હાથ કરી. ટ્રોટ્સ્કીને દેશ છોડી જવાની ફરજ પડી. આ ટ્રોટ્સ્કીનું પાછળથી ખૂન પણ થયું.

સ્ટેલિન ભયંકર દૃઢ–નિશ્ચયી અને પોલાદી છાતીનો માણસ છે. એવો માણસ જગતમાં મળવો મુશ્કેલ છે. હિંસાથી એ કદી ડરતો નથી. આજે સત્તર વરસ થયાં એ એ સામ્યવાદનો અને સામ્યવાદી રશિયાનો મુખ્ય નાયક છે. જ્યોર્જિયાનો સાધારણ ગામડિયો પોતાની ભયંકર ઇચ્છાશક્તિને જોરે રશિયન સામ્રાજ્યનો સર્વસત્તાધીશ બની બેઠો. એણે ભયંકર હાડમારીઓ, અસહ્ય દુઃખો, અવર્ણનીય સંકટો વેઠયાં છે. જેવો તેવો માનવી આવી સ્થિતિમાં ટકી શકે નહિ પરંતુ જેમ વધુ દુઃખો, વધુ યાતના આવતાં ગયાં તેમ સ્ટેલિન વધુ મજબૂત, વધુ દૃઢ–નિશ્ચયી બનતો ગયો. છ વખત એ સાઇબીરિયાનાં બરફમય નિર્જન મેદાનોને ઓળંગીને ભાગી છૂટયો હતો. આવો એ સ્ટેલિન લેનીન પછી સત્તા ઉપર આવ્યો. સ્ટેલિનની કૃષિનીતિ રશિયાના જમીનદારોને માફક આવી નહિ. આથી એ બધા જમીનદારોને ખાણોની અંદર સખત મજૂરી કરવા મોકલી આપ્યા ને એમ કરી પોતાના વિરોધીઓ સાથે સખત હાથે કામ લઈ માર્ગમાંના કાંટા એણે સાફ કર્યા.

પાંચ પાંચ વર્ષની બે ઔદ્યોગિક યોજનાની સિદ્ધિ આપણુને તાજુબ કરે એવી છે, પરંતુ એ સિદ્ધિ મેળવતાં રશિયન પ્રજાએ જે સહન કર્યું છે એ અવર્ણનીય છે. તેમને દૂધ, ખાંડ, માખણુ, વસ્ત્રો વગેરે જીવનની જે સાધારણુ જરૂરિયાત ગણાય એથી પણુ વંચિત રહેવું પડયું. અત્યારના યુદ્ધમાં પણુ પ્રજાની પાયમાલી તરફ ધ્યાન ન આપતાં વિજય મેળવવા તરફ જ એણે બધું લક્ષ્ય રોકયું છે.

રશિયાની બે પંચવર્ષીય યોજનાઓ એ જગતની એક અજાયબી ગણાઈ ગઈ. આ દસ વર્ષમાં રશિયાએ જે પ્રગતિ સાધી એ અભૂતપૂર્વ છે. એથી આખા રશિયાની સૂરત બદલાઈ ગઈ છે. એ યોજના આખાયે સામ્રાજ્યના પ્રત્યેક પ્રજાજનને લાગુ પડતી હતી. આ યોજના માટે જોઈતા પૈસા તો રાજ્ય પાસે નહોતા એટલે પ્રજાની કુલ આવક રાજ્યે પોતાના કબજામાં લઈ તેમાંથી અરધી પ્રજાના જીવનનિર્વાહ માટે રાખી અને બાકીની અરધીનો ઉપયોગ આ યોજનાને આગળ ધપાવવા પાછળ કર્યો. આ કામ પાર પાડવા માટે ૧૬ લાખ સામ્યવાદીઓએ કમર કસી હતી ને એ પૂરી કર્યા પછી આરામ લીધો હતો. આ પંચવર્ષીય યોજનામાં પ્રથમ જમીન તરફ નજર દોડાવવામાં આવી. રશિયાના ભૂગર્ભમાં અનેક પ્રકારનાં ખનીજો છે. આ ખનીજોને પૃથ્વી ઉપરનો પ્રકાશ બતાવવાનું પ્રથમ કાર્ય આ યોજના મુજબ હાથ ધરાયું અને કોલસો, પોલાદ, પેટ્રોલ વગેરે ઉપયોગી ચીજો બહાર આવી. એ પછી હજારોની સંખ્યામાં યંત્રો આયાત કરીને મોટાં મોટાં કારખાનાંઓ ઊભાં કરી દેવામાં આવ્યાં. આ કારખાનાંઓમાં પરદેશી ઇજનેરો દ્વારા શિક્ષણુવર્ગો શરૂ થયા ને યંત્રશાસ્ત્રમાં પાવરધા બનીને ઇજનેરો બહાર પડવા લાગ્યા. રશિયનો યંત્રવિશારદ અને વિજ્ઞાનવિશારદ બન્યા અનેક મોટાં શહેરો સંપૂર્ણ સુખ–સગવડ સાથે ઊભાં થઈ ગયાં. નકામી પડેલી લાખો એકર જમીનને નવાં ઉદ્યોગો, શહેરો, રસ્તાઓ, ખેતરો અને ખાણોથી ભરી દીધી. અનહદ

ધીરજ, કામ પ્રત્યે દૃઢ અનુરાગ અને આદર્શને પહોંચી વળવાની ધગશ—આ ગુણોએ રશિયાની કાયાપલટ કરી.

કોઈ પણ કઠિન અને દુર્ગમ કાર્ય સામ્યવાદી સભ્યને સોંપતાં તેને પાર ઉતારવા વિષે શંકા રહેતી જ નહિ. લાખો કારીગરો ઉપર સામ્યવાદી મંડળની નજર રહેતી. જે સરસ કાર્યકર્તાઓ જણાતા તેને મુકાદમો ને જે સરસ મુકાદમી કરી શકે તેને ઓવરસિયર બનાવાતા. ઓવરસિયરમાંથી મદદનીશ અને મદદનીશમાંથી મેનેજર બનાવાતા. મેનેજર બનતાં પહેલાં પરદેશ જઈને તાલીમ લેવાની સગવડ અપાતી. એ બધામાંથી પાકા સામ્યવાદી, મહેનતુ, આગ્રહી અને સંકોચ ન કરનારને જ સામ્યવાદી અંતરંગ મંડળનો સભ્ય બનાવાતો. આવા ચુસ્ત સામ્યવાદીઓની પસંદગી કરવાનું દસબાર વરસ સુધીના અવલોકન પછી થતું અને પછી તો જે કામ કોઈથી ન થઈ શકે એ કામ આ અંતરંગ મંડળના સભ્યને સોંપાતું. અને એમને માટે એ કાર્ય દુષ્કર નહોતું કારણ કે વિશાળ સત્તાઓ તેમને સોંપવામાં આવતી. વળી બીજા કશા પ્રલોભનથી તે પર રહેતો ને એક માત્ર કર્તવ્યબુદ્ધિથી જ તે કાર્યની પાછળ લાગતો.

ઝારના વખતનું જે અબજો ડૉલરનું દેવું બ્રિટન, અમેરિકા અને ફ્રાન્સનું હતું તે સામ્યવાદી રશિયાએ આપવાની સાફ ના પાડી દીધી અને યેનકેનપ્રકારેણ એમનાં સામ્રાજ્યમાં સામ્યવાદનો પ્રચાર કરવા માંડયો. આનું પરિણામ એ આવ્યું કે રશિયા જગત આખાનું દુશ્મન બન્યું. એમાંય તે ઝારના કુટુંબનો નાશ અને રશિયામાં પરદેશીઓની લાગવગ અને માલમિલકત ખાલસા કર્યાના બનાવે બળતામાં ઘી હોમ્યું. રશિયા નાત બહાર થયું. તેની સાથેના વેપારી અને બીજા સંબંધો સ્વાર્થ પૂરતા જ રખાયા. બ્રિટને તો શત્રુવટ ધારીને લાંબા વખત સુધી રાજદ્વારી સંબંધ તોડી નાખ્યો હતો. રશિયાએ પોતા માટે

જોઈતાં યંત્રો વગેરે મેળવવા તેલ વગેરે વસ્તુઓ વેચવા કાઢી તો "રશિયાની લોહિયાળ વસ્તુઓને કોઈ અડશો નહિ" એવો પ્રચાર થવા લાગ્યો. આવો અભાવ ૧૯૧૮થી ૧૯૨૭ સુધી રહ્યો. માત્ર એક ફ્રાન્સ એમાં અપવાદરૂપ હતું, જ્યારે અમેરિકાએ એ અભાવ મોટા પાયા ઉપર કેળવ્યો હતો.

આવી રીતે યુરોપનાં બધાં જ રાજ્યો સાથે દુશ્મનાવટ હોય ત્યારે એની સામે ટકી રહેવા માટે લશ્કરી બળ તો જોઈએ જ. રશિયાએ એ કેળવ્યું. એમને કાંઈ દેશો જીતીને સામ્રાજ્ય વધારવાની ઈચ્છા નહોતી. વળી પોતાનો દેશ કાચી વસ્તુઓથી સભર ભર્યો હતો એટલે એ મેળવવાનો પણ એને લોભ નહોતો. એમને તો માત્ર પોતાનું ઘર વ્યવસ્થિત રાખી તેનું રક્ષણ કરી બેસી રહેવાનું હતું.

પણ રશિયાએ ખરી લશ્કરી તાકાત જમાવવાનું તો ૧૯૨૪થી જ શરૂ કર્યું. આનું કારણ યુક્રેઈનના ફળદ્રુપ પ્રદેશ ઉપર હિટલરનો લોભી ઓથાર પથરાતો હતો એ હતું. સ્ટેલિને ફરજિયાત લશ્કરી તાલીમનો કાયદો જાહેર કર્યો. આથી પ્રત્યેક પ્રજાજનને ફરજિયાત લશ્કરી તાલીમ લેવી પડી. સ્કૂલોમાં વિમાનો, ટેન્કો અને ગોળાની રમત રમાવા લાગી. રેલવે અને રાજમાર્ગો લશ્કરી દૃષ્ટિએ બંધાયાં, અને આખા દેશના ઉદ્યોગને લશ્કરી તત્ત્વથી ભરી દીધા. બસ, બધે લશ્કરી દૃષ્ટિથી જ કામ લેવાનું શરૂ થયું. યુરોપના દેશોએ શસ્ત્ર-સંન્યસ્તની વાતો કરવા માંડી, રશિયાએ પણ એમાં સૂર પુરાવ્યો પરંતુ અંદરખાને તો એ શસ્ત્રસરંજામ બનાવવા પાછળ જ લાગ્યું હતું.

ઈ. સ. ૧૯૧૮થી ૧૯૨૭ સુધીની રશિયાની ટૂંકી તવારીખ આવી છે.

૧૯૧૮ની આખરમાં સામ્યવાદીઓના હાથમાં રશિયાનું શાસન આવ્યું. ૧૯૨૨ સુધી બ્રિટન, અમેરિકા, ફ્રાન્સ અને પોલાંડનાં સૈન્ય

સાથે તેમ જ ઘરના દુશ્મનો સાથે યુદ્ધો થયાં. આ બધામાં ૧૯૨૨ની આખરમાં એને વિજય મળ્યો પણ એ જ સાલમાં મોટો દુકાળ પડ્યો, એ પછી અવ્યવસ્થા દૂર કરી રાજ્યના આર્થિક, સામાજિક અને આંતરરાષ્ટ્રીય સંબંધોનાં ગૂંચળાં ઉકેલવામાં રોકાવું પડ્યું. ૧૯૨૪ સુધી લેનીનની રાજનીતિ આખા જગતમાં સામ્યવાદનો પ્રચાર કરવાની રહી પરંતુ સ્ટેલિને અનુભવના આધારે એમાં ફેરફાર કર્યો અને રશિયા પૂરતી જ એને મર્યાદિત બનાવાઈ. ૧૯૨૬થી બધું જ ધ્યાન બે પંચવર્ષીય યોજના પાછળ કેન્દ્રીત થયું ને એમાં સિદ્ધિ મેળવી. પણ આ બધું કરવામાં પ્રેમ અને સમજાવટ કરતાં હિંસા, સખ્તાઈ, ક્રૂરતા, કઠિન જીવન, ઉદ્યોગ અને આગ્રહને મુખ્ય સ્થાન એ મુખ્ય હતાં.

રશિયાએ સામ્યવાદની સિદ્ધિ કરી બતાવી જગત સમક્ષ શ્રમજીવીઓનું સામ્રાજ્ય ખડું કરી દીધું.

બ્રિટન, જર્મની, ફ્રાન્સ, ઇટલી વગેરેનાં સમાજવાદી મંડળોએ સામ્યવાદી રશિયન સામ્રાજ્યને આવકાર આપ્યો. એ દેશોમાં તેમ જ સ્પેનમાં એક–બે વાર મજૂરવાદી મજૂર પક્ષ સત્તા પર પણ આવ્યો, પણ આ પક્ષે સત્તા પર આવતાં પોતાનો મૂળ આદર્શ એક બાજુ મૂકી મૂડીવાદી ધોરણે જ શાસન કરવા માંડ્યું! યુદ્ધ શરૂ થતાં આ સમાજવાદીઓ જગતમય થવાની ભાવનાને નેવે મૂકી સ્વદેશાભિમાનનો આશ્રય લેવા લાગ્યા. જર્મનીમાં હિટલરે સમાજવાદીઓ અને સામ્યવાદીઓ ઉપર ત્રાસ ગુજારવા માંડ્યો. મુસોલિની પણ એ જ પગલે ચાલ્યો. બ્રિટનમાં મૂડીવાદનું જોર હોવાથી સમાજવાદીઓનું બળ મર્યાદિત બની ગયું. સ્પેનની સમાજવાદી સરકારને ઉથલાવી નાખવા જનરલ ફ્રાંકો આગળ આવ્યો અને હિટલર તેમ જ મુસોલિનીએ તેને મદદ કરી ફેસિસ્ટ સત્તા સ્થાપી. ચીનમાં પણ સામ્યવાદીઓને તોડી પાડવા માટે

માર્શલ ચાંગ-કાઈ-શેકે દસ વરસ સુધી પ્રયત્ન કર્યા, પરંતુ એમાં એ ખાસ ફાવ્યો નહિ ને અત્યારે ત્યાં સામ્યવાદી પક્ષ અસ્તિત્વ ધરાવે છે. તુર્કીને રશિયાએ શસ્ત્રો પૂરાં પાડી ( ૧૯૨૧–૨૨ ) સ્વતંત્ર બનવામાં મદદ કરી, પણ કમાલ પાશા સામ્યવાદની વિરુદ્ધ હતો એટલે એનો સ્વીકાર થયો નહિ–માત્ર રશિયામાં જ એ ફાલ્યોફૂલ્યો ને વિકાસ પામ્યો.

જર્મની, જાપાન અને ઇટલીનું જોર વધતું જતું હતું. એમની સામે બળવાન સત્તા ઊભી કરવા બ્રિટને રશિયાને પ્રજાસંઘમાં સામેલ કરાવ્યું. પરંતુ રશિયાની જે જે દરખાસ્તો પ્રજાસંઘમાં આવતી તેનો અંજામ ખૂબ કરુણ આવતો. ૧૯૨૭માં સૈન્યો ઓછાં કરવાની દરખાસ્ત રશિયાએ મૂકી હતી પણ એ ઊડી ગઈ. ૧૯૨૯માં સૈન્ય, મનવાર અને વિમાનોનું વિવિધ લશ્કર નાબૂદ કરી માત્ર પોલીસ પૂરતા સૈનિકો રાખવાની દરખાસ્તના પણ એ જ હાલહવાલ થયા. ૧૯૩૩માં હિટલરે પણ શસ્ત્રસંન્યાસની દરખાસ્ત મૂકી હતી એય ઊડી ગઈ. રશિયા તરફથી લીટવિનોફ પ્રજાસંઘમાં જતો પણ એનો દૃષ્ટિકોણ સ્વીકારાતો નહિ. આ સમયમાં જ રશિયાનો સામ્યવાદ જગતનો મટીને રશિયા પૂરતો–થયો પરમાર્થી મટીને ટૂંકી દૃષ્ટિવાળો બન્યો.

રશિયાને ફ્રાન્સ સાથે સારી મિત્રતા હતી. બ્રિટન સાથે ૧૯૨૭ સુધી ખૂબ કાળો સંબંધ રહ્યો પણ એ પછી એમાં મીઠાશ આવવા માંડી.

સામ્યવાદી રશિયા સાથે જાપાનનો સંબંધ ભારે કડવાશભર્યો છે. ૧૯૨૨થી એ બંને દેશો વચ્ચે લડાઈ જેવી પરિસ્થિતિ છે. ૧૯૨૨માં જાપાને સાઈબીરિયા ઉપર આક્રમણ કર્યું હતું પણ એ નિષ્ફળ ગયું. મંચુકુઓ અને સાઈબીરિયાની સરહદો એક છે એટલે નાનીમોટી અથડામણો થયા કરે છે. મોંગોલિયામાં પણ એ જ સ્થિતિ

પ્રવર્તે છે. સાઈબીરિયાની સરહદ ઉપર કિલ્લેબંધી કરીને પડેલું રશિયાનું ચાર-પાંચ લાખ જેટલું લશ્કર છે. સામસામા એ મોરચા માંડીને બેઠું છે, છતાં રાજદ્વારી કારણોસર યુદ્ધ જાહેર થતું નથી. ૧૯૩૮માં તો બંને સૈન્યો વચ્ચે ભારે યુદ્ધ જામ્યું હતું પરંતુ કોઈ હાર્યું-જીત્યું નહોતું. રશિયાએ આ સરહદ ઉપર શસ્ત્રાસ્ત્રો બનાવવાનાં નવાં કારખાનાંઓ ઊભાં કરીને ચારથી પાંચ લાખ સૈનિકોને પૂરો પડે એટલો શસ્ત્રસરંજામ બનાવવા માંડયો છે. જાપાને પણ તેમ જ કર્યું છે. બંને રાજ્યો વચ્ચે ભારે વૈરાગ્નિ સળગી રહ્યો છે.

ઈ. સ. ૧૯૪૦-૪૧માં રશિયા-જાપાને પરસ્પર અનાક્રમણના કરારો કર્યા છે, જો કે બંને દેશો એ કરારનું સ્વાર્થ પૂરતું જ પાલન કરશે. હમણાં આ બંને મિત્રો ( ! ) પોતપોતાના શત્રુઓ સાથે યુદ્ધમાં જોડાયા છે, એટલે એકબીજાને આવાહન કરવાની કોઈને ફુરસદ નથી, પરંતુ આમ કયાં સુધી ચાલશે એ કહી શકાય નહિ.

૧૯૨૬થી ૧૯૩૯નો સમય સામ્યવાદી મંડળે પોતાના દેશને ઔદ્યોગિક બનાવવા અને પ્રજાની સુધારણામાં પસાર કર્યો. વિજ્ઞાને પણ એ સમય દરમિયાન ભારે વિકાસ કર્યો. પ્રજાના યુવાનો ત્રણે પ્રકારનાં યુદ્ધો-પૃથ્વી, આકાશ, જળ-માટે તૈયાર થઈ ગયા હતા, જેની સંખ્યા એક કરોડ જેટલી છે. લોકોને અંધશ્રદ્ધા અજ્ઞાન અને ધર્મના ફાંસલામાંથી છોડાવીને વાસ્તવવાદી બનાવી દીધા હતા. સેંકડો વિમાની મથકો ઊભાં કર્યાં. હજારો માઈલની રેલવે બાંધી. લાખો યાંત્રિક હળો તૈયાર કર્યાં. આખા રશિયાના અગત્યના ભાગોમાં લશ્કરી દૃષ્ટિએ કિલ્લેબંધી કરી. મોટો વિમાની કાફલો-લગભગ ૨૦ હજાર વિમાનોનો-બાંધ્યો. મનવારો ને સબમરીનો, ક્રુઝરો ને ડિસ્ટ્રોયરો પણ મોટા પ્રમાણમાં બાંધ્યાં. છત્રી-પૅરેશૂટ-સૈન્ય પણ તૈયાર કર્યું. એક કરોડ સૈનિકોને પૂરો પડે એટલો યુનિફૉર્મ પણ તૈયાર થયો. સિવાય, બંદૂકો,

તોપો, ટેન્કો, મોટરો, મોટરબસો, દારૂગોળો, બૉંબો વગેરે મોટા પ્રમાણમાં તૈયાર કરાયાં.

છેલ્લાં પંદર વર્ષનો રશિયાનો વિકાસ પણ મહાન છે. ગામે-ગામ સ્કૂલ, લાયબ્રેરી અને સુવાવડખાનાં ખોલ્યાં. પ્રજાના દરેક કુટુંબની સગવડ માટે કસરતશાળાઓ ખોલી. મોજશોખનાં સાધનોમાં રેડિયો વગેરે આપ્યાં.

અને બાળકો માટે તો સામ્યવાદીઓ ઓછા ઓછા થઈ જાય છે. બાળકોના ઘડતર માટે એમણે જબરજસ્ત સાધનો ઊભાં કર્યાં છે અને સમાજને પણ બાળકો માટે સતત જાગ્રતિ સેવતો બનાવી મૂક્યો છે.

સ્ત્રીઓના વિકાસમાં પણ સામ્યવાદે મોટો ફાળો આપ્યો છે.

ઉત્તર ધ્રુવ તરફ વિમાનીઓ દ્વારા શોધખોળ કરાવીને ત્યાં થાણાં સ્થાપ્યાં છે.

ખેતીવાડીનો પણ ભારે વિકાસ કર્યો છે. રશિયામાં હવે અણ-ખેડાયેલી હોય એવી જમીન નથી જ. આ ખેતરોમાં ઘઉં, કપાસ, ઓટ્સ વગેરે જથ્થાબંધ નીપજે છે.

કોલસો, સોનું, રૂપું, તાંબું, તેલ અને એવી બીજી ભૂગર્ભમાં રહેલી ચીજોને બહાર કાઢી તેનો ઉપકારક ઉપયોગ યોજ્યો છે.

હજારો માઈલ લાંબી સડકો બાંધી છે. પોસ્ટઑફિસો અને તાર-ઑફિસો ઠેકઠેકાણે પોતાની કામગીરી બજાવતી નજરે પડે છે.

નિરક્ષરતાને સમૂળગી દૂર કરી ઠેકઠેકાણે જ્ઞાનની પરબો બેસાડી દીધી છે.

હજારો માઈલની નવી રેલવે બાંધી છે. લાખોની વસ્તીવાળાં શહેરો બાંધ્યાં છે. જગતમાં અજોડ એવી મોટી નહેરો બાંધી છે. આવી એક નહેર તો મોરકોથી કાળા સમુદ્ર સુધી એટલે કે ૩૦૦

માઈલ લાંબી છે ને એમાં સ્ટીમરો ચાલી શકે છે.

લાખો નવાં પુસ્તકો રશિયન ભાષામાં પ્રસિદ્ધ થયાં છે. હજારો વર્તમાનપત્રોને સ્વતંત્રતા બક્ષી છે.

લશ્કરની સંપૂર્ણ સજાવટ પછી સૌથી વધુ લક્ષ્ય ઔદ્યોગિક વિકાસ તરફ અપાય છે. ૧૯૨૬માં પહેલી પંચવર્ષીય યોજના વીજળી-વેગે શરૂ થઈ. આ યોજનાએ સૌથી પહેલાં તો સંખ્યાબંધ કારખાનાં અને પછી સમૂહ–ખેતરોની રચના કરી. જ્યાં જ્યાં કાચી વસ્તુઓ નીકળે ત્યાં ત્યાં મોટા ઉદ્યોગો સ્થપાયા. ૩૦૦ માઈલ દૂર યુરલ પર્વતમાં લોઢાનાં અને પોલાદનાં જબરજસ્ત કારખાનાંઓ ઊભાં થયાં. તે સિવાય યુક્રેનમાં સિમેંટ, ખાંડ, આટો, અલ્યુમિનમ વગેરેનાં કારખાનાં ધરતીને ધ્રુજાવી રહ્યાં. ખારકોવ, મોસ્કો, કીવ પણ કારખાનાં-મય બની ગયાં. નિર્જન અને બરફયુક્ત સાઈબીરિયામાં શહેરો વસાવ્યાં. ત્યાં મોટી રેલવે બાંધીને કારખાનાંઓ પણ ઊભાં કર્યાં.

રશિયાના ભૂગર્ભની અને ઉપરની પેદાશના આંકડા જગતના આંકડાની સરખામણીએ નીચે મુજબ છે: (આ આંકડા ૧૯૩૬ના છે)

ઘઉં–જગતની કુલ પેદાશ (૧ કરોડ ૪૮૦ રતલના ક્વાટરમાં) કુલ પેદાશ ૬૩॥ કરોડ ક્વાટર. રશિયા ૧૪॥ કરોડ, ચીન ૧૦ કરોડ, યુનાઈટેડ સ્ટેટ્સ ૭॥ કરોડ, હિંદ ૪॥ કરોડ, કૅનેડા ૩॥ કરોડ, ફ્રાન્સ ૩॥ કરોડ વગેરે.

રાઈ–જગતની કુલ પેદાશ (૪૮૦ રતલના કરોડ ક્વાટરમાં) ૧૯॥ કરોડ ક્વાટર. રશિયા ૯॥ કરોડ, જર્મની ૩॥ કરોડ, પોલાંડ ૩ કરોડ વગેરે.

ઓટ્સ–(જવની જાત) જગતની કુલ પેદાશ (૩૨૦ રતલનો ક્વાટર) ૪૦॥ કરોડ ક્વાટર. રશિયા ૧૩ કરોડ, અમેરિકા ૧૨ કરોડ, કૅનેડા ૪॥ કરોડ, જર્મની ૪ કરોડ, ફ્રાન્સ ૩ કરોડ વગેરે.

**જવ**-( બારલી ) જગતની કુલ પેદાશ ( ૩૨૦ રતલનો ક્વાટર ) ૨૪ કરોડ. ચીન ૪ા કરોડ, રશિયા ૪ કરોડ, અમેરિકા ૭ાા કરોડ, જર્મની ૨ કરોડ, જાપાન–કોરિયા ૧ાા કરોડ.

**મકાઈ**-જગતની કુલ પેદાશ ( ૪૦૦ રતલનો ક્વાટર ) ૩૮ાા કરોડ ક્વાટર. અમેરિકા ૨૫ાા કરોડ, આર્જેન્ટાઇન ૫ા કરોડ, ચીન ૨ાા કરોડ, રૂમાનિયા ૨ા કરોડ, રશિયા ૧ાા કરોડ, હિંદ ૧ા કરોડ વગેરે.

**ચોખા**-ચીન ૫ા કરોડ ટન, હિંદ ૪ા કરોડ ટન, જાપાન–કોરિયા ૧ાા કરોડ ટન વગેરે. જગત કુલ ૧૩ કરોડ ટન.

**શીંગદાણા**-ચીન ૨૬ાા લાખ ટન, હિંદ ૨૦ લાખ ટન, આખું બિન-એશિયા ૫ાા લાખ ટન વગેરે. જગત કુલ ૮૦ લાખ ટન.

**બટાટાં**-રશિયા ૭ કરોડ ટન, જર્મની ૪ કરોડ ટન, પોલાંડ ૩ા કરોડ ટન, ફ્રાન્સ ૧ાા કરોડ ટન વગેરે. કુલ ૨૨ કરોડ ટન.

**બીટરૂટની ખાંડ**-રશિયા ૨ા કરોડ ટન, જર્મની ૧ાા કરોડ ટન, અમેરિકા ૧ કરોડ ટન, ફ્રાન્સ ૮ાા લાખ ટન વગેરે. કુલ ૯૨ લાખ ટન.

**શેરડીની ખાંડ**-હિંદ ૩૬ લાખ ટન, કયુબા ૨૪ લાખ ટન, ફોર્મોસા ૧૧ાા લાખ ટન, ફિલિપાઇન ૧૦ લાખ ટન, અમેરિકા ૧૦ાા લાખ ટન, હવાઈ ૮ લાખ ટન વગેરે. કુલ ૧ાા કરોડ ટન.

**ચા**-ચીન ૪ લાખ ટન, હિંદ ૧ાા લાખ ટન, સિલોન ૯૬ હજાર ટન, ડચ ઈસ્ટ ઇંડિઝ ૭૦ હજાર ટન, જાપાન ૪૪ હજાર ટન વગેરે. કુલ ૮ાા લાખ ટન.

**કૉફી**-બ્રાઝીલ ૧૪ લાખ ટન, કોલંબિયા ૨ા લાખ ટન વગેરે. કુલ ટન ૨૨ લાખ.

**તમાકુ**-ચીન ૬।। લાખ ટન, અમેરિકા ૬ લાખ ટન, હિંદ ૫।।। લાખ ટન વગેરે. કુલ ૨૬ લાખ ટન.

**માખણ**-અમેરિકા ૧૦ લાખ ટન, રશિયા ૫ લાખ ટન, જર્મની ૪। લાખ ટન વગેરે. કુલ ૩૫ લાખ ટન.

**કપાસિયા**-અમેરિકા ૪૩।। લાખ ટન, હિંદ ૨૪ લાખ ટન, ચીન ૧૧।। લાખ ટન, રશિયા ૧૧।। લાખ ટન વગેરે. કુલ ૧।।। કરોડ ટન.

**કપાસ**-અમેરિકા ૨૩ લાખ ટન, હિંદ ૧૦।। લાખ ટન, ચીન ૬।।। લાખ ટન, રશિયા ૫।। લાખ ટન, ઈજિપ્ત ૪ લાખ ટન, બ્રાઝીલ ૩ લાખ ટન વગેરે. કુલ ૫૬ લાખ ટન.

**શણ** (Flax)-રશિયામાં ૫।। લાખ ટન મુખ્યત્વે થાય છે. જગત કુલ ૭।।। લાખ ટન. હેમ્પ ( શણ ) રશિયામાં ૬। લાખ ટન થાય છે.

**લાકડાનો માવો** ( કાગળ બનાવવા માટે)-રશિયામાં ૯૦ લાખ ટન, અમેરિકામાં ૪૨।। લાખ ટન, કૅનેડામાં ૩૨ લાખ ટન, સ્વીડનમાં ૨૯ લાખ ટન, જર્મનીમાં ૯ લાખ ટન અને ફિન્લૅંડમાં ૧૫।। લાખ ટન વગેરે. કુલ ૨।। કરોડ ટન.

**ઊન**-ઑસ્ટ્રેલિયામાં ૪। લાખ ટન, અમેરિકામાં ૨ લાખ ટન, આર્જેન્ટાઈનમાં ૧।। લાખ ટન, ન્યુઝીલૅંડમાં ૧। લાખ ટન વગેરે. કુલ ૧૬। લાખ ટન.

**રબર**-મલાયામાં ૩।।। લાખ ટન, ડચ ઇસ્ટ ઇંડિઝમાં ૨।। લાખ ટન, સિલોનમાં ૫૦ હજાર ટન વગેરે. જગતની કુલ પેદાશ ૮ લાખ ટન.

**તેલ** ( Petroleum )-અમેરિકા ૧૨। કરોડ ટન, રશિયા ૨। કરોડ

ટન, વેનેઝુઈલા ૨ કરોડ ટન, રૂમાનિયા ૧૬ લાખ ટન, ઈરાન ૭૦ લાખ ટન, ડચ ઇસ્ટ ઇંડિઝ ૫૫ લાખ ટન.

વિદ્યુતશક્તિ–અમેરિકા ૧૨૩૦૦ કરોડ કીલો કલાક, જર્મની ૩૪૫૦ કરોડ, રશિયા ૨૫૯૦ કરોડ, ગ્રેટબ્રિટન ૨૩૬૦ કરોડ, કૅનેડા ૨૧૪૦ કરોડ, જાપાન ૨૯૦૦ કરોડ. કુલ ૩૩૦૦૦ કરોડ.

સોનું–ટ્રાન્સવાલ ૧ કરોડ ઔંસ, રશિયા ૫૦ લાખ ઔંસ, અમેરિકા ૩૧ લાખ, કૅનેડા ૩૦ લાખ, ઑસ્ટ્રેલિયા ૧૨॥ લાખ, જાપાન–કોરિયા ૮॥ લાખ ઔંસ કુલ ૩ કરોડ ઔંસ.

ચાંદી–મૅક્સિકો ૭॥ કરોડ ઔંસ, અમેરિકા ૫ કરોડ ઔંસ, પેરુ–બોલેવિયા ૨। કરોડ ઔંસ. કુલ ૨૦ કરોડ ઔંસ.

ટીન–મલાયા ૩૭ હજાર ટન, બોલેવિયા ૨૩ હજાર ટન, ડચ ઇસ્ટ ઇંડિઝ ૧ હજાર ટન વગેરે. કુલ ૧૩ લાખ ટન.

તાંબું–અમેરિકા ૩ લાખ ટન, ચીલી ૨॥ લાખ ટન, કૅનેડા ૧॥। લાખ ટન વગેરે. કુલ ૧૩ લાખ ટન.

એલ્યુમિનિયમ–જર્મની ૫૬ હજાર ટન, અમેરિકા ૫૦ હજાર ટન, રશિયા ૨૩ હજાર ટન. કુલ ૨૩૫૦૦૦ ટન.

રેડિયમ–$\frac{૧}{૫}$ રતલ બેલ્જિયમ, કૅનેડા અને ઝેકોસ્લોવેકિયામાં જ માત્ર મળે છે.

લોઢું પાકું–( Pig iron) અમેરિકામાં ૨। કરોડ ટન, રશિયા ૧। કરોડ ટન, જર્મની ૧। કરોડ ટન, બ્રિટન ૬૫ લાખ ટન, ફ્રાન્સ ૫૭॥ લાખ ટન, જાપાન ૧૯ લાખ ટન વગેરે. કુલ ૭। કરોડ ટન.

પોલાદ–અમેરિકા ૩॥ કરોડ ટન, જર્મની ૨॥ કરોડ ટન, રશિયા ૧। કરોડ ટન, બ્રિટન ૧ કરોડ ટન વગેરે. કુલ ૯॥ કરોડ ટન.

કોલસા—અમેરિકા ૩૭ાા કરોડ ટન, જર્મની ૨૯ કરોડ ટન, બ્રિટન ૧૧ કરોડ ટન, રશિયા ૧ કરોડ ટન, ફ્રાન્સ ૪૫ લાખ ટન વગેરે. જગતની પેદાશ ૧ા અબજ ટન.

મેંગેનીઝ—રશિયા ૨૧ાા લાખ ટન, હિંદ ૩ાા લાખ ટન. કુલ ૩૩ લાખ ટન.

મોટરકારો—અમેરિકા ૪૦ લાખ, બ્રિટન ૫ લાખ, જર્મની ૨ાા લાખ, રશિયા ૨ા લાખ વગેરે. કુલ ૬ લાખ.

ગાયો—બળદો—હિંદ ૧૬ કરોડ, અમેરિકા ૬ા કરોડ, રશિયા ૫ કરોડ વગેરે.

આ ઉપરથી જણાશે કે અમેરિકા સૌમાં પ્રથમ નંબરે અને રશિયા બીજે નંબરે વસ્તુઓની પેદાશમાં આવે છે. રશિયામાં લગભગ જોઈતી બધી વસ્તુઓ પેદા થાય છે. એના ઉદ્યોગો વિકાસ કરતા હતા. રશિયામાં વિશાળ વનો છે.

રશિયામાં વેપાર અને દુકાનદારી રાજ્ય હસ્તક છે. ઉદ્યોગોનું પણ તેમ જ છે. પૂર્વના દેશો સાથે રશિયા સારો વેપાર ખેડે છે. રશિયામાં કુલ ૨ા કરોડ શ્રમજીવીઓ છે. બેકાર તો કોઈ છે જ નહિ. ૧૯૨૯–૩૦માં રશિયાનો કુલ વેપાર ૨૭૬૨ હજાર ટનનો હતો. ૧૯૩૩માં ૧૭૯૧૬ હજાર ટનનો હતો અને એ પછી રશિયાનો વેપાર વધવામાં જ છે, છતાં એની મુખ્ય પેદાશો પ્રજામાં જ વપરાઈ જાય છે. પોતાનું બધું જ સોનું એ અમેરિકાને વેચે છે.

રશિયાના વિશાળ સામ્રાજ્યની જમીનમાં હજી ઢગલાબંધ ખનીજ પદાર્થ પડ્યો છે જેનો રશિયા પૂરો લાભ લેવા માગે છે. સાઈબીરિયાના બરફમય ઉજ્જડ પ્રદેશની નીચે જે અનેક કાચી વસ્તુઓ પડી છે એનો પણ ઉપયોગ હજી બાકી છે. આ બરફનાં તોફાનો અને અસહ્ય ઠંડીવાળા પ્રદેશમાં જે વિકાસ થયો છે એનાથી પાંચ-

ગણો વિકાસ સાધી શકવાનું હજી શક્ય છે એમ રશિયા માને છે. એમાંય અત્યારના યુદ્ધમાં યુક્રેન જેવો સમૃદ્ધ પ્રદેશ જર્મનીના હાથમાં જવાથી સાઈબીરિયાના પ્રદેશને વિકસાવવાની ખાસ અગત્ય ઊભી થઈ છે. સાઈબીરિયા માનવવસવાટ માટે કઠિન પ્રદેશ છે. રશિયાએ આટલી પ્રગતિ કરી છે છતાં યુરોપ–અમેરિકાના ઉદ્યોગ સાથે હજી એને સરખાવી શકાય નહિ, પણ હવે યુદ્ધકાળ દરમિયાન એમને ભારે તક સાંપડી છે. યુદ્ધસમયમાં મનુષ્યની શક્તિઓ તીવ્ર બને છે.

રશિયા પોતાને જોઈતાં બધી જ જાતનાં યંત્રો પોતાને ત્યાં જ તૈયાર કરે છે, પરંતુ જર્મની જેટલું યંત્રનૈપુણ્ય હજી તેને વર્યું નથી.

પંચવર્ષીય યોજના મુજબ ૨॥ લાખ ટનની સ્ટીમરો એણે બાંધી હતી. એમની પાસે પંદર લાખ ટનની સ્ટીમરો વેપાર માટે છે. રશિયન સામ્રાજ્ય આવડું મોટું હોવા છતાં સાગરમથકો પૂરતું એ પરતંત્ર છે. કાળા સમુદ્રમાંનાં એનાં બંદરેથી માલ લઈ જનાર સ્ટીમરોને બોસ્ફરસની સાંકડી સામુદ્રધુનીમાંથી પસાર થવું પડે છે. આ સામુદ્રધુની ઉપર તુર્કીના ડાર્ડેનલ્સના ભયંકર કિલ્લા રશિયાના પ્રવેશદ્વારને પરતંત્ર બનાવે છે. આજે સો વરસ થયાં રશિયા એ સામુદ્રધુની તરફ તૃષ્ણાની નજરે જોઈ રહ્યું છે. બાલ્ટિક સમુદ્રમાંનો માર્ગ પણ જર્મનીએ રૂંધી રાખ્યો છે. સાઈબીરિયાને છેડે વ્લાડીવોસ્ટોક માત્ર એક ત્રીજો માર્ગ છે, પણ તેય જાપાનની દયા ઉપર અવલંબે છે. સાધારણ દિવસોમાં તો ઠીક પણ વિગ્રહ વખતે આ મુશ્કેલી રશિયાને ખૂબ નડે છે.

જગતના વહાણવટાના (૧૯૩૬) આંકડા નીચે મુજબ છે :

**જુદાં જુદાં રાજ્યો પાસે કેટલી વેપારી સ્ટીમરો હતી ?**

| | | | |
|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૧॥। કરોડ ટન | ગ્રીસ | ૧૮ લાખ ટન |

| | | | |
|---|---|---|---|
| બ્રિટન સંસ્થાનો | ૩૦ લાખ ટન | હોલૅંડ | ૨૫ લાખ ટન |
| ડેન્માર્ક | ૧૨ લાખ ટન | ઇટલી | ૩૦ લાખ ટન |
| ફ્રાન્સ | ૩૦ લાખ ટન | જાપાન | ૪૨ લાખ ટન |
| જર્મની | ૪૦ લાખ ટન | નૉર્વે | ૪૦ લાખ ટન |
| સ્પેન | ૧૨ લાખ ટન | સ્વીડન | ૧૫ લાખ ટન |
| અમેરિકા | ૯૪ લાખ ટન સાગર | બીજા દેશો | ૫૯ લાખ ટન |
| | ૨૫ લાખ ટન નદીઓ | રશિયા | ૧૫ લાખ ટન |

રશિયામાં ૫૨૦૦૦ માઇલની રેલવે છે.

રશિયા પાસે મોટાંમાં મોટાં જંગલો છે. આમાંનો મુખ્ય ભાગ તેના એશિયાટિક સામ્રાજ્યમાં આવેલો છે. આ વિસ્તાર ૩૦ કરોડ એકર જેટલો છે. આ સ્થળો અગમ્ય છે પરંતુ એવાં અગમ્ય સ્થળે રેલવે બાંધીને એનો વિકાસ કરવાનો રશિયાને કોડ છે. કોકેસસમાં પણ મોટાં જંગલો છે જેનો વિસ્તાર ૨ કરોડ એકરમાં છે. રશિયામાં નદીઓ, સમુદ્ર અને નહેરોના વ્યવહાર માટે ૧ લાખ ટનના જળમાર્ગો છે. મોસ્કોથી વ્લાડીવોસ્ટોક સુધીની ૪૫૦૦ માઇલની રેલવે એ રશિયાની ભારે અજાયબી છે. અગમ્ય અને ભયંકર રસ્તાઓ વચ્ચેથી એ રેલવે પસાર થાય છે. આ રેલવેના એક છેડાથી બીજા છેડે પહોંચતાં દિવસ અને રાત્રી મળીને આઠ દિવસ લાગે છે.

રશિયાએ ૧૯૨૯ થી ૩૫ સુધીમાં એન્જિનિયરીંગમાં ૫૦૦ ટકા, રસાયનોમાં ૪૦૦ ટકા અને રબરમાં ૪૦૦ ટકા વિકાસ સાધ્યો છે.

ખનીજ–ઉત્પાદનમાં ભૂખંડમાં રશિયાનો નંબર ત્રીજો છે. પાકા લોઢામાં બીજો, પોલાદમાં ત્રીજો, કોલસામાં ચોથો, સોનામાં બીજો, પેટ્રોલમાં બીજો છે. કુલ ઔદ્યોગિક પેદાશમાં ૩૪૮ ટકાનો વધારો થયો છે જ્યારે એની સરખામણીમાં જાપાનની ૧૪૨ ટકા, બ્રિટનની ૧૨૫

ટકા, જર્મનીની ૯૮ ટકા વધી છે. ખેતીવાડીમાં રશિયાનો વિકાસ ૯૭ ટકા હતો. વિમાનોમાં એણે સારો વિકાસ સાધ્યો છે. કુલ ૩૨ લાખ માઈલમાં વેપારી વિમાનોએ સફર કરી છે.

રશિયામાં રૂબલ નામે ચાંદીના સિક્કાનું ચલણ છે. આ રૂબલની કિંમતનો જગતના સિક્કાઓ સાથે મેળ નથી છતાં એક પાઉંડના ૭ાા રૂબલ ગણાય.

રશિયાનું અર્થશાસ્ત્ર જગતના બીજા દેશો સાથે સંપૂર્ણ રીતે જોડાયેલું નથી. આ કાર્ય હજી રશિયાને કરવાનું છે.

રશિયામાં સરકારી બેંક એક જ છે. રશિયન પ્રજાનાં ધન, જાગીર, સંપત્તિ, ખાનગી મૂડી એ બધું આ બેંકમાં રાખી શકાય છે.

રશિયા પાસે જેને 'લાલ લશ્કર' કહેવામાં આવે છે એવું સૈન્ય ૧ કરોડનું છે. રશિયામાં દર વરસે ૧૨ લાખ મનુષ્યને લશ્કરી તાલીમ અપાય છે. સ્ત્રીઓ પણ લશ્કરી તાલીમ લઈ શકે છે. આખા જગતમાં એક માત્ર રશિયા જ એવો દેશ છે, જ્યાં સ્ત્રીઓ લશ્કરી તાલીમ પામેલી હોય. આવી તાલીમ પામેલી સૌ સ્ત્રી-સૈનિકોની ટુકડીઓ પણ ઊભી કરાઈ છે.

રશિયામાં ત્રણ જાતની ટેન્કોનો વપરાશ છે. મોટી ભારે ટેન્કો ૫૦ ટનની હોય છે, એમાં આઠ તોપચીઓ રહે છે. મધ્યમ વર્ગની ટેન્કો ૨૭ ટનની છે, એનાથી નાની ૧૦ ટનની, નાની ૬ ટનની, ૨ ટનની એમ અનુક્રમે છે. બે ટનની એ સૌથી નાની ટેન્ક છે. રશિયા પાસે ૧૦ હજાર ટેન્કો હોવા છતાં ૨૦૦૦ માઈલના લાંબા મોરચા આગળ એ ટેન્કો ઓછી માલૂમ પડી હતી, અને એથી જ દુશ્મનો ઠેઠ મોસ્કોના ઝાંપા સુધી પહોંચી શકયા હતા. લશ્કરી અધિકારીઓને વ્યૂહરચના શીખવા માટેની સેંકડો શાળાઓ રશિયામાં છે. રશિયન સૈન્યની રચના જર્મન સેનાધ્યક્ષોને હાથે થઈ છે. ઈ. સ. ૧૯૩૮માં

સૈન્યની વ્યૂહરચના નબળી જણાઈ અને એ માટે મુખ્ય સેનાધ્યક્ષને જવાબદાર ગણતાં એ પદ એની પાસેથી આંચકી લેવામાં આવ્યું હતું.

વિમાની બળમાં રશિયાનો નંબર જર્મની પછી બીજો આવે છે આ વિમાની કાફલાના આંકડા પ્રગટ કરવામાં આવતા નથી. વિમાને બાંધવાનાં મોટાં કારખાનાં ખારકોવમાં છે. યુદ્ધ–સામગ્રીઓ પાછળ ૧૯૩૬–૩૭માં રશિયાએ ૨૦।। અબજ રૂબલ જેવી મોટી રકમ ખરચી હતી રશિયા પાસે ૭૦૦૦ વિમાનોનો કાફલો હોવાનું મનાય છે. વિમાનોમ નવી નવી શોધો કરીને તેને અદ્યતન બનાવવામાં આવ્યાં છે. ૧૯૪૦મ જર્મની કરતાં રશિયાનું વિમાની દળ ચડિયાતું હતું, પરંતુ જર્મનીએ આખા યુરોપને જીતી લીધા પછી એનું એ બળ વધી ગયું. જર્મનીએ નવી ઢબનાં વિમાનો પણ બાંધ્યાં જેનો ઉપયોગ રશિયા ઉપરના આક્રમણ વખતે એણે કર્યો. રશિયાની વિમાની શક્તિએ એનો સામનો કર્યો પરંતુ જર્મનીની પ્રબળ વિમાની શક્તિ સામે ન ટકી શકવાથી એને પીછેહઠ કરવી પડી.

રશિયાએ વિમાનો બનાવવાનાં કારખાનાં હવે યુરલ પ્રદેશમ ખસેડયાં છે. બ્રિટન અને અમેરિકા તરફથી પણ સારી એવી વિમાની મદદ એને મળતી રહે છે.

રશિયાનો સાગરમાર્ગ ચારેબાજુએથી રૂંધાયેલો છે એ આગળ કહેવાઈ ગયું છે, છતાં રશિયા પાસે સારો એવો સાગરકાફલો છે. આ કાફલો કેવડો છે એની વિગતો ખાનગી રખાય છે. થોડાં વરસ પહેલાં સબમરીનોનો કાફલો રશિયાએ બાંધ્યો હોવાની વાત બહાર આવી હતી. રશિયા પાસે મોટાં બૅટલશીપ્સ ચાર છે પણ એ ઘણાં જૂનાં છે. અમેરિકા પાસેથી સાધનો ખરીદીને રશિયા મોટાં બૅટલશીપ્સ બાંધવાનું હતું પણ પછી શું થયું એની ખબર પડી નથી. વિમાન-વાહક સ્ટીમરો રશિયા પાસે નથી, પણ પાછળથી તજવીજ કરી

એકાદ એવું વહાણ બાંધ્યું હોય તો ના કહેવાય નહિ. ફ્રાન્સની મદદથી લેનીનગ્રાડના ડક્કામાં બે મોટી ડિસ્ટ્રોયરો બાંધી હતી ને ચાર બંધાતી હતી જે તૈયાર થઈ ગઈ હશે. એમાં ૫·૫ના વ્યાસની તોપો અને ૬ ટૉર્પિડોની નળીઓ છે. એની ઝડપ કલાકે ૩૬ માઈલની છે. રશિયા પાસે નાનીમોટી ૧૦૦ ઉપરાંત સબમરીનો છે, જેમાં સૌથી મોટી ૨૦૦૦ ટનની છે. રશિયાની પૃથ્વી પરની અને આકાશની શક્તિના પ્રમાણમાં દરિયાઈ શક્તિ ઘણી થોડી કહેવાય. જર્મન વિમાનોએ રશિયાના દરિયાઈ કાફલાને સાધારણ રીતે ઠીકઠીક નુકસાન પહોંચાડ્યું છે. બાલ્ટિકમાં તો એ કાફલો ઠીકઠીક ઘવાયો છે. કાળા સમુદ્રનો કાફલો સેબાસ્ટોપોલના મજબૂત કિલ્લાવાળા મથકે છે. જર્મનીએ એને પાંગળો કર્યાનો દાવો કર્યો હતો પરંતુ સત્ય શું છે એ કોણ કહે ?

ચાલુ મહાયુદ્ધની શરૂઆત ૧૯૩૯ના સપ્ટેંબરમાં થઈ. આ સમયે બ્રિટન અને ફ્રાન્સને રશિયાની મદદ મળે તેમ હતું. આ માટે બ્રિટિશ–ફ્રેંચ સેનાધ્યક્ષો મોસ્કો જઈ સંયુક્ત વ્યૂહરચનામાં રોકાયા હતા. પણ અચાનક જર્મનીની મુત્સદ્દીગીરીએ સ્ટેલિનને ગોથું ખવરાવ્યું. પોલાંડનો અર્ધો ભાગ એણે રશિયા સામે ધર્યો. રશિયા ફસાયું ને દસ વર્ષના અનાક્રમણ–કરારો જર્મની અને રશિયા વચ્ચે થઈ ગયા.

બરાબર આ જ સમયે રૂમાનિયામાં ક્રાન્તિ થઈ. રાજા કેરોલને નાસી જવું પડ્યું. રશિયાએ આ તકનો લાભ લઈ રૂમાનિયાના બેસરેબિયા અને બુખોવિના એ બે પ્રાંત છીનવી લીધા. બલ્ગેરિયાએ ડોબ્રુજાનો પ્રાંત મેળવ્યો. રશિયાની સોવિયેટ સરકારે પરપ્રાંતો પર કૂડી નજર ન કરવાની સામ્યવાદી નીતિને હળવી કરી. એણે પોતાનાં પાડોશી નાનાં રાજ્યો લિથુઆનિયા, એસ્ટોનિયા અને લેટવિયાને લાલ આંખ દેખાડીને પોતાના હસ્તક લઈ લીધાં અને તેમની કિલ્લેબંદીઓ, હવાઈ મથકો અને બંદરોનો કબજો કરી લીધો.

પણ ફિન્લૅંડે પોતાનાં બંદરો અને કિલ્લેબંદી રશિયાને સોંપવાની ના પાડી. આથી રશિયાએ ફિન્લૅંડ ઉપર આક્રમણ કર્યું.

રશિયાના આ આક્રમણ સામે ફિન્લૅંડે બહાદુરીપૂર્વક બચાવ કર્યો. એણે મેનરહીમ લાઈનની કિલ્લેબંદી કરી હતી. આ કિલ્લેબંદી ભેદવા માટે રશિયન સૈન્યોને મોટો ભોગ આપવો પડ્યો. ફિન્લૅંડનાં બહાદુર અને નવાં શસ્ત્રો ધરાવનાર સૈન્યોએ રશિયા સામે ભારે ટક્કર ઝીલી. બ્રિટન અને ફ્રાન્સે ફિન્લૅંડ પ્રત્યે દિલસોજી બતાવી મદદ કરી, જેથી રશિયા અને બ્રિટન વચ્ચે ખુલ્લો દ્વેષ પ્રગટી ઊઠ્યો.

આખરે મેનરહીમ લાઈન તૂટી ને ફિન્લૅંડને સંધિ કરવાની ફરજ પડી. આ સંધિ અનુસાર લેનિનગ્રાડ નજીકનો કેટલોક પ્રદેશ, કિલ્લેબંદીઓ, બંદરો, હવાઈ મથકો વગેરે રશિયાને હવાલે થયાં.

રશિયાએ હવે બાલ્ટિક સમુદ્રમાં મજબૂત મથકો બનાવ્યાં. એને કોઈ પણ શાહીવાદી પ્રજાનો વિશ્વાસ નહોતો, આથી યુદ્ધ માટે એને સતત તૈયાર રહેવું પડતું. કોણ ક્યારે આક્રમણ કરશે એ કહી શકાય તેમ નહોતું.

૧૯૩૮માં સ્ટેલિને જગત ચમકી ઊઠે એવું કામ કર્યું. તેમના જૂના સાથીદારો અને પોતાથી પણ જૂના અને સામ્યવાદના સ્તંભો અને સંસ્થાપકો જેવા ૨૧ સામ્યવાદીઓની ધરપકડ કરીને એને કારાગારમાં પૂરી દીધા. આ ૨૧ જણમાં રાયકૉફ અને બુખેરીન જેવા જગવિખ્યાત સામ્યવાદીઓ હતા. એમના ઉપર કેસ કરવામાં આવ્યો અને રાજ્ય વિરુદ્ધ કાવતરાં રચવાના આરોપસર એ બધાને ફાંસી આપવામાં આવી. આ જ સમયે કેટલાક સેનાધ્યક્ષોને પણ રુખસદ મળી. ટ્રૉટ્સ્કીનું પણ ઠેઠ મૅક્સિકોમાં ખૂન થયું.

સ્ટેલિન હવે નચિંત બન્યો, પણ હજી એક કામ બાકી હતું– લીટવિનૉફને પરદેશમંત્રીને પદેથી દૂર કરવાનું. લીટવિનૉફનું બ્રિટન તરફ

ઠીકઠીક વલણ હતું. સ્ટેલિને એ પણ કર્યું. એણે લીટવિનોફને પણ છૂટો કર્યો અને એની કામગીરી મુખ્ય પ્રધાન મોલોટોવને સોંપી. બ્રિટન અને ફ્રાન્સ સાથેનો સંબંધ વધુ બગડ્યો હતો. રશિયાએ જર્મની સાથે ૨૦ કરોડ પાઉંડના કાચા માલને બદલે પાકો માલ મેળવવાના કરારો કર્યા હતા. જર્મની એનું મિત્ર બન્યું.

જર્મનીની નીતિ એક સાથે બે ક્ષેત્રમાં કામ કરવાની નથી. એણે લાલચ આપી રશિયાને થોડા સમય માટે મિત્ર બનાવ્યું, પરંતુ એનું હૃદય સાફ નહોતું.

જર્મનીએ પોતાની અતૂલ શક્તિ વડે ડેન્માર્ક, લક્ષમબર્ગ, હોલાંડ, નોર્વે, બેલ્જિયમ અને ફ્રાન્સને જીતી લીધાં. ઝેકોસ્લોવેકિયા, પોલાંડ અને ઑસ્ટ્રિયા તો એણે પ્રથમથી જ હસ્તગત કર્યાં હતાં. સ્પેન પણ એના આભાર નીચે હતું. ઇટલીની સ્થિતિ પણ ખંડિયા રાજ્ય જેવી જ હતી, એમાંય ગ્રીસમાં પરાજય પામ્યા પછી જર્મનીએ એને મદદ કરવી પડી એથી એ વધારે નીચું બન્યું. એટલા ખાતર જર્મનીને બાલ્કનમાં સૈન્ય પણ રાખવું પડ્યું. રૂમાનિયા અને બલ્ગેરિયા પણ તાબે થયાં. યુગોસ્લાવિયા બે દિવસમાં ભોં-ભેગું થઈ ગયું. ગ્રીસ પણ પડ્યું. ક્રીટમાં છત્રી-સૈન્ય ઉતારી એને પણ તાબે કર્યું. આ રીતે આખા યુરોપ પર એણે વર્ચસ્વ જમાવ્યું અને એનાં કારખાનાંઓનો ઉપયોગ મોટા પ્રમાણમાં શસ્ત્ર-સામગ્રી બનાવવામાં થવા લાગ્યો. એનું પચાસ લાખનું સૈન્ય જુદા જુદા પ્રકારની તાલીમ પામી રીઢું બન્યું હતું. રૂમાનિયા, ફિન્લૅંડ, હંગરી, ઇટલી અને જીતેલા દેશોના સૈનિકોની પણ એને મદદ મળે તેમ હતી, એટલે હવે હિટલરની નજર રશિયા ઉપર મંડાઈ. અને કશી જ જાહેરાત કર્યા વગર રશિયાનાં વિમાની મથકો ઉપર જર્મન વિમાનોએ હલ્લો કરી એનો કચ્ચરઘાણ વાળી નાખ્યો.

રશિયા ભારે બળવાન હતું, પણ એકલું હતું. જર્મનીના સામુ-

દાયિક બળ પાસે એની શક્તિ ઓછી પડે એમ હતું. જર્મન શસ્ત્રો વધારે અસરકારક અને વિપુલ હતાં. છતાં રશિયા એ આખરે રશિયા હતું.

અને જગતે ન જોયું હોય એવું ભીષણ યુદ્ધ મંડાયું. ૧૫૦૦થી ૨૦૦૦ માઈલના મોરચા ઉપર આ યુદ્ધ જામ્યું.

પણ આગળ કહેવાઈ ગયું છે તેમ જર્મની વિશેષ બળવાન હતું એટલે રશિયાએ પોતાના પ્રદેશો એક પછી એક ગુમાવવા માંડયા, છતાં અત્યાર સુધી કદીયે ન આપી હોય એવી સખત લડાઈ રશિયાએ જર્મનીને આપી. અત્યાર સુધીના યુદ્ધમાં માત્ર રશિયનો જ જર્મનીના ધસારા સામે ટક્કર ઝીલી શકે એવા પુરવાર થયા. જર્મનીની વ્યૂહરચના વિશાળ હતી, અને એમાંય તે એનો સાણસા–વ્યૂહ ભારે અજબ હતો. આ સાણસા–વ્યૂહથી આખા સૈન્યને ઘેરી લેવાતું ને પછી એ સૈન્યને શરણે આવવાની ને કાં તો મૃત્યુશરણ થવાની ફરજ પડતી. જર્મન સેનાપતિઓએ વ્યૂહરચનામાં કુશળતા દાખવી હતી તો રશિયનોએ પરાક્રમ, શૌર્ય અને સામનો કરવાની અદ્‌ભુત શક્તિનો પરચો બતાવ્યો હતો.

જર્મની જીતતું જ ગયું કારણ કે એની પાસે ટૅન્કો, વિમાનો, મશીનગનો, તોપો વગેરે યુદ્ધસરંજામનો વિપુલ જથ્થો હતો. રશિયા પાસે એની તાણ હતી. રશિયાએ ખૂબ ખુવારી સહી. જર્મની પણ સારી રીતે ખુવાર થયું.

જર્મનીએ જ્યારે રશિયા ઉપર ચડાઈ કરી ત્યારે એની ગણતરી ટૂંકા સમયમાં જ રશિયા જીતી લેવાની હતી. પરંતુ રશિયન સામનાએ એની એ ગણતરી ઊંધી વાળી. જો કે આ સામનો રશિયાને ભારે તો પડી જ ગયો. એને પાછા હઠતાં જવું પડયું અને બાળતી ધરાની નીતિ અંગીકાર કરવી પડી. અબજો રૂપિયા ખરચીને ઊભાં કરેલાં

કારખાનાંઓનો એણે નાશ કર્યો. ઊભા પાકો સળગાવી દીધા. સ્ટેલિન-ની સખત આજ્ઞા હતી કે, 'ખબરદાર ! એક પણ ઉદ્યોગ સાજો-સારો હિટલરના હાથમાં ન જાય. પછી ભલેને એ ગમે તેવો કીમતી હોય પણ હિટલરને હાથ તો માત્ર રાખ જ આવવી જોઈએ.' અને થયું પણ તેમ જ. હારી જઈને રશિયનો જે જે પ્રદેશ છોડતા ગયા એને આગ લગાડતા ગયા.

રશિયાએ લિથુઆનિયા, લેટેવિયા, સફેદ રશિયા, યુક્રેન, ક્રીમિયા વગેરે દેશો ગુમાવ્યા. બાલ્ટિક સમુદ્રની બધી કિલ્લેબંદી, બેટો અને બંદરો પણ જર્મનીના હાથમાં આવ્યાં. એમાં યુક્રેનનો પ્રદેશ ગુમાવ-વાથી તો રશિયાને ભારે બાધ પડી.

અમેરિકા અને ઈંગ્લંડની મદદ રશિયાને હતી. ઈરાનના અખા-તને લાંબે માર્ગેથી વિમાનો, ટેન્કો, તેલ અને બીજાં હથિયારો મોકલવાનું શરૂ હતું. પણ દુનિયામાં અજોડ એવા બે હજાર માઈલના લાંબા અને દસ માઈલ પહોળા મોરચામાં ખુવારી પણ ઓછી નહોતી.

આ યુદ્ધમાં રશિયાના ૩૬ લાખ સૈનિકો, ૧૫૦૦૦ ટેન્કો અને ૧૩૦૦૦ વિમાનો નાશ પામ્યાનો દાવો કર્યો હતો. રશિયાએ પણ જર્મની-ની પુષ્કળ ખુવારી થયાના આંકડા પ્રગટ કર્યા હતા. પરંતુ એમાં સત્યનો અંશ કેટલો છે એ સમજવું મુશ્કેલ છે.

રશિયાનો પરાજય ચાલુ જ રહ્યો પરંતુ સ્ટેલિન જેવી વજ્ર છાતીવાળો માનવી નિરાશ થવાનું શીખ્યો નથી. એણે દેશભરના યુવાનોને હાકલ કરી ભેગા કર્યા ને સાઈબીરિયામાં એને તાલીમ આપી લાખોનું નવું સૈન્ય ઊભું કર્યું. પરાજયમાં એની કાર્યશક્તિ ઊલટી વધારે ખીલી નીકળી. એણે યુરલ અને સાઈબીરિયા વિભાગમાં નવાં કારખાનાં ખોલ્યાં ને રશિયાનાં વિશાળ સાધનોનો ઉપયોગ દસ વરસમાં ન કરી શકાય એટલો આઠ માસમાં કર્યો.

અને હવે તો શિયાળો નજીક આવતો હતો. કોઈ પણ ભોગે શિયાળા સુધી ટકી રહેવું એ જ હાલ તુરત માટેનો કાર્યક્રમ નક્કી થયો હતો. આ સમય દરમિયાન જ અમેરિકા અને બ્રિટન સાથે એણે ત્રણમાંથી કોઈ એક રાજ્ય દુશ્મન સાથે એકલું સંધિ નહિ કરે એવા કરારો કર્યા.

જર્મનીની પાંચમી કતારે રશિયામાં બળવો જગાડવા ખૂબ પ્રયત્નો કર્યા હતા. એ માટે લાલચો અને દ્રવ્યનો પણ ઉપયોગ કરાયો હતો. પરંતુ રશિયન પ્રજા અડગ રહી. બધા જ મતભેદો ભૂલીને સ્ટેલિનનું રશિયા એક ઝંડા નીચે એકત્રિત થઈ ગયું હતું. જાસૂસોની કારી ન ફાવી.

યુદ્ધ ચાલતું હતું. ખારકોવ, ઓડેસ્સા, કીવ, સ્મોલેન્સ્ક, નિપર-વેસ્કી વગેરે શહેરો એક પછી એક છોડવાં પડયાં હતાં. દુશ્મનનું બળ અતૂટ હતું. એણે લેનીનગ્રાડ ફરતો ઘેરો ઘાલ્યો. મહાન કિલ્લેબંદીનું મથક સેબાસ્ટોપોલ પણ ઘેરાયું. મુરમેન્સ્કનું રશિયાનું એક માત્ર બંદર પણ દુશ્મન હથિયારોના ખણખણાટથી ગાજી ઊઠયું. આ બધાં શહેરો આજ પડશે-કાલ પડશે એમ થઈ રહ્યું.

હવે દુશ્મન ઠેઠ મોસ્કો સુધી પહોંચી ગયો. પાટનગરને ૫૦૦ ગાઉ દૂર ખસેડવું પડયું.

પણ ત્યાં તો શિયાળો લગોલગ આવી પહોંચ્યો. ભયંકર તોફાન, બરફના વરસાદો અને અસહ્ય ઠંડી શરૂ થઈ ગયાં ને એક દિવસ સમાચાર આવ્યા કે જર્મનો પાછા હઠી રહ્યા છે. પહેલાં તો આ પીછેહઠ પણ એક પ્રકારનો વ્યૂહ હશે એમ જગતે માન્યું, પરંતુ છેલ્લા એક-દોઢ માસથી આ પીછેહઠ ચાલુ જ છે. આ પીછેહઠના બચાવમાં જર્મનો સખત ઠંડીનો દોષ કાઢે છે જ્યારે રશિયનો જર્મ-નીની સાધન-સામગ્રી ખૂટી ગઈ હોવાની અને સૈનિકોનો સંહાર થઈ ગયો હોવાની વાત કરે છે.

પણ એ તો જે હો તે હો, પણ જર્મનીને મોસ્કોના દરવાજેથી ઊભી પૂછડીએ નાસવું પડ્યું અને નાસ્યે જ જાય છે એ તો સાચું ને! આ નાસભાગ કોણ જાણે ક્યાં જઈને અટકશે!

મોસ્કો અને લેનીનગ્રાડ હવે ભયમુક્ત બની ગયાં છે. સેબાસ્ટો-પોલનો ઘેરો ગઈકાલની ગુજરી બન્યો છે. ક્રીમિયા હવે રશિયનોના હાથમાં આવી ગયું છે.

રશિયનો પણ ઘડીની પણ નિરાંત લીધા વગર જર્મન ધાડાંને તગડ્યે જ જાય છે.

પણ હવે શું? શું જર્મન–શક્તિ તદ્દન આવી રહી છે? એનાં સૈન્યો થાક્યાં છે? એની સાધન–સામગ્રીનો પ્રવાહ મંદ પડ્યો છે? શું છે?

અને રશિયા સામે પણ હજી મહાભારત કામ પડ્યું છે. યુક્રેન જેવા સમૃદ્ધ પ્રદેશો હજી શત્રુના હાથમાં હોય ત્યાં સુધી એને જંપ લેવાની વેળા નથી. વળી સતત પાછા હઠતા જર્મનો ક્યાં જઈને મોરચો ઊભો કરશે એ પણ વિચારવાનું છે. જર્મન લશ્કરનું કુલ સેનાધિપતિપદ હિટલરે હાથમાં લીધું છે.

વસંત ઋતુ આવી રહી છે, લાગે છે કે ત્યારે હિટલર કાંઈક નવો ધડાકો કરશે.

અને જર્મનીનું બળ જરા પણ ઓછું થયું છે એમ માનવું એ નરી મૂર્ખાઈ ગણાશે.

રશિયા જાપાન સામે લડવા તૈયાર થવા ધારે છે પરંતુ અત્યારે તો એની સમગ્ર તાકાત હિટલર સામે મંડાઈ છે. એમાંથી છૂટ્યા પછી જ એ કાંઈ નવું પગલું ભરવાનો વિચાર કરે. દેખાવ પૂરતું તો જર્મની શાંત લાગે છે પરંતુ એ ઝેરી નાગ છે તે ભૂલવું જોઈએ નહિ.

દરમિયાન પાસિફિકમાં જાપાનનું જામતું જોર ક્યાં જઈ અટકે છે અને બ્રિટન અને અમેરિકા જેવાં મહારાજ્યો એને શી રીતે ભોંયભેગું કરે છે એ જોવાનું રહ્યું.

# અમેરિકા

અમેરિકા એ એવો દેશ છે કે જેની સમૃદ્ધિની અદેખાઈ કરવાનું સહેજે મન થાય. એને ત્યાં કાચાં દ્રવ્યો વિપુલ પ્રમાણમાં છે ને એને પાકાં દ્રવ્યોમાં પલટી નાખનાર અદ્યતન કારખાનાંઓ ધમધોકાર ચાલે છે. અનાજની પેદાશમાં એનો પહેલો નંબર છે. કપાસની પેદાશમાં પણ એનો દરજ્જો ઊંચો છે. મોટરોની બાબતમાં પણ એ મોખરે છે. વધુમાં વધુ પેટ્રોલ પણ એને સુસાધ્ય છે.

અમેરિકામાં કરોડાધિપતિઓ અને અબજોપતિઓનો તોટો નથી. દાન અને પરોપકારમાં પણ એ પાછળ નથી. સૌથી મોટો સોનાનો જથ્થો, એટલે કે લગભગ ¾ જેટલો જથ્થો, સરકારી તિજોરીમાં પડ્યો છે. ઊંચાંમાં ઊંચાં ૧૦૨ માળ અને ૧૨૦૦ ફૂટની ઊંચાઈનાં મકાનો પણ અહીં છે. વીજળીનાં મોટાં મોટાં કારખાનાંઓ, રેલવેઓ, મિલો, શિક્ષણસંસ્થાઓ, બંદરો ને તેમાં લાંગરેલી મોટી મોટી સ્ટીમરો–બધું જ પહેલા નંબરનું છે. મોટી મોટી નદીઓ પણ અમેરિકામાં છે. જગતમાં સૌથી ખરચાળ અને મોંઘું જીવન પણ અમેરિકામાં છે.

આવો છે આ દેશ, અને એવી છે એની સંપત્તિ.

હવે આપણે એની ભૂગોળ સમજીએ.

અમેરિકા આટલાંટિક મહાસાગર અને પાસિફિક મહાસાગર વચ્ચેનો વિશાળ દેશ છે અને તે યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાને નામે ઓળખાય છે. એના અક્ષાંશ ૨૪°–૪૯° અને રેખાંશ ૬૭°–૧૨૪° છે. એની ઉત્તરે બ્રિટનનું મહાન સંસ્થાન કેનેડા અને દક્ષિણે મૅક્સિકો છે. એના આટલાંટિક મહાસાગરના કિનારાની લંબાઈ ૫૫૬૫ માઈલ અને પાસિફિક મહાસાગરની લંબાઈ ૨૭૩૦ માઈલની છે. મૅક્સિકોના અખાતમાં એની કિનારાની લંબાઈ ૩૬૪૧ માઈલ છે અને મહા-સરોવરનો કિનારો ૧૦૫૦ માઈલનો છે. એનો વિસ્તાર ૩૦ લાખ ચોરસ માઈલ છે અને અલાસ્કાનો વિસ્તાર ૬ લાખ ચોરસ માઈલ છે. પૂર્વ–પશ્ચિમમાં એની સરેરાશ લંબાઈ ૨૫૦૦ લાખ ચોરસ માઈલની અને ઉત્તર–દક્ષિણ પહોળાઈ ૧૦૫૦ લાખ ચોરસ માઈલની છે. એની મુખ્ય નદી મિસિસિપી ૪૫૦૦ માઈલ લાંબી છે. કુલ નદીઓની મર્યાદા ૨૮ લાખ ચોરસ માઈલની છે. કુદરતે દરેક વસ્તુની ભેટ આ વિશાળ સામ્રાજ્યને છૂટે હાથે કરી છે.

યુનાઈટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકા ( યુ. એસ. એ. ) એ નાનાં નાનાં રાજ્યોનું સંયુક્ત રાજ્ય છે. એની ત્રણ શાખાઓ છે. ૧. વહીવટી, ૨. ન્યાય, ૩. કાયદાનું ઘડતર–સંયુક્તપણે કામ કરે છે. અમેરિકા-એ મોટામાં મોટું પ્રજાસત્તાક રાજ્ય છે. બધી વહીવટી સત્તા પ્રેસિડન્ટના હાથમાં છે. પ્રેસિડન્ટ પોતા માટેના પ્રધાનો અને બીજા અધિકારીઓ નીમે છે. દરિયાઈ, આકાશી અને પૃથ્વી પરનું–એમ ત્રણે પ્રકારનાં લશ્કરનો તે વડો છે. એને ૭૫૦૦૦ ડૉલર વરસે મળે છે. ઉપરાંત ૨૫૦૦૦ ડૉલર પ્રવાસખર્ચના મળે છે. અમેરિકામાં ડેમોક્રેટિક અને રીપબ્લિકન એમ બે મોટા રાજદ્વારી પક્ષો છે. આ બે પક્ષમાંથી જેને વધુ મતો મળે તે સભ્ય ચાર વર્ષ સુધી પ્રેસિડન્ટ તરીકે રહે છે. કોઈ પણ સભ્ય બે કરતાં વધુ વખત પ્રેસિડન્ટ તરીકે ચૂંટાતો નથી, પરંતુ અત્યારનો પ્રેસિડન્ટ રૂઝવેલ્ટ ખાસ યુદ્ધના સંજોગોને લઈને ત્રીજી વખત ચૂંટાઈને આવ્યો છે. ૧૯૩૩ના માર્ચમાં એ

પહેલી વખત ચૂંટાઈને આવ્યો હતો તે આ ૧૯૪૨માં પણ ચાલુ છે.

પ્રધાનોને વાર્ષિક ૧૫૦૦ ડૉલરનો પગાર મળે છે.

પ્રેસિડેન્ટ ઉપર દેખરેખ રાખવા અને કાયદા–કાનૂન ઘડવા કૉંગ્રેસની ચૂંટણી થાય છે. આ કૉંગ્રેસમાં સૅનેટ અને પ્રતિનિધિસભા એમ બે વિભાગ છે. સૅનેટમાં અમેરિકાનાં ૪૮ રાજ્યોમાંથી બે બે પ્રતિનિધિઓ ચૂંટાઈને આવે છે. આ ચૂંટણી છ વરસ માટેની હોય છે. સૅનેટ પ્રેસિડેન્ટે નીમેલા કોઈ પણ અધિકારીને કાઢી મૂકી શકે છે. યુદ્ધ જાહેર કરવું હોય તો કૉંગ્રેસની સંમતિ જોઈએ. કોઈ પણ જાતની સંધિ કરવી હોય તો પ્રેસિડન્ટે સૅનેટની અનુમતિ મેળવવી જોઈએ. પ્રતિનિધિસભામાં ૪૩૫ સભ્યો છે. આ સભ્યો પણ ૪૮ રાજ્યોમાંથી ચૂંટાઈને આવે છે. દર બે વર્ષે એની ચૂંટણી થાય છે. આ બંને સભાઓ–સૅનેટ અને પ્રતિનિધિ–કાયદાઓ ઘડે છે અને પ્રેસિડન્ટ ઉપર દેખરેખ રાખે છે. કોઈ પણ અધિકારીને રુખસદ આપવી હોય તો ⅔ મતથી આપી શકાય છે. કૉંગ્રેસના બંધારણમાં પણ એટલા જ મતથી ફેરફાર કરી શકાય છે. સભ્યોને વાર્ષિક ૧૦૦૦૦ ડૉલરનો પગાર મળે છે.

અડતાલીસ રાજ્યોનું સૈન્ય, પોસ્ટ, વિમાન, બચાવ, સંધિ, યુદ્ધ, ઇન્કમટૅક્સ મધ્યસ્થ સરકારના હાથમાં છે, જ્યારે એ સિવાયની બીજી બાબતમાં દરેક રાજ્ય સ્વતંત્ર રીતે શાસન કરે છે–પોતાની પ્રજા ઉપર કરો પણ નાખી શકે છે. આ બધાં રાજ્યોનું બંધારણ પોતાની અનુકૂળતા પ્રમાણે ઘડાયેલું હોય છે. દરેક રાજ્યમાં બે સભાઓ હોય છે. દરેક રાજ્ય પોતાના ગવર્નરને ચૂંટી કાઢે છે, પોતાના કાયદા ઘડે છે; ખરી રીતે કહીએ તો ઘણી બાબતમાં આ રાજ્યો સ્વતંત્ર છે, છતાં મધ્યસ્થ સરકારની સત્તાનો પણ એના ઉપર સારો કાબૂ છે. આર્થિક બજેટ પોતાને અનુકૂળ લાગે તે રીતે તેઓ ઘડે

છે. મોટી પેદાશ, મોટા કરો અને જીવનનું ઊંચું ધોરણ સર્વ માટે સામાન્ય છે.

યુનાઈટેડ સ્ટેટ્સની વસ્તી ૧૭૯૦માં ૪૦ લાખ, ૧૮૩૦માં ૧। કરોડ, ૧૮૫૦માં સવા બે કરોડ, ૧૯૦૦માં ૭॥ કરોડ, ૧૯૨૦માં ૧૦॥ કરોડ, ૧૯૩૦માં ૧૨। કરોડ અને ૧૯૪૧માં ૧૩ કરોડની છે; તેમાં ૧૧। કરોડ યુરોપિયનો અને ૧॥ કરોડ સીદીઓ છે. ૧૯૩૦ની ગણતરી પ્રમાણે ૧૪। લાખ મૅક્સિકનો, ૩। લાખ હિંદીઓ, ૮॥। લાખ ચીનાઓ અને ૧॥ લાખ જાપાનીઓ વસતા હતા. પણ હવે એશિયાટિકોને યુનાઈટેડ સ્ટેટ્સમાં આવવાની બંધી છે ને જે છે એમને પ્રજાજન તરીકેના હકો મળતા નથી અને ગમે ત્યારે કાઢી મૂકી શકાય છે. મતાધિકાર પણ એમને નથી. યુરોપિયનોમાં ઈટાલિયનોને બંધી છે. અંગ્રેજોને પણ અમુક જ સંખ્યામાં પ્રવેશવા દેવામાં આવે છે. એશિયાટિક પ્રજા એ અનિચ્છનીય પ્રજા ગણાય છે.

વસ્તીમાં ૬। કરોડ સ્ત્રીઓ અને ૬॥। કરોડ પુરુષો છે. વસ્તીના ૫૬। ટકા શહેરોમાં અને ૪૩॥। ટકા ગામડાંઓમાં વસે છે. કુલ ૧૩ કરોડની વસ્તીમાં ૪ કરોડ બ્રિટિશરો સિવાયના યુરોપિયનો છે. ૯। કરોડ અંગ્રેજ, સ્કૉટ અને આયરિશો છે. પ્રજાજનોમાંથી એક કરોડ ખેતીમાં, ૧॥ કરોડ ઉદ્યોગમાં, ૭૦ લાખ વેપારમાં રોકાયેલા છે. ૩૭ શહેરોની વસ્તી ૨॥ લાખથી વધુ છે. ૫૬ શહેરોની વસ્તી એક લાખથી અઢી લાખ જેટલી છે. મુખ્ય શહેરોમાં ન્યુયૉર્કની વસ્તી ૭૫ લાખ છે. ચિકાગો ૩૫ લાખ, ફિલાડેલ્ફિયા ૨૨ લાખ, ડિટ્રોઈટ ૧૬ લાખ, લૉસ એન્જિલિસ ૧૩ લાખ અને ક્લિવલૅંડની ૧૦ લાખની છે.

અમેરિકામાં ૨૧૨ જાતના સંપ્રદાયો છે. ૨। લાખ ધાર્મિક સંસ્થાઓ છે ને તેના ૬ કરોડ સભ્યો છે. ત્યાંની પ્રજાનો લગભગ ૬૬ ટકા ભાગ ધર્મમાં માનતો નથી. બે કરોડ રોમન કૅથલિક ધર્મમાં માનનારો છે. પ્રજા ઘણી સુશિક્ષિત અને પ્રગતિગામી છે. ધન કમાવા

પાછળ તો એ ગાંડા છે. મોજશોખ, એશઆરામમાં લપટાયેલા છે. જીવન ખૂબ ઉચ્ચ અને મોંઘું છે. મજૂર પણ દરરોજના આઠ–દશ રૂપિયા કમાય છે, પરંતુ રહનસહન મોંઘી હોવાથી કમાયેલું બધું ખરચાઈ જાય છે. દર ત્રણ ઘરે એક મોટરકાર હોય છે. સ્ત્રીઓ પણ ખૂબ જ આગળ વધેલી છે અને યુરોપ વગેરેની મોટી મોટી મુસાફરીઓ કરીને નાણાં વાપરી જાણે છે. યુરોપની જૂની કળાનો અમેરિકાને ખૂબ શોખ છે અને એવી વસ્તુના સંગ્રહ પાછળ મોટી રકમ એ ખરચે છે. પ્રજા ખૂબ જ ભણેલી અને હુન્નર–ઉદ્યોગ, યંત્રશાસ્ત્ર, વીજળી, રસાયન વગેરે બાબતમાં આગળ વધેલી છે. ત્યાંની દોઢ કરોડની હબસી પ્રજા પણ પ્રગતિશીલ છે, પણ ગોરાઓની એમના તરફ સમભાવવૃત્તિ નથી.

કુદરતી દૃશ્યોમાં યલો સ્ટોન પાર્કમાંનો ફુવારો ૩૦૦ ફૂટ જેટલી ઊંચાઈએ ઊડે છે. મોટા ફુવારામાં ૨૦ ફૂટ વ્યાસનો જલસ્તંભ જમીનથી ૬૦ ફૂટ જેટલો ઊંચે ઊડે છે. સિવાય, ગરમ પાણીના ફુવારા, સુંદર સરોવરો, ધોધો અને પ્રચંડ વૃક્ષોની ઘટા આ કુદરતી રીતે તૈયાર થયેલા જાહેર બગીચામાં છે. યોસેમાઈટની ખીણ પણ અદ્‌ભુત છે. આ ખીણની ઊંડાઈ એક માઈલ અને પહોળાઈ અરધો માઈલ છે. ચોમાસામાં એનો ધોધ અપૂર્વ શોભા આપે છે. એનાં વૃક્ષો ૨૦થી ૩૦ ફૂટ પહોળાં થડવાળાં અને ૩૦૦ થી ૫૦૦ ફૂટની ઊંચાઈવાળાં છે. થડોને કોતરી વચ્ચે મોટરો જવાનો માર્ગ બનાવાયો છે. એના મધ્યનાં મોટાં મેદાનમાંનાં કરોડો ખેતરોમાં તમાકુ, શેરડી, ડાંગર કપાસ વગેરે ખૂબ પાકે છે. જગતભરની કપાસની અરધી પેદાશ આ મેદાનનાં ખેતરોમાં જ થાય છે. આ મેદાનમાં પુષ્કળ ખનીજ–સંપત્તિ છે. એપેલેશિયનના ઉચ્ચ પ્રદેશમાંથી કરોડો ટન કોલસો, કરોડો ગૅલન પેટ્રોલ અને લાખો ટન પોલાદ મળી આવે છે. આ પ્રદેશમાં હજારો કારખાનાંઓ આવેલાં છે. આટલાંટિક કિનારાના ભાગમાં મોટા પ્રમા-

ણુમાં પશુપાલન અને ડેરીનું કામકાજ ચાલે છે. સિવાય, મોટાં બંદરો, મોટાં શહેરો અને વિશાળ ઉદ્યોગો પણ ત્યાં છે.

શિક્ષણ ફરજિયાત હોઈ મફત છે. કોઈ પણ દેશનો વિદ્યાર્થી અહીં મફત શિક્ષણ લઈ શકે છે. જાપાનીઓએ વિજ્ઞાનનું પ્રથમ જ્ઞાન અહીંથી જ મેળવ્યું. પ્રાથમિકથી માંડી ઉચ્ચમાં ઉચ્ચ શિક્ષણ માટેનો પ્રબંધ અમેરિકામાં છે. શિક્ષણસંસ્થાઓ અને રમતગમતનાં વિશાળ મેદાનોની વ્યવસ્થા ખાસ કાયદા દ્વારા નક્કી થયેલી છે. સહશિક્ષણ સામાન્ય છે.

અમેરિકામાં દર વરસે ૨॥ અબજ ડૉલર (૧૦ અબજ રૂપિયા) ખાસ પ્રાથમિક શિક્ષણ પાછળ ખરચાય છે. વિશ્વવિદ્યાલયો અને કૉલેજો ૧૩૮૦ છે અને એનું વાર્ષિક ખર્ચ ૭૦ કરોડ ડૉલરનું છે. દરેક જાતનું વિજ્ઞાન, યંત્રશાસ્ત્ર, કળા, સાહિત્ય વગેરેનું શિક્ષણ એટલું વ્યાપક છે કે પ્રાથમિક શાળાના વિદ્યાર્થીઓની સંખ્યા ૨॥ કરોડની છે. ૬૦ લાખ વિદ્યાર્થીઓ માધ્યમિક શિક્ષણ લે છે.

દેશમાં ૨૩૦૦ દૈનિકો, ૧૩૦૦૦ સાપ્તાહિકો, ૪૦૦૦ માસિકો વ. મળી ૨૨૦૦૦ પ્રકાશનો છે. મોટાં દૈનિકો અને નામાંકિત માસિકોના લાખો ગ્રાહકો છે. કોઈ કોઈ દૈનિકના ગ્રાહકોની સંખ્યા ૫૦ લાખ જેટલી છે. આવા દૈનિકની લાગવગ પણ વિશાળ છે.

લાયબ્રેરીઓ પણ અમેરિકા જેવી કોઈ દેશમાં નથી.

અમેરિકામાં જેમ કેળવણી અને સંસ્કારિતા વધુ છે તેમ ગુનાહીત વૃત્તિ પણ સારી રીતે કેળવાયેલી છે. આ ગુનેગારો વિજ્ઞાનની મદદથી મહાભયંકર ગુનાઓ કરે છે. પોલીસ ખૂબ હોશિયાર છે, પરંતુ ગુનેગારો એથીયે હોશિયાર છે. દેશના બંધારણ મુજબ દરેક વ્યક્તિ સ્વતંત્ર હોવાથી શક પરથી કોઈને પકડી શકાતું નથી. ગુનેગારોને અપીલમાં છોડાવવા માટે સરકારી વકીલોની મદદ મળે છે. કોર્ટની વ્યવસ્થા વિશાળ પાયે છે. દરેક નાનું રાજ્ય પોતાની અનુકૂળતા મુજબ સ્વતંત્ર

રીતે ન્યાય-કોર્ટો ચલાવે છે. એથી મોટી કોર્ટ સુપ્રીમ કોર્ટ છે. એ કોર્ટમાં નવ જજો બેસે છે ને એ હોદ્દા આજીવન છે. બંધારણનો અર્થ અને વ્યાખ્યા આ કોર્ટ નક્કી કરે છે.

આ નવે જજો ઉંમરે વૃદ્ધ એટલે કે ૭૦થી ૮૫ વર્ષની ઉંમરના છે અને પ્રેસિડન્ટ એને રજા આપી શકતો નથી, માત્ર કોંગ્રેસ ૩/૪ મતે એને રજા આપી શકે. ૪૮ રાજ્યોની હાઈકોર્ટો છેવટની ન્યાયની સત્તા ધરાવે છે.

પોલીસ ભારે હિંમતવાન અને ચતુર ગણાય છે.

અમેરિકામાં પ્રજાકલ્યાણનાં ખાતાં રાજ્ય અને પ્રજાના સહકારથી ચાલે છે અને એની સંખ્યા ઘણી છે. કોઈ પણ પ્રજા આવડા મોટા ધોરણ પર લોકકલ્યાણ માટે નાણું નથી ખરચતી. અશક્ત, વૃદ્ધ અને અપંગને વીસથી પિસ્તાલીસ ડૉલર જેટલું પેન્શન અપાય છે. મધ્યસ્થ સરકારે પાંચ-છ વરસ સુધી ૧॥ કરોડ બેકારોને પોષ્યા હતા. આવા બેકારોને કામ આપવા માટે વિશાળ રસ્તાઓ, ખેતીવાડી, જમીન-સુધારણા વગેરે કાર્ય યોજાય છે. પણ આ માટે ભારે ખર્ચ કરવું પડતું અને એના બજેટમાં મોટી ખાધ આવતી. કરજ પણ વધી ગયું હતું, છતાં ધનવાન દેશને કશી તકલીફ પડી નથી. નીચા ભાવ વખતે ખેડૂતોને બચાવવા માટે એનો બધો જ પાક ખરીદી લઈ નુકસાનીએ વેચી દેવાતો. હજારો-લાખો જળાશયો બંધાયાં હતાં, જેના ખર્ચના આંકડા વિસ્મય પમાડે તેવા છે. અમેરિકામાં ખાનગી સખાવતો પણ અબજો ડૉલરની થાય છે. કારનેગી, રૉકફેલર જેવા અબજોપતિઓએ મોટી મોટી સખાવતો કરેલી છે. ખાનગી ટ્રસ્ટો ઉપર નભતી લોકોપયોગી સંસ્થાઓ અનેક છે. પ્રજા ધનવાન છે એટલે દેશમાં સંપૂર્ણ આબાદી છે. ધન, ધાન્ય, ફળ, ફૂલ, ખનીજ અને કાચી વસ્તુઓનો ભંડાર હોવાથી લોકો ખૂબ જ પૈસાદાર છે. એક અમેરિકનની વાર્ષિક પેદાશ ૨૪૦૦ રૂપિયા ગણાય છે, જ્યારે અંગ્રેજની ૧૨૦૦

રૂપિયા, ફ્રેંચની ૪૫૦ રૂપિયા, જર્મનની ૪૦૦ રૂપિયા, જાપાનીની ૨૦૮ અને હિંદીની ૫૦ રૂપિયા છે. કરોડપતિઓ અને અબજપતિઓ અનેક હોવા છતાં સામાન્ય વસ્તી તો ગરીબ જ છે. ૧૯૩૮ના રિપોર્ટ મુજબ વસ્તીનો ત્રીજો ભાગ ખોરાકી, પોશાકી અને રહેઠાણ માટે દીનદશા ભોગવે છે.

વરસે દોઢ લાખથી છ લાખની પેદાશવાળાં ૪૦૦૦ કુટુંબો, છ લાખથી તેર લાખની પેદાશવાળાં ૧૦૦૦ કુટુંબો, તેર લાખથી છવ્વીસ લાખની પેદાશવાળાં ૨૪૦ કુટુંબો અને ૨૫ લાખની પેદાશવાળાં ૮૭ કુટુંબો અમેરિકામાં છે.

અડતાલીશે રાજ્યોનાં બજેટ જુદાં જુદાં છે. મધ્યસ્થ રાજ્યને કરની સીધી પેદાશ મળે છે. જકાતી અને બંદરી પેદાશ ઉપર પણ એનો જ હક છે છતાં મંદીને કારણે છેલ્લાં ઘણાં વરસોથી એનાં બજેટો ખાધવાળાં જ રહે છે. લશ્કરી અને બેકારોને નિભાવવાનું ખર્ચ ઘણું મોટું છે. સાધારણ રીતે રાજ્યની પેદાશ (૧૯૩૫-૩૬માં) ચાર અબજ ડૉલર અને ખર્ચ ૮II અબજ ડૉલરનું હતું. હમણાં પચાસ અબજ ડૉલર ઉપર આંકડો ગયો છે. ૪૮ રાજ્યોની પેદાશ ૨I અબજ ડૉલરની અને મોટાં અને મ્યુનિસિપાલિટી વગેરે ખાતાંઓની આવક ૧II અબજ ડૉલર અને મોટાં શહેરોનાં ખાતાંઓની ઊપજ ૫II અબજ ડૉલરની અને આખા દેશની કુલ પેદાશ ૭૫ અબજ ડૉલરની ગણાય. રાજ્યોનું કરજ જુદું.

અમેરિકા ખંડ અતિ પ્રાચીન પ્રજાએ શોધી કાઢ્યો હશે એવાં ચિહ્નો મળે છે. એ ચિહ્નો ચીની સંસ્કૃતિને મળતાં છે એટલે કદાચ ચીનાઓએ એની પહેલી શોધ કરી હશે. પરંતુ યુરોપિયન પ્રજાઓમાં અમેરિકા ખંડ શોધવાનું પહેલું માન સ્પેનિશોને ફાળે જાય છે. કોલંબસ જીનિવાનો એક નાવિક હતો. એણે જાહેર કર્યું કે જો પૃથ્વી ગોળ હોય તો હિંદની શોધ મુશ્કેલ નથી. હિંદ ખાતેથી પગરસ્તે આવતી માલની અવર-જવર તુર્કોએ બંધ કરી હતી, આથી સમુદ્રમાર્ગે હિંદની

દોલત યુરોપમાં લાવવાનાં સ્વપ્નો યુરોપિયનો સેવવા લાગ્યા. પશ્ચિમમાં પ્રવાસ કરવાથી હિંદની શોધ શક્ય હોવાની કોલંબસને પાકી ખાતરી હતી. એણે પ્રવાસ આરંભ્યો. અનેક નિષ્ફળતાઓ પછી ૧૪૯૨ના ઑગસ્ટની ત્રીજી તારીખે સ્પેનના રાજાએ એને વહાણોનો કાફલો સોંપી એક વધુ પ્રવાસ કરવા તક આપી. આ પહેલાં છ વરસ અગાઉ ડાયઝે કેપ ઑફ ગુડહોપ શોધી આફ્રિકાની સમુદ્ર-સફર સફળ બનાવી હતી.

કોલંબસ ઊપડ્યો. ૭૦ દિવસ સુધી ઉપર આકાશ અને નીચે પાણી સિવાય કાંઈ એને દેખાયું નહિ, પણ પછી જમીનનાં એને દર્શન થયાં. આ જમીન પશ્ચિમ ઇસ્ટ ઇંડિઝ. ઇસ્ટ ઇંડિઝ શોધ્યા પછી થોડાં વર્ષે અમેરિકાનો કિનારો કોલંબસે શોધી કાઢ્યો. આ સાહસિક નાવિકે બીજી પણ કેટલીક સફરો કરીને જમૈકા, ટ્રીનીડાડ વગેરે શોધી કાઢ્યા હતા.

આ મહાન સાહસિક ઈ. સ. ૧૫૦૬માં મૃત્યુ પામ્યો.

સર હમ્ફ્રી ગિલ્બર્ટે ન્યુ ફાઉંડલૅંડની વસાહત ૧૫૮૩માં સ્થાપી, પણ તેમાં તેને નિષ્ફળતા મળી. એના ભાઈ સર વૉલ્ટર રૅલેએ ૧૫૮૪માં વર્જિનિયાનું સંસ્થાન વસાવ્યું. બટાટાં અને તમાકુ ત્યારે પહેલવહેલી પ્રકાશમાં આવી. પણ એય વસાહત પરત્વે નિષ્ફળ નીવડ્યો. ૧૬૦૬માં રાજા જેમ્સ પહેલાએ સર વૉલ્ટર રૅલેનો વધ કરાવ્યો.

ન્યુ ફાઉન્ડલૅંડમાં પાછળથી બીજા અંગ્રેજો જઈ વસ્યા હતા, પરંતુ ત્યાં મજૂરોની તંગી હોવાને લીધે આફ્રિકાના સીદીઓને ગુલામો તરીકે એમણે ખરીદી તમાકુનો પાક ઉગાડ્યો.

ઈ. સ. ૧૬૨૦માં રાજા જેમ્સની કૅથલિક સંપ્રદાયની ધર્મ-નીતિથી રિસાઈને ૧૦૨ પ્યુરીટનો( સ્વચ્છ ધર્મપાલકો )મે ફ્લાવર નામના વહાણમાં બેસીને દેશ છોડી ગયા ને અમેરિકામાં આવી

વસ્યા. અમેરિકામાં આવ્યા પછી માસાચુસેટ્સ નામનું સંસ્થાન (૧૬૨૯) સ્થાપ્યું ને દસ વરસમાં તો ૨૦ હજાર અંગ્રેજો આ સંસ્થાનમાં આવીને વસ્યા. ધર્મના નામે થતા જુલમથી કંટાળીને આવેલા આ પ્યુરીટનોએ પછી તો ન્યુ ઇંગ્લંડ નામે ચાર સંસ્થાનો અમેરિકામાં સ્થાપ્યાં. ૧૬૩૪માં મેરીલૅંડ નામનું રોમન કૅથલિક એક સંસ્થાન સ્થપાયું. ૧૬૬૩માં ઉત્તર અને દક્ષિણ કેરોલીના વસ્યાં. ૧૬૮૧માં પેન્સિલવેનિયા વસ્યું. બ્રિટનમાં સ્ટુઅર્ટ રાજાઓના સમયમાં રાજા અને પ્રજા વચ્ચે યુદ્ધો થયાં. તે સમયે અનેક અંગ્રેજોએ નવાં નવાં સંસ્થાનો અમેરિકામાં વસાવ્યાં હતાં. આવી રીતે ૧૩ બ્રિટિશ સંસ્થાનો સત્તરમી સદી સુધીમાં વસ્યાં. ધર્મ અને રાજાઓના જુલમથી ત્રાસીને ભાગેલાઓએ આ સંસ્થાનો વસાવ્યાં હતાં. ઈ. સ. ૧૬૦૦માં બ્રિટિશ ટાપુઓ-ની બહાર એક ઈંચ જેટલી જગ્યા પણ બ્રિટન પાસે નહોતી. ૧૭૦૦ સાલમાં ( ૧૦૦ વરસ પછી ) એક મોટું સામ્રાજ્ય અમેરિકા, એશિયા અને આફ્રિકામાં બ્રિટને સ્થાપ્યું.

અમેરિકાના નવા વસાહતીઓ પોલાદી માનવીઓ હતા. નવો પ્રદેશ ભયાનક જંગલો અને વિશાળ નદીઓથી પથરાયલો હતો—અણુ-ખેડાયેલો હતો. ત્યાંના મૂળ વતની ઇંડિયન લોકો સાથે આ ગોરાઓને શરૂઆતથી જ શત્રુતા જાગી હતી. બંદૂકની ગોળીઓથી આ રાતા ઇંડિયનોનો વધ આ ગોરાઓએ આરંભી દીધો હતો તે એટલે સુધી કે માત્ર ૩।। લાખ રાતા ઇંડિયનો અમેરિકામાં રહ્યા.

આ સમયે જ ફ્રેંચ લોકોએ નજદીકના કૅનેડાના પ્રદેશમાં મજબૂત વસાહત સ્થાપી. બંને વચ્ચે હરીફાઈ અને હરીફાઈને પરિણામે દુશ્મનાવટ જાગી હતી. અંગ્રેજો ઉત્તર તરફ અને ફ્રેંચો દક્ષિણ તરફ આગળ વધતાં અથડામણ થઈ અને એકબીજા ઉપર આક્રમણો શરૂ થઈ ગયાં. પણ ૧૬૩૨માં બંને વચ્ચે સંધિ થઈ. એ પછી

૧૬૮૯થી ૧૬૯૭ સુધી ફ્રાન્સ અને બ્રિટન વચ્ચે યુદ્ધો થયાં પણ કાંઈ પરિણામ આવ્યું નહિ. અમેરિકામાં બંને બાજુએ લડાઈ ચાલતી હતી પણ ૧૬૯૭માં પાછી સંધિ થઈ અને લડાઈ બંધ પડી.

ઈ. સ. ૧૭૦૨થી ૧૭૧૩ સુધી યુરોપમાં ફ્રાન્સ અને બ્રિટન વચ્ચે ફરીથી યુદ્ધ ખેલાયાં. ૧૭૧૩માં યુટ્રેચની સંધિ થઈ. અમેરિકામાં-નાં ફ્રાન્સનાં ઘણાં સંસ્થાનો બ્રિટનને મળ્યાં. ૧૭૩૯માં ફરી યુદ્ધ ફાટી નીકળ્યું ને ઘણાં વરસ સુધી બંને પ્રજા વચ્ચે આ યુદ્ધ ચાલ્યું. અમેરિકામાં બ્રિટને લશ્કરી સામગ્રી અને લશ્કર મોકલ્યાં. ૧૭૬૩માં વુલ્ફે ફ્રાન્સ પાસેથી કૅનેડા જીતી લીધું. ફ્રેંચોનાં સામ્રાજ્ય જમાવવાનાં સ્વપ્નાં નાશ પામ્યાં. ફ્રાન્સ જેવો શત્રુ નાશ પામ્યો એટલે બ્રિટનની અમેરિકાની વસાહત મજબૂત બની. આ વસાહતી સંસ્થાનો ક્રમેક્રમે સ્વતંત્ર થયાં. વસ્તી પણ વધવા લાગી. બ્રિટને આ સંસ્થાનોને માત્ર માતૃદેશ સાથે જ વ્યાપારી સંબંધ રાખવાની ફરજ પાડી. ફ્રાન્સ સાથે જે વિગ્રહ થયો હતો એમાં બ્રિટનને ખૂબ ખર્ચ થયું હતું. આ ખર્ચને પહોંચી વળવા અમેરિકાનાં સંસ્થાનો ઉપર કર નાખવાની વેતરણ બ્રિટનના રાજદ્વારીઓ કરી રહ્યા હતા, પરંતુ અમેરિકાનાં સંસ્થાનોનો તે સામે વિરોધ હતો. ને એક દિવસ બ્રિટનમાંથી ચા ભરીને એક વહાણ અમેરિકાના બોસ્ટન બંદરે લાંગર્યું. પણ એ ચાની ડિલિવરી લેવાની વસાહતવાસીઓએ ના પાડી. સાધારણ ઝઘડો થતાં વસાહતવાસીઓએ ચાને દરિયામાં પધરાવી દીધી.

ને બ્રિટન અને અમેરિકા–માતા અને પુત્રી–વચ્ચે યુદ્ધ ફાટી નીકળ્યું. ઈ. સ. ૧૭૭૫ની એ સાલ.

સંસ્થાનો પાસે સૈન્ય તો નહોતું પરંતુ જ્યૉર્જ વૉશિંગ્ટન નામના યુવાને તેરે સંસ્થાનોના યુવાનોને ભેગા કરી લશ્કરી તાલીમ

આપી શિસ્તબદ્ધ કર્યા. ઈ. સ. ૧૭૭૬માં તેરે સંસ્થાનોની પરિષદ ભરાઈ. આ પરિષદે એકમત દ્વારા પોતાની સ્વતંત્રતા જાહેર કરી.

યુદ્ધમાં પ્રથમ તો અમેરિકાનો પરાજય થયો પરંતુ એથી નિરાશ ન થતાં વૉશિંગ્ટને યુદ્ધ ચાલુ રાખ્યું. સને ૧૭૭૭માં બ્રિટિશ જનરલ બર્ગોઈન સારાટોગા ખાતે શરણે આવ્યો.

બ્રિટન માટે હવે મુશ્કેલ સમય આવ્યો. યુરોપમાં એક બાજુ ફ્રાન્સ, સ્પેન અને હોલંડે યુદ્ધ જાહેર કર્યાં. રશિયા, જર્મની, સ્વીડન અને ડેન્માર્કે પણ લાલ આંખ બતાવવા માંડી. બ્રિટન ખરેખર મૂંઝાયું. એનાથી અમેરિકામાં લડતા પોતાના સૈન્યને વધુ મદદ મોકલી શકાઈ નહિ. ૧૭૮૧માં જનરલ કૉર્નવૉલિસને યૉર્કટાઉનમાં અમેરિકા અને ફ્રાન્સનાં સૈન્યોને શરણે જવું પડ્યું.

આમ અમેરિકામાં બ્રિટનનો પરાજય થયો, પણ યુરોપમાં ફ્રાન્સ અને સ્પેનને નૌકાયુદ્ધમાં મોટો પરાજય આપ્યો.

અમેરિકાની જીત થઈ. એ સ્વતંત્ર બન્યું ને પછી તો ૧૭૮૩માં વર્સેલ્સની સંધિ થઈ. આ સમયે અમેરિકામાં ૩૦ લાખની વસ્તી હતી જેમાંથી ૧૦ લાખ બ્રિટનને પક્ષે હતા. આ દસ લાખ માણસો-એ અમેરિકા છોડી કૅનેડામાં વસવાટ કર્યો. બ્રિટને યુનાઈટેડ સ્ટેટ્સ ખોયું પરંતુ કૅનેડા એને મળ્યું.

૧૮૧૨માં બ્રિટન અને ફ્રાન્સ વચ્ચે યુદ્ધ થયું. ત્યારે ફ્રાન્સમાં નેપોલિયનની બોલબાલા હતી. બ્રિટને સમુદ્રમાં ઘેરો ઘાલીને ફ્રાન્સનાં વહાણોને આવતાં અટકાવ્યાં. અમેરિકાએ આથી બ્રિટન સામે યુદ્ધ જાહેર કર્યું. ૧૮૧૪માં બંને વચ્ચે પાછી સંધિ થઈ. નેપોલિયન પણ સેંટ હેલિનામાં કેદ પુરાયો. એ સંધિ પછી એક જ ભાષા બોલનારી આ બે પ્રજાઓ વચ્ચે પ્રેમ અને શાંતિ જળવાઈ રહ્યાં છે.

અમેરિકા-બ્રિટન વચ્ચે ૧૮૧૪માં છેલ્લી સંધિ થયા પછી

અમેરિકા દિનપરદિન વિકાસ સાધતું ગયું. ખાસ કરીને ખેતી અને પશુપાલનમાં એ દેશ ત્યારે ખૂબ જ ઉત્કર્ષ સાધી શકયો. પછી તો ખનીજ પદાર્થો શોધાયા ને યંત્રોની શોધ થતાં એ ખનીજ પદાર્થોનો ખરો ઉપયોગ શરૂ થયો. દેશમાં સંગઠન-પ્રવૃત્તિ પણ શરૂ થઈ. યુરોપના બીજા ભાગોમાંથી પણ લોકો આવીને વસવા લાગ્યા ને ધીમે ધીમે અંગ્રેજી બોલતા થઈ પોતાને અમેરિકન તરીકે ગણાવવામાં અભિમાન લેવા લાગ્યા.

શિક્ષણમાં પ્રગતિ થઈ. વિજ્ઞાનનો વિકાસ થયો. યંત્રોએ પ્રગતિ કરી—ને એમ અમેરિકા જગતમાં મહારાજ્ય તરીકે જામી ગયું.

૧૮૨૫માં અમેરિકાએ મનરો ડૉક્ટ્રાઇન નામે મનરો સિદ્ધાંત જગતની પાસે મૂકયો. આ સિદ્ધાંત અનુસાર અમેરિકાના આખા ખંડમાં યુરોપ કે યુરોપિયન રાજ્ય દરમિયાનગીરી કરે તો યુનાઇટેડ સ્ટેટ્સ તે સામે પગલાં લે એવો નિશ્ચય થયો.

અમેરિકામાં ખેતીના કામ માટે હબસી ગુલામોનો ઉપયોગ કરવામાં આવતો. આ ગુલામોનો તો રીતસર વેપાર જ ચાલતો. એના પર જુલમ ગુજારવામાં કમીના ન રહેતી. આ જુલમ તો કેટલીક વખત ભયંકર કક્ષાએ પહોંચતો. ગુલામોનાં બાળકોને પણ માલિકો ગમે ત્યાં વેચી શકે એવું હતું. સ્ત્રીઓનું પણ વેચાણ થતું. અમેરિકા ઉત્તર અને દક્ષિણ એમ બે ભાગમાં વહેંચાયલો દેશ છે. આમાં ઉત્તર તરફના લોકો ગુલામો તરફ હમદર્દી બતાવી એમને સ્વતંત્રતા આપવાની હિમાયત કરતા હતા જ્યારે દક્ષિણના લોકો હબસીની ગુલામગીરીમાં એમનો ઉદય માનતા હતા. બંને પોતપોતાની બાબતમાં ઊંડો આગ્રહ રાખતા અને તેનો પ્રચાર કરતા. પણ છેવટે આ પ્રશ્ને વિગ્રહનું રૂપ લીધું. એ વખતે મહાત્મા અબ્રહામ લિંકન પ્રેસિડંટ થયા. એમનું હૃદય અને વિચારો ઉન્નત હતાં. ગુલામોને સ્વતંત્રતા

આપવા તરફ એમણે દિલસોજી જાહેર કરી.

પણ એનું પરિણામ કંઈ આવ્યું નહિ. બંને પક્ષ વચ્ચે કડવાશ વધતી જ ગઈ અને છેવટે યુદ્ધ ફાટી નીકળ્યું. દક્ષિણ વિભાગનો સેનાપતિ લી હતો. પ્રથમ તેને વિજય મળ્યો પણ પાછળથી ઉત્તર વિભાગના સેનાપતિ ગ્રાંટનો જય થયો. અમેરિકાનો આ આંતરવિગ્રહ ચાર વરસ ( ૧૮૬૧–૬૫ ) ચાલ્યો. આથી મોટી ખાનાખરાબી થઈ. કપાસનું વાવેતર યુદ્ધને કારણે બંધ રહ્યું ને ભાવ વધીને પાંચગણા થઇ ગયા. ઉત્તર વિભાગના સેનાપતિ ગ્રાંટનો જય થતાં દક્ષિણ વિભાગને શરણે આવવું પડ્યું. ઉત્તર વિભાગે ઉદારતા વાપરી કશો ત્રાસ કે સખ્તાઈ ગુજારી નહિ.

અને મહાત્મા અબ્રહામ લિંકને ગુલામોની સ્વતંત્રતા જાહેર કરી. એ દોઢ કરોડની હબસી વસ્તી આજે યુનાઈટેડ સ્ટેટ્સની પ્રજા તરીકેના અધિકારો ભોગવી રહી છે. જો કે હજીય ઘણા અમેરિકનો એને અનિચ્છનીય પણ કાઢી ન મુકાય એવી પ્રજા તો ગણે જ છે, ને સંસ્કૃતિ, અધિકાર, પ્રતિષ્ઠા, ધન, વૈભવ, સમૃદ્ધિ, શાસન, શિક્ષણ, જ્ઞાન, વિજ્ઞાન, ઉન્નતિ—કશામાં આગળ ન વધે એવી કાળજી રાખે છે.

અમેરિકાના આ આંતરવિગ્રહમાં આઠ અબજ ડૉલરનું નુકસાન અને દસ લાખ માણસોની ખુવારી થઈ હતી.

અમેરિકાને સંસ્થાનોનો લોભ નહોતો કારણ કે ખુદ અમેરિકા જ એટલો બધો મોટો દેશ છે અને એટલી બધી સંપત્તિ ત્યાં ભરી છે કે એને સંસ્થાનોનો લોભ ન રહે. પરંતુ તેને એક ઇચ્છા હતી અને તે એ કે અમેરિકાનો જે પ્રદેશ હજી નિર્જન અને અણખેડાયલો પડ્યો છે ત્યાં યુરોપની પ્રજા આવીને વસે ને એ પ્રદેશને સમૃદ્ધ બનાવી તેનો વિકાસ કરે.

ઈ. સ. ૧૮૯૮માં નજીવા કારણે એને સ્પેન સાથે યુદ્ધમાં ઊતરવું પડ્યું. આ યુદ્ધમાં સ્પેનના દરિયાઈ કાફલાનો પરાજય થતાં સંધિ થઈ ને તેના પાસિફિક મહાસાગરમાંના ક્યુબા અને ફિલિપાઈનના મોટા પ્રદેશો અમેરિકાને મળ્યા. ક્યુબામાંથી પુષ્કળ ખાંડ મળે છે, ફિલિપાઈનમાં ખાંડ, શણુ, સોનું, તમાકુ વગેરે મળે છે. એ પછી તો પાસિફિકમાંના હવાઈના અને બીજા પણ કેટલાક અગત્યના ટાપુઓ અમેરિકાએ મેળવ્યા ને ત્યાં મજબૂત કિલ્લેબંદી કરી. ફિલિપાઈનને સ્વતંત્રતા આપવાનું અમેરિકાએ સ્વીકાર્યું છે પરંતુ અત્યારે તો ત્યાં યુદ્ધ ચાલે છે અને જાપાનીઓએ ત્યાં કબજો મેળવ્યો છે.

યુનાઈટેડ સ્ટેટ્સ લાલ યુરોપિયન પ્રજા માટે જ રહે એવી એના શાસનકર્તાઓની ઇચ્છા છે. આથી જાપાનીઓના આગમન પ્રત્યે અમેરિકામાં સૂગ હતી. જાપાનીઓ લુચ્ચા છે અને જતે દિવસે પોતે સુવાંગ ચરી ખાવાના ખેતરમાં ભાગ પડાવશે એવી એમને શંકા ગઈ. આથી જાપાનીઓને પ્રજાજન તરીકેના હક ન આપવાનું વિચારાયું. પરંતુ એકલા જાપાન માટે જ એમ કરવું એ ઠીક નહિ એમ માની આખી એશિયાટિક પ્રજાને અમેરિકન પ્રજાજન તરીકેના હકમાંથી બાતલ કરી. જાપાનીઓને તો શાળાઓમાં પણ દાખલ ન કરવા એમ ઠરાવ્યું ને ત્યારથી એ બે દેશો વચ્ચેનો સંબંધ બગડ્યો, જેનું પરિણામ અત્યારે જાપાને જગાવેલા વિગ્રહમાં આવ્યું છે. જાપાને મોટી તૈયારી પછી જ આ પગલું ભર્યું લાગે છે.

ઈ. સ. ૧૯૧૪-૧૮નું મહાયુદ્ધ ફાટી નીકળ્યું ત્યારે પહેલાં તો અમેરિકા એનાથી દૂર રહ્યું હતું. આમ કરવામાં એનો સ્વાર્થ પણ હતો. આ સ્વાર્થ તે લડાઈમાં ઊતરેલ દેશોમાંના બીજા દેશોને દારૂગોળો અને હથિયારો પૂરાં પાડવાં અને એમ કરી સારી એવી કમાણી કરી લેવી. અને એની આ ગણતરી સાચી પડી. અમેરિકા ત્યારે સમૃદ્ધ

બન્યું પણ આખરે જર્મનીનું જોર વધતું જતું જોઈ અમેરિકાને પણ ઝુકાવવું પડયું. (ઈ. સ. ૧૯૧૬). રશિયામાં ત્યારે બળવો જાગ્યો હતો અને એથી મિત્રરાજ્યોને મળતી મદદ તૂટી ગઈ હતી. પેરીસ ઉપર ભય ઝઝૂમી રહ્યો હતો. આર્થિક રીતે પણ એ નબળું પડયું હતું. બ્રિટન પણ થાકવાની તૈયારીમાં હતું. દરમિયાન અમેરિકાની એક મોટી સ્ટીમર જર્મનીએ ડુબાડી ને અમેરિકાએ પણ યુદ્ધમાં ઝુકાવ્યું. એણે જનરલ પર્શિંગની સરદારી નીચે ૧॥ લાખનું સૈન્ય ફ્રાન્સના રક્ષણ માટે મોકલ્યું. (ઈ. સ. ૧૯૧૭). આ જ અરસામાં જર્મનીમાં દુકાળ પડયો. બીજી બાજુ નાકાબંધી એવી મજબૂત હતી કે બહારથી ખોરાક આવી શકતો નહિ. જર્મની મૂંઝાયું. એને શરણે આવવાની ફરજ પડી. મિત્રરાજ્યોનો વિજય થયો.

બ્રિટનના પ્રતિનિધિ લૉઈડ જ્યૉર્જ, ફ્રાન્સના પ્રતિનિધિ કલેમેન્સ્યુ અને અમેરિકાના પ્રતિનિધિ પ્રેસિડંટ વિલ્સન–આ ત્રણે જણ યુરોપમાં એકત્ર થયા. પ્રેસિડંટ વિલ્સન ખૂબ ઉદાર શરતો સાથે યુરોપ આવ્યો હતો. એ માટે એણે ૧૪ સિદ્ધાંતો પ્રગટ કર્યા જેનો પ્રધાન સૂર જર્મની અને બીજાં શત્રુ–રાજ્યો સામે સમભાવ પ્રગટ કરવાનો હતો. પરંતુ ફ્રાન્સના મોં. કલેમેન્સ્યુએ લૉઈડ જ્યૉર્જના સહકારથી જર્મનીને ચગદી નાખનારી શરતો રજૂ કરી. વિલ્સનની આશા ધૂળમાં મળી ને એમ વર્સેલ્સની સંધિ ઘડાઈ. આ સંધિ મુજબ જર્મની ઉપર ૬ અબજ પાઉંડનો દંડ ઠોકી બેસાર્યો. એનું વહાણવટું લઈ લીધું. ઑસ્ટ્રિયાનું સામ્રાજ્ય છિન્નભિન્ન કરી મૂકયું.

યુરોપનો નકશો બદલાઈ ગયો.

વર્સેલ્સની સંધિ અમેરિકાએ સ્વીકારી નહિ. ત્યાંની કૉંગ્રેસે અમેરિકા સાથે એને કાંઈ પણ સંબંધ ન હોવાનું જાહેર કર્યું. યુરોપના રાજકારણમાં કૉંગ્રેસ વચ્ચે પડવા માગતી નથી એમ પણ જાહેર થયું.

આ પછી પ્રેસિડંટ વિલ્સને એક મહાન કાર્ય કર્યું. આ કાર્ય તે જીનિવામાં પ્રજાસંઘની સ્થાપના કરવાનું.

આ પ્રજાસંઘ સાથે ૫૨ રાજ્યો જોડાયાં, જો કે અમેરિકાએ એમાં પોતાનું સભ્યપદ નોંધાવ્યું નહિ. યુરોપના રાજકારણથી વિમુખ રહેવાનો સિદ્ધાંત એણે અપનાવ્યો હતો. એ સિદ્ધાંતે એવું પણ સ્વરૂપ પકડયું કે અમેરિકા અમેરિકનો માટે જ છે.

અમેરિકાએ યુદ્ધ દરમિયાન જેમ મોટું સૈન્ય મોકલ્યું હતું તેમ મોટી રકમની ધીરધાર પણ કરી હતી. ૧૯૧૭ની શરૂઆતમાં જ મિત્રરાજ્યોની આર્થિક સ્થિતિ ખરાબ થઈ ગઈ હતી ને યુદ્ધ ચાલુ રાખવા માટે આર્થિક મદદ મેળવવાનું અનિવાર્ય બન્યું હતું. બરાબર એ જ સમયે અમેરિકાએ યુદ્ધમાં પ્રવેશી કરોડો પાઉંડની કિંમતનો કાચો માલ, પાકો માલ, શસ્ત્રાસ્ત્રો અને રોકડ નાણાં મિત્રરાજ્યોને ધીર્યાં. અમેરિકા જો યુદ્ધમાં ન પ્રવેશ્યું હોત અને એની આર્થિક સહાય જો મિત્રરાજ્યોને ન મળી હોત તો ૧૯૧૪-૧૮નું યુદ્ધ કાંઈ જુદું જ કહેત.

અમેરિકાએ ધીરેલાં નાણાંનું વ્યાજ તો લેવાનું હતું જ પરંતુ થોડો વખત વ્યાજ આપ્યા પછી મિત્રરાજ્યોએ વ્યાજ આપવું બંધ કર્યું. આમાં બ્રિટને થોડો વધુ વખત વ્યાજ ભર્યું. ફિન્લૅંડે ઠેઠ સુધી વ્યાજ ભર્યું. આમ થયું એટલે અમેરિકાની કૉંગ્રેસે એક એવો ઠરાવ કર્યો કે હવેથી રોકડ નાણાં લીધા વગર કોઈને કાંઈ માલ વેચવો નહિ. આમ તો અમેરિકા યુરોપના રાજકારણથી અલિપ્ત રહેવા માગતું હતું, પરંતુ આર્થિક રીતે તો એ બરાબર સંડોવાઈ ગયું હતું. અને દુઃખની વાત તો એ હતી કે ધીરેલાં નાણાં વસૂલ કરવા માટેનાં કશાં સાધનો તેની પાસે નહોતાં.

મહાયુદ્ધમાં અમેરિકાએ સારો એવો આર્થિક લાભ મેળવ્યો

હતો એટલે આખા જગતમાં એ એકલું જ સમૃદ્ધ રાજ્ય બન્યું. એના કાચા માલની પેદાશ મિત્રરાજ્યોની યુદ્ધ-જરૂરિયાતને લીધે વધી ગઈ. કાચામાંથી પાકો માલ બનાવનારાં કારખાનાંઓની સંખ્યા પણ ખૂબ વધી ગઈ. બેંકો પણ વધી. અમેરિકામાં સમૃદ્ધિની છોળો ઊડવા લાગી.

મિત્રરાજ્યોને ધીરેલા માલનાં નાણાંનો પ્રવાહ શરૂ થઈ ગયો હતો. જગતમાં બ્રિટનની આંટ ભારે હતી. જગતમાં કોઈ પણ પ્રદેશથી માલ ચડાવો એટલે એની હૂંડી લંડનની બેંકને વેચવી પડે, કારણ કે જગતનાં બધાં જ ચલણો, સિક્કાઓ અને હૂંડીઓ વેચવાનું મધ્ય સ્થળ લંડન હતું. ત્યાંની મોટી બેંકો પાસે કોઈ પણ દેશનાં ચલણ અને હૂંડી વેચવાની વ્યવસ્થા હતી, પરંતુ યુદ્ધ પછી બ્રિટનમાં આર્થિક નબળાઈ આવી. શરાફીપદ ન્યુયૉર્કને સાંપડયું.

યુદ્ધ પછી કાચા-પાકા માલની માગ વધી હતી અને એ માલની વિપુલતા એકલા અમેરિકા પાસે જ હતી એટલે મોટો નફો લઈ એણે માલ વેચવા માંડયો. આથી યુદ્ધ પછીનાં દસ વર્ષો અમેરિકા માટે સોનાની રેલ વહાવનારાં બન્યાં. બીજી બાજુ યુદ્ધ પછી યુરોપમાં ઈર્ષા, અદેખાઈ, રાગદ્વેષ અને વૈરવૃત્તિ એટલાં બધાં વધી પડયાં હતાં કે ન પૂછો વાત. એકબીજા દેશ સાથે ચલણનાં યુદ્ધો ચાલુ હતાં. જકાતી દીવાલો ઊભી કરી હતી. પોતપોતાના લશ્કરને બળવાન બનાવવા માટે ગજા ઉપરાંત ખર્ચ કરતા હતા. દરેક રાજ્ય પોતાના મિત્રરાજ્ય સાથે આર્થિક સંધિ કરીને, એ રાજ્ય ભલે દૂર હોય પણ, ત્યાંથી માલ મગાવતું હતું-પાસેનાં રાજ્યોનો માલ આથી સડતો હતો.

પણ અમેરિકાને તો આવી કશી જ ભાંજગડમાં ઊતરવાપણું નહોતું. એને કોઈ દેશ પાસેથી કાચો કે પાકો માલ મગાવવાપણું નહોતું-હોય તો એનો પાકો કે કાચો માલ વેચવાનું હતું, અને બીજાં રાજ્યોને એની જરૂરિયાત હોઈ પુષ્કળ માલ વેચાતો પણ હતો.

મહાયુદ્ધમાં પુષ્કળ માણસો મરી ગયા હતા ને એની અસર ઉદ્યોગ પર થઈ હતી. આથી અમેરિકા પાસેથી નાણાં લીધા સિવાય મિત્રરાજ્યોને છૂટકો નહોતો. અમેરિકા પાસે પણ નાણાંની ખૂબ છૂટ હતી એટલે એણે ધીરધાર કરવા માંડી. જર્મની ઉપર મોટો યુદ્ધદંડ લદાયો હતો. આ દંડની રકમનો મોટો ભાગ અમેરિકા પાસેથી લઈ એણે ચૂકવવા માંડયો. સિવાય પોતાનો વેપાર અને ઉદ્યોગ ફરી પગભર કરવા માટે પણ એણે અમેરિકા પાસેથી નાણાં લીધાં. પણ પછી એ નાણાંનું વ્યાજ કે મૂળ રકમ ભરવાની જર્મનીએ અશક્તિ જાહેર કરી. એ પછી બીજાં રાજ્યોએ પણ એનું અનુકરણ કર્યું.

૧૯૨૯નું વર્ષ જગત માટે આબાદીનું બન્યું, પરંતુ એ પછી મંદી શરૂ થઈ. યુરોપમાં આર્થિક હરીફાઈ, ચલણ, જકાતી અને વેપારી યુદ્ધો તો ચાલતાંજ હતાં. જગતભરમાં અવ્યવસ્થા પ્રસરી હતી. મંદીનું પહેલું મોજું અમેરિકામાંથી પ્રસર્યું. ત્યાંના ખેડૂતોએ મોટી રકમ બેંકો પાસેથી ઉધાર લીધી હતી. આ નાણાંથી જ એણે પોતાના ખેતીના ધંધામાં વિકાસ સાધ્યો હતો. યુરોપનાં રાજ્યોએ પણ હવે પોતાને ત્યાં કાચો માલ ઉત્પન્ન કરવાનું પ્રમાણ વધારી મૂક્યું હતું.

અમેરિકામાં સાધારણ રીતે એક કરોડ ગાંસડી કપાસની પેદાશ થતી હતી, પણ હવે એ પેદાશ બે કરોડની થઈ. બીજી બાજુ દુનિયાની ખાંડ, ઘઉં, ચોખા, કપૂર, લોઢું વગેરે વસ્તુઓની પેદાશ પણ અનહદ વધી ગઈ. જગતનાં કારખાનાંઓ અને જનસંખ્યા પચાવી શકે તેના કરતાં પેદાશ બેવડી થઈ ગઈ. પરિણામે વેચાણ-હરીફાઈ વધી, ભાવો ગગડવા લાગ્યા, ગગડતાં ગગડતાં ત્રીજે ભાગે આવી ગયા. અમેરિકાના ખેડૂતોને આથી ભારે ફટકો પડયો. જેટલાં નાણાં એણે ખરચ્યાં હતાં એટલાં પણ ઊભાં થઈ શકયાં નહિ. બેંકોને હવે શું આપવું? મુદ્દલ તો કયાંથી આપી શકાય પણ વ્યાજ આપવા

જેટલી પણ જોગવાઈ નહોતી. આથી બેંકોએ એનાં ખેતરો લિલાઉ કરવા માંડયાં. પણ એ સામે ખેડૂતોએ એકસંપી કરીને મફતના ભાવે એ ખેતરો ખરીદી લીધાં. આમ થવાથી બેંકોને જબરજસ્ત ખોટ ગઈ ને આ ખોટના પ્રત્યાઘાતરૂપે ૨૦ હજાર બેંકો તૂટી. આથી ભારે અવ્યવસ્થા થઈ રહી.

જર્મનીમાં પ્રથમ ચલણનો ફુગાવો થઈ એક પાઉંડના દસ લાખ માર્ક વેચાયા. ફ્રાન્સમાં પણ ચલણનો ફુગાવો થયો. યુરોપમાં આ જ વખતે કાચા માલમાંથી પાકો માલ બનાવવાનાં કારખાનાંઓ ધમધોકાર ચાલતાં હતાં.

પણ બધાય કરતાં જાપાને સાધેલો ઔદ્યોગિક વિકાસ અદ્ભુત હતો. યુરોપના કોઈ પણ દેશ કરતાં હૈ ભાવે જગતનાં બજારોમાં એનો માલ વેચાવા લાગ્યો. આથી અને પરસ્પર આર્થિક યુદ્ધો ચાલતાં હોવાથી કાચા-પાકા માલનો મોટો સંગ્રહ થયો. જગતમાં મહામંદી ફરી વળી. ખેડૂતો અને કારખાનાંવાળાઓની પાયમાલી શરૂ થઈ. એની પાછળ મજૂરો પણ બેકાર બન્યા. રાજ્યોની પેદાશ ઘટી અને લશ્કરી વિકાસ સાધવાની ધૂનમાં ખર્ચ વધ્યું. આ ખર્ચ વસૂલ કરવા પ્રજા પર કરનો બોજો વધ્યો.

ઈ. સ. ૧૯૨૯માં જગતનો વેપાર ૧૦૦ ટકામાંથી ૩૫ ટકાએ આવીને ઊભો રહ્યો ને પછી તો મંદીને જાણે ગમી ગયું હોય એમ એણે કાયમનો નિવાસ કર્યો.

ઈ. સ. ૧૯૩૧માં બ્રિટને સોનાનું ચલણ છોડયું. એની પાછળ જાપાને પણ છોડયું પણ ફ્રાન્સે વેરાજીના નાડાની પેઠે પકડી રાખ્યું. પરંતુ એથી એને ભારે નુકસાની સહન કરવી પડી. હિંદ પણ એની ભયંકર અસરમાંથી મુક્ત ન રહી શકયું.

મંદીએ ભારે આર્થિક અવ્યવસ્થા ઊભી કરી હતી ને નજીકના

ભવિષ્યમાં એનો અંત દેખાતો નહોતો. અનેક અર્થશાસ્ત્રીઓએ એન નિવારણ માટે જુદા જુદા માર્ગો બતાવ્યા હતા. યુરોપમાં તો એ માટે ખાસ આર્થિક પરિષદ પણ ભરાઈ હતી. અમેરિકાનું પ્રતિનિધિમંડળ પણ ત્યાં ગયું હતું. પરંતુ એનું કાંઈ જ પરિણામ આવ્યું નહિ ને એ પરિષદ નિષ્ફળ નીવડી.

બેકારી ભયંકર બની. એકલા યુરોપનાં રાજ્યોમાં જ બેકારોની સંખ્યા ૪ કરોડ સુધી પહોંચી. અમેરિકામાં બેકારોની સંખ્યા દોઢ કરોડની થઈ. આ બધાને રાજ્યોએ નિભાવ્યા સિવાય છૂટકો નહોતો. અમેરિકામાં આ વખતે હુવરને બદલે રૂઝવેલ્ટ પ્રેસિડન્ટ તરીકે આવ્યો હતો. એણે બેકારીના નિવારણ માટે યોજના ઘડી અને એ યોજના અનુસાર એક એકર જમીન દીઠ અમુક રકમ પરઠીને વાવણી ઓછી કરાવી. સિવાય, રસ્તાઓ બાંધવા, નહેરો ખોદવી, ગરીબો માટે આશ્રય-સ્થાનો ઊભાં કરવાં વગેરે કામો યોજી અબજો ડૉલરનું ખર્ચ કર્યું. ખેડૂતો પાસેથી ઘઉં-કપાસના વધારાના પાકો ખરીદી ઓછે ભાવે બજારમાં વેચ્યા, આથી અમેરિકાનું કરજ અબજો ડૉલરનું વધી ગયું. પ્રેસિડન્ટ સામે વિરુદ્ધ પક્ષ પણ ઊભો થયો. ૧૯૩૭ સુધી આમ ચાલ્યું.

અમેરિકામાં દારૂબંધી અમલમાં આવી હતી પરંતુ ૭ વરસના અનુભવ પછી એમાં સફળતા ન મળી ને એની પાછળ થયેલું કરોડો ડૉલરનું ખર્ચ નકામું ગયું. ૧૯૩૭ પછી અમેરિકાએ બેકારી-નિવારણની કાર્યદિશા બદલી. યુરોપને યુદ્ધ માટે જબરી તૈયારી કરતું એણે જોયું. જર્મની અને જાપાનના વધતા બળ સામે પોતાના ભવિષ્યના બચાવની ચિંતા એને ઊભી થઈ. આથી એણે પૃથ્વી, આકાશ અને દરિયાઈ બળ વધારવા તરફ લક્ષ્ય આપ્યું. શરૂઆતમાં એ પ્રવૃત્તિ મંદ ચાલી પણ પછી એણે જોર પકડ્યું. પાસિફિકમાંનાં પોતાનાં થાણાંઓ મજબૂત બનાવવ

માટે કરોડો ડૉલરનો ખર્ચ કરવામાં આવ્યો. બજેટમાં રક્ષણ માટેના ખર્ચની રકમ બેવડાઈ. આથી બજેટમાં ૪ અબજ ડૉલર જેટલી ખાધ આવવા લાગી. અમેરિકામાં કેટલાંક મોટાં ટ્રસ્ટો છે ને એની વ્યવસ્થા ત્યાંના ધન-કુબેરોના હાથમાં છે. પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે આ ટ્રસ્ટો હાથ કરવા જેહાદ ઉપાડી, પણ એમાં એને સંપૂર્ણ સફળતા ન મળી. રૂઝવેલ્ટ ફરી ચૂંટાયો. જાપાને ચીન સાથે વિગ્રહ આરંભ્યો. અમેરિકાએ ચીન તરફ દિલસોજી બતાવવા માંડી.

અમેરિકામાં નાનાં-મોટાં ૨૧ રાજ્યો છે, જેમાં ઘણાંખરાં નામનાં જ પ્રજાસત્તાક છે. આ રાજ્યોમાં પોર્ટુગીઝ, સ્પેનિશ અને બીજી મિશ્રિત પ્રજાઓનો શંભુમેળો છે જેઓ પરસ્પર ભારે ઇર્ષા સેવે છે અને કોઈ વખત લડી પણ પડે છે. રાજ્યો રાજ્યો વચ્ચે પણ પક્ષો બંધાઈ અંદર અંદર વિપ્લવ જાગે છે. યુરોપનાં બાલ્કન રાજ્યો જેવી જ એની સ્થિતિ છે. પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે આ રાજ્યોની એકતા સાધવા ઘણા પ્રયાસો કર્યા છે. આ રાજ્યો ઉપર બ્રિટનનું ચાર-પાંચ અબજ ડૉલર જેટલું લેણું હતું પરંતુ છેલ્લા મહાયુદ્ધ પછી બ્રિટનને બદલે અમેરિકાનું લેણું થયું છે. મૅક્સિકોએ અમેરિકન મૂડીદારો પાસેથી તેલના કૂવાઓ લઈ લીધા છતાં પ્રેસિડન્ટે આકરાં પગલાં લીધાં નહોતાં. ખાસ કરીને પોતાના પાડોશી કૅનેડા સાથે નજદીકનો સંબંધ બાંધવા પ્રેસિડન્ટ ઇંતેજાર છે. એક જ ભાષા બોલનારી આ બે પ્રજા યુદ્ધકાળમાં એટલી નજીક આવી છે કે બંને વચ્ચે ખૂબ જ સારા સંબંધો કાયમ માટે સ્થપાઈ જશે એમ લાગે છે. કૅનેડાની વસ્તી એક કરોડની છે, પણ એમાં હજી બીજા અનેક કરોડ સમાઈ શકે તેમ છે. બીજાં અમેરિકન રાજ્યોએ પણ ધરી-રાજ્યો (જાપાન, જર્મની, ઇટલી) સામે યુદ્ધ જાહેર કર્યું છે. આ સર્વ રાજ્યોને લાગ્યું છે કે જાપાન-જર્મની વિજેતા થશે તો ભવિષ્યમાં એમની સ્વતંત્રતા જરૂર ખંડિત થશે. આથી એણે અમેરિકાનાં યુનાઈટેડ સ્ટેટ્સની આગેવાની

સ્વીકારી છે. છતાં પરસ્પર ઊંડા મતભેદ તો છે જ. આ રાજ્યો લશ્કરી દૃષ્ટિએ પાછળ છે.

અમેરિકાએ ઉદાર પુરુષો, સાહિત્યકારો, યંત્રશાસ્ત્રીઓ અને વૈજ્ઞાનિકોને પેદા કર્યા છે, જેમાંના અમેરિકાને મુક્તિ અપાવનાર જ્યોર્જ વૉશિંગ્ટન, ફ્રાન્સ પાસેથી મુક્તિ માટે સહાય મેળવનાર બેન્જામિન ફ્રેન્કલીન, મહાન કવિ લોંગ ફેલો, ગુલામોને મુક્તિ અપાવનાર અબ્રહામ લિંકન, મહાન વિચારક એમર્સન, ઋષિ થોરો, મહાન શોધક ઍડિસન, મહાન દાની કારનેગી અને રૉકફેલર, ઉદ્યોગવીર ફોર્ડ વગેરે મુખ્ય છે.

અમેરિકા યુરોપથી હજારો માઈલ દૂર છે, વચ્ચે મોટો મહાસાગર છે, આથી અમેરિકાને જમીન ઉપરનું મોટું સૈન્ય રાખવાની જરૂર રહેતી નથી. પરંતુ દરેક અમેરિકન સશક્ત છે, હથિયારોનો ઉપયોગ કેમ કરવો તે જાણે છે. તેને વિના કારણ કોઈ સામે લડવાની ઇચ્છા નથી કારણ કે તેનો દેશ તેને જોઈતી બધી વસ્તુઓ પૂરી પાડે છે. છતાં જરૂર પડ્યે લડવાને તે તૈયાર છે. છેલ્લા મહાયુદ્ધમાં અમેરિકાએ વીસ લાખ સૈનિકો ઊભા કર્યા હતા. આ વખતે તે પચાસ લાખ સૈનિકો ઊભા કરવા માગે છે. આવડા મોટા સૈન્યને હથિયારો વગેરે પૂરાં પાડવા માટેની પૂરતી સગવડ અમેરિકા પાસે છે. અમેરિકાને આમ તો બે-એક લાખનું લશ્કર બસ થઈ રહે. બ્રિટનના રક્ષણ માટે અમેરિકન સૈનિકો ત્યાં પહોંચશે. બ્રિટનના સૈનિકો સિંગાપુરનું રક્ષણ કરશે.

અમેરિકાએ જબરજસ્ત ડૂબકીમાર બૉંબરો તૈયાર કર્યા છે તેમ જ કલાકના ૪૦૦ માઈલની ઝડપે દોડતાં શિકારી વિમાનો પણ તેણે તૈયાર કર્યાં છે. અત્યારે ૫૦૦૦ વિમાનોનો કાફલો તૈયાર છે ને એ માટે લગભગ એક લાખ વિમાનવીરો તાલીમ પામીને તૈયાર ઊભા છે.

હાલમાં અમેરિકા કેટલાં વિમાનો દર માસે તૈયાર કરે છે એની ખબર નથી પરંતુ પ્રેસિડન્ટ રૂઝવેલ્ટે બીજી શસ્ત્ર-સામગ્રી સાથે વિમાનોનું ઉત્પાદન વધારવાની વિશાળ પાયે યોજના કરી છે ને તે માટે મિ. ડોનાલ્ડને ખાસ પ્રધાન નીમ્યા છે. અંદાજ એવો છે કે ૧૯૪૨ની સાલ દરમિયાન ૨૦-૨૫ હજાર વિમાનો ઉત્પન્ન કરવાં. પાસિફિકમાં જાપાનીઝ વિમાનોની સંખ્યા અને કાર્યની દૃષ્ટિએ સરસાઈ દેખાય છે. અમેરિકા માત્ર તે સરસાઈ તોડી શકશે. આધુનિક યુદ્ધમાં વિમાની સરસાઈ એ પહેલા નંબરનું જીતનું શસ્ત્ર છે. પાસિફિકમાં બ્રિટન-અમેરિકાને આ સરસાઈ ન સાંપડે ત્યાં સુધી વિજય મેળવવો અસંભવિત છે. અને એકલાં વિમાનોના ઉત્પાદનથી જ કાર્ય નથી સરતું, વિમાનીઓ પણ જોઈએ. જર્મની અને જાપાની વિમાનીઓ જેવી જ તાલીમ પામેલા વિમાનીઓ એમણે તૈયાર કરવાના રહેશે. પણ એ માટે સમય લાગશે. લાગે છે કે ૧૯૪૩ પહેલાં એ કાર્ય શક્ય નહિ બને.

અમેરિકન ટૅન્કોની બનાવટ જર્મન-જાપાન ટૅન્કોના જેવી જ છે. પરંતુ ટૅન્કો માટે તાલીમબદ્ધ તોપચીઓ તૈયાર કરવાનું કાર્ય મુશ્કેલ છે. જેવી રીતે વિમાનીઓ તૈયાર કરવાનું અમેરિકાને માથે છે તેવી જ રીતે ૬૦ હજાર ટૅન્કો માટેના ખલાસીઓ અને તોપચીઓ તૈયાર કરવાનું પણ રહે છે. ચીન, રશિયા, બ્રિટન, ડચ-આ બધા જર્મન-જાપાન સામે લડે છે. એ સિવાય ઑસ્ટ્રેલિયાએ પણ ટૅન્કો અને વિમાની મદદ માટે અમેરિકા પાસે માગણી કરી છે ને એ બધી જરૂરિયાતને પહોંચી વળવાનું અમેરિકાએ માથે લીધું છે. વિમાનો અને ટૅન્કોને સાગરમાર્ગે હજારો માઈલ દૂર પહોંચાડવાનું કામ પણ અમેરિકાએ કરવાનું રહે છે. ટૂંકામાં કહીએ તો ટૅન્કો અને વિમાનોનું વિશાળ પ્રમાણમાં ઉત્પાદન કરવાનું, એ માટે ખલાસીઓને તાલીમ આપવાનું અને એ ટૅન્કો અને વિમાનો હજારો માઈલ દૂર આવેલા દેશોને શત્રુ-સુરંગો, સબમરીનો અને વિમાની ચોકીમાંથી પસાર કરીને

પહોંચાડવાનું-એમ વિવિધ કાર્ય આ યુદ્ધ દરમિયાન અમેરિકાએ કરવાનું છે. ત્રણે કામ અતિ દુર્ઘટ અને સાહસ માગી લે છે.

સ્ટીમરોની જરૂરિયાત પણ એટલી જ છે કારણ કે સ્ટીમરો વગર આ બધી સામગ્રી શી રીતે પહોંચાડવી? હાલમાં બ્રિટન-અમેરિકા પાસે સ્ટીમરોની સંખ્યા સારી છે પરંતુ એમાં જો નવો વધારો ન થાય તો દુશ્મનો જે સ્ટીમરો ભુડાડે છે એની ખોટ શી રીતે પુરાય? જો કે બ્રિટન-અમેરિકાનો ચાલુ કાર્યક્રમ તો જેટલી સ્ટીમર બૂડે એનાથી ત્રણગણી વધુ સ્ટીમરો બાંધવાનો છે, પરંતુ એય કાંઈ ખાવાનું કામ થોડું છે? એ માટે સમય જોઈએ. જો કે અમેરિકાનાં સાધનો વિશાળ છે એટલે કાર્યક્રમને પહોંચી વળવા સંબંધી શંકા રહેતી નથી. આ વરસે ૬૦ લાખ ટનની સ્ટીમરો અને આવતે વરસે એક કરોડ ટન વજનની સ્ટીમરો બાંધવાનો કાર્યક્રમ છે. સ્ટીમરો બાંધવા સાથે તેમાં દુશ્મન શસ્ત્રાસ્ત્રોથી બચાવ કરી શકે એવા તાલીમ પામેલા લાખો ખલાસીઓ પણ તૈયાર કરવા પડશે. આ કામ સહેલું નથી. આ સિવાય સ્ટીમરોના કાફલાઓનું રક્ષણ કરવા ઓછામાં ઓછી બસોથી અઢીસો વિનાશિકાઓ પણ જોઈશે.

ઉપલાં સાધનો સાથે મનવારોનો કાફલો વધારવાની જરૂર પણ ભારે અગત્યની છે. જાપાને પહેલો ફટકો મારી અમેરિકાની મનવારોના કાફલાની મોટા પ્રમાણમાં ખુવારી કરી. બ્રિટનની બે મહાન સ્ટીમરો 'રિપલ્સ' અને 'પ્રિન્સ ઑફ વેલ્સ' પણ નાશ પામી. આથી જાપાનીઝ કાફલાને પાસિફિકમાં છૂટો હાથ મળી ગયો. આ કાફલો બ્રિટન અને અમેરિકાના કાફલા પરસ્પર મળે નહિ તે માટેની તકેદારી રાખીને ક્યાંક છુપાયો છે. તે સિવાય આ કાફલાના બળ ઉપર મુસ્તાક બનીને જાપાનીઓએ ફિલિપાઈન્સ, મલાયા, ડચ ઇસ્ટ ઇંડિઝ અને ઑસ્ટ્રેલિયામાં લગભગ દસ લાખ સૈનિકો ઉતાર્યા છે. તેઓ ઉપરાઉપરી વિજયો મેળવી આગેકૂચ કરી રહ્યા છે. એમનાં દોર અને શક્તિને તોડવા માટે

અમેરિકાએ મનવારોનો મોટો કાફલો તૈયાર કરવા માંડયો છે. આ કાફલાના રક્ષણ માટે સબમરીનો અને વિમાનોનું વિશાળ રક્ષણ પણ યોજવું પડશે. આ મહાભારત કામ છે. ૧૯૪૨ માં એ બનવું મુશ્કેલ છે.

એટલે કે મિત્રરાજ્યો માટે અત્યંત કઠિન સમય ઉપસ્થિત થયો છે એમ કહેવું જોઈએ. જર્મની અને જાપાન બંનેની પ્રાથમિક તૈયારી બહુ જ વિશાળ હતી. આ તૈયારીને લીધે જ એ વિજયો મેળવતાં આવ્યાં છે. વળી જીતેલા દેશોની પુષ્કળ સાધન–સામગ્રી પણ એને સાંપડી છે. એટલે એ બધાંને પહોંચી વળે એટલી તૈયારી મિત્રરાજ્યોએ કરવી રહી.

જાપાની સાગરકાફલો દસેક જંગી મનવારો, ૯૦ વિનાશિકાઓ, ૩ વિમાનવાહક મનવારો અને ૮૦ સબમરીનોનો બનેલો છે. સિવાય, દોઢસો જેટલી વેપારી સ્ટીમરો છે, જે સૈનિકોની હેરફેર માટે વાપરી શકાય. ચૌદ મહિના ચાલે એટલો તેલનો જથ્થો એણે તૈયાર રાખ્યો છે. એની સબમરીનો પાસિફિક, આટલાંટિક અને હિંદી મહાસાગરમાં ઘૂમે છે. એનાં વિમાનોનું ઉત્પાદન પણ ભારે જંગી હોવું જોઈએ. સંખ્યાબંધ વિમાનો નાશ પામવા છતાં એની વિમાની સરસાઈ નબળી પડી નથી અને સિંગાપુર, રંગૂન, બટેવિયા સુધી એ બોંબમારો કરી આવે છે. આટલાંટિકમાં જર્મન સબમરીનો બ્રિટન અને અમેરિકાની સ્ટીમરો ડુબાડવાનું કામ કરી રહી છે. ભૂમધ્ય સમુદ્રમાં પણ સબમરી-નોનો કાફલો પહોંચ્યો છે. જર્મનીના હાથમાં જીતેલા દેશોનાં કારખાનાં આવ્યાં છે એટલે સ્ટીમરો અને સબમરીનો બાંધવાનું કાર્ય ધમધોકાર ચાલતું હશે. ઇટલીના દરિયાઈ કાફલાનો મોટો ભાગ હજી અનામત છે. આ બધાનો મુકાબલો મિત્રરાજ્યોએ કરવાનો રહે છે. જો કે અત્યારે તો મિત્રરાજ્યોનો વિમાની કાફલો સદ્ધર છે જ પરંતુ પાસિફિકમાંના જાપાની આધિપત્યને તોડવા તે શક્તિમાન નથી. આથી બ્રિટન–અમેરિકા વધારે મનવારો બાંધે એ જરૂરનું છે ને બાંધે પણ છે.

જગતના ⅘ ભાગની પ્રજાને સીધી કે આડકતરી રીતે સંડોવનારું આ મહાયુદ્ધ અજોડ છે. આમાં બધાં રાજ્યોનું મળીને દરરોજનું કુલ એક અબજ રૂપિયાનું ખર્ચ છે. મિત્રરાજ્યોમાં અમેરિકા અને બ્રિટન બંને ખૂબ ધનવાન છે પરંતુ એમાં બ્રિટન ૨॥ વરસથી યુદ્ધ ચલાવે છે એટલે, એ આર્થિક રીતે ગમે તેટલું બળવાન હોય તોપણ, થાકે તો ખરું જ. અમેરિકાનાં આર્થિક સાધનો અતિ વિશાળ છે, પરંતુ બ્રિટન અને અમેરિકાની પ્રજાનું જીવન-ધોરણ ખૂબ જ ઊંચું છે. સાગરનો કબજો એની પાસે હોવાથી એમને વિશેષ નુકસાની ભોગવવી પડતી હશે. અત્યારે અમેરિકા માત્ર યુદ્ધના ચાલન માટે વાર્ષિક ૫૬ અબજ ડૉલર જેટલી ગંજાવર રકમ ખરચે છે. વળી આ ભયંકર ખર્ચ કેટલો સમય ચલાવવો એ કાંઈ નક્કી થોડું છે? કોઈ કોઈને નમતું આપે એવો નથી કારણ કે એના આગેવાનો દૃઢ-નિશ્ચયી અને ધ્યેયને પહોંચી વળવા ખાતર મરી ફીટવામાં માનનારા છે. પરાજય, નુકસાન, હાડમારી કશાની એમને પરવા નથી. આ યુદ્ધ ખૂબ લાંબું ચાલશે એ પણ નક્કી છે કારણ કે હજુ કોઈ રાજ્યને મરણતોલ ફટકો લાગ્યો નથી, હજુ પ્રજાઓનાં વિશાળ સાધનોની સંપૂર્ણ ચૂસણી આ યુદ્ધે કરી નથી, જગતના વેપાર-ઉદ્યોગનો સંપૂર્ણ નાશ હજુ થયો નથી, લશ્કરી તાલીમ લઈને તોપોનો ખોરાક બનવા માટે હજુ યુવાનો બહાર પડે છે.

આમ તો જાપાન, ઈટલી અને જર્મની ભૂખડી બારસ રાજ્યો છે. એમનું જીવન-ધોરણ ખૂબ નીચું છે. પગારો પણ ખૂબ ઓછા છે. પહેલેથી લશ્કરી તૈયારી કરવામાં એનું ઘણું ધન ખલાસ થઈ ગયું છે. પરંતુ પૂર્વતૈયારીની તાકાતે તેઓએ જગતના ઘણા ફળદ્રુપ પ્રદેશો કબજે કર્યા છે. ઝેકોસ્લોવેકિયા, પોલાંડ, બેલ્જિયમ, હોલાંડ, ફ્રાન્સ અને બીજા દેશોનો કાચો માલ, કારખાનાંઓ અને બીજાં ઔદ્યોગિક મથકોનો જર્મની ઉપયોગ કરી શકે છે. એકંદરે ૩૦ દેશોનો એને સહકાર છે.

આમાંના કેટલાક આદ્યોગિક દેશ છે, કેટલાક કોલસા અને તેલ આપનારા દેશો છે. બાલ્કનમાંથી અનાજનો મોટો જથ્થો એને મળે છે.

જાપાને પણ પાસિફિક મહાસાગરના સૌથી ફળદ્રુપ પ્રદેશોનો કબજો મેળવ્યો છે, જ્યાંથી એને તેલ, રબર, ચોખા, કલાઈ, નાળિયેર અને બીજાં દ્રવ્યો મળી રહેશે.

આમ બધું ચાલે જ છે એટલે યુદ્ધનો અંત જલદી આવે એમ છે જ નહિ.

બ્રિટને જર્મની-ઈટલીને સાગરઘેરો ઘાલ્યો છે છતાં જીતેલા દેશો મારફત એને બધું મળી રહે છે ને એનું ગાડું ગબડયે જાય છે. જાપાની સિપાહીઓ મુઠ્ઠીભર ચોખા ઉપર જીવન ટકાવી ઝનૂની વરુની પેઠે લડે છે એમ અમેરિકન રેડિયો કહે છે.

ફળદ્રુપ જમીન, સારો વરસાદ અને યાંત્રિક સાધનો દ્વારા ઊંડી ખેડથી અમેરિકાની ખેતી ભારે વિકાસ પામી છે. જંગલો કાપીને એણે ખેતીવાડીને લાયક જમીનો તૈયાર કરી છે. એમનો વિશાળ દેશ ધન, ધાન્ય, ફળો, ફૂલો અને અનાજથી ભરપૂર છે. જગતમાં આ બધી વસ્તુઓ પેદા કરવામાં એ મોખરે છે. પશુઓની સંખ્યા પણ ત્યાં મોટી છે, પણ પશુઓ કરતાં વિશેષ સહકાર તો વીજળી અને વરાળ-યંત્રોનો છે, ખેતીનું મુખ્ય સાધન એ જ છે એમ કહીએ તો ચાલે. ખેતીવાડીના શિક્ષણ માટેની ઉત્તમ વ્યવસ્થા પણ છે. કુલ ખેતી માટે બે અબજ એકર જેટલી જમીનનો ઉપયોગ થાય છે. આ બે અબજ એકર જમીનમાં ૭૦ લાખ મોટાં ખેતરો છે જેમાં યાંત્રિક મદદથી ખેડુતો ખેતી કરે છે. ટેલિફોન-રેડિયો દરેક માટે સુલભ છે. પશુ-ઉછેર, ઈંડાંની પેદાશ, મધપૂડા, મરઘાં-ઉછેર, ઘોડા-ઉછેર—એવા એવા અનેક ઉદ્યોગો ત્યાં પુષ્કળ છે. દૂધની પેદાશ ખૂબ હોવાથી ડેરીઓ પણ ખૂબ

છે. ખેડૂતોની વાર્ષિક આવક ૮ અબજ ડૉલર જેટલી ગણાય છે. ૧૯૩૫ના આંકડા મુજબ મુખ્ય વાર્ષિક પેદાશ નીચે મુજબ છે :

| જાત | પેદાશ વજન | કિંમત ડૉલર | પેદાશમાં જગતમાં નંબર |
|---|---|---|---|
| મકાઈ | ૨૫૭ દસ લાખ ક્વાટર (૪૬૦ રતલ) | ૧૩૫૬૯ લાખ ડૉલર | ૧ લો. |
| ઘઉં | ૭૫ ,, ,, | ૫૧૭૪ ,, | ૩ જો. |
| ઓટ્સ | ૧૧૯ ,, ,, (૩૨૦ રતલ) | ૩૧૭૫ ,, | ૩ જો. |
| બારલી (જવ) | ૩૫ ,, ,, (૪૦૦ રતલ) | ૧૦૬૧ ,, | ૩ જો. |
| કપાસ | ૨૩ લાખ ટન | ૫૯૦૧ ,, | ૧ લો. |
| કપાસિયા | ૪૩॥ લાખ ટન | ૧૪૮૧ ,, | ૧ લો. |
| તમાકુ | ૫॥। લાખ ટન | ૧૩૭૦ ,, | ૨ જો. |
| બટાટાં | ૯૭ લાખ ટન | ૧૩૧૧ ,, | ૫ મો. |
| મીઠાં બટાટાં | ૦ | ૫૮૬ ,, | ૦ |
| પશુ માટે લીલું ઘાસ | ૦ | ૩૦૪૫ ,, | ૦ |
| સૂકું ઘાસ | ૦ | ૬૫૩૮ ,, | ૦ |
| સફરજનનાં ફળો | ૦ | ૧૧૮૬ ,, | ૦ |
| ફળો | ૦ | ૧૮૮૨ ,, | ૨ જો. |
| પશુ અને વાછરડાં | ૭ કરોડ (સંખ્યામાં છે.) | ૯૧૪૨ ,, | ૨ જો. |
| ડુક્કરો | ૪ કરોડ (સંખ્યામાં છે.) | ૮૮૮૧ ,, | |
| ઘેટાં અને બચ્ચાં | ૫। કરોડ (સંખ્યામાં છે.) | ૧૨૨૨ ,, | ૫ મો. |
| મરઘાં | ૪૧॥ કરોડ (સંખ્યામાં છે.) | ૩૨૧૬ ,, | ૧ લો. |
| ઈંડાં | ૦ | ૫૮૧૫ ,, | ૦ |
| દૂધ | ૦ | ૧૭૧૫૨ ,, | ૧ લો. |
| બીર દારૂ | ૧૮ અબજ ગૅલન | ૦ ,, | ૧ લો. |
| માખણ | ૯॥ લાખ ટન | ૦ ,, | ૧ લો. |

| | | | |
|---|---|---|---|
| નારંગી | ૨૨ લાખ ટન | ૦ ,, | ૧ લો. |
| લીંબુ | ૩ લાખ ટન | ૦ ,, | ૨ જો. |
| સોયાવાલ | ૧૧ લાખ ટન | ૦ ,, | ૩ જો. |
| અળસી | ૪ લાખ ટન | ૦ ,, | ૪ થો. |
| લાકડાનો માવો (કાગળ માટે) | ૪૨॥ લાખ ટન | ૦ ,, | ૨ જો. |
| ઊન | ૨ લાખ ટન | ૦ ,, | ૨ જો. |
| ઘોડા | ૧૱ કરોડ | ૦ ,, | ૨ જો. |

કેટલાકમાં રશિયા પહેલા નંબરે છે. ખનીજની પેદાશ માટે અમેરિકા પ્રથમ દરજ્જો ભોગવતું આવે છે. લગભગ ૩॥ અબજ ડૉલરની કિંમતનાં ભૂસ્તરો (ધાતુઓ) એની પૃથ્વીમાંથી નીકળે છે. ૩૬ કરોડ ડૉલરનું લોઢું, ૬॥ કરોડ ડૉલરોની કિંમતનું તાંબું, ૧૨ કરોડ ડૉલરની કિંમતનું સોનું, ૩૱ કરોડ ડૉલરની કિંમતનું રૂપું. ધાતુઓ સિવાયની ખનીજ પેદાશ ૩ અબજ ડૉલરની છે, જેમાં કોલસો ૭૦ કરોડ ડૉલરનો, પેટ્રોલિયમ ૧ અબજ ડૉલરની કિંમતનું, હલકો કોલસો ૨૩ કરોડ ડૉલરની કિંમતનો, કુદરતી ગૅસ ૪૨॥ કરોડ ડૉલરનો, સિમેંટ ૧૨ કરોડ ડૉલરનું હતું. ૧૯૩૫ના આંકડા નીચે મુજબ છે:

| વસ્તુ | વજન | જગતમાં પેદાશમાં નંબર | રિમાર્ક |
|---|---|---|---|
| સોનું | ૩૧ લાખ ઔંસ | ૩ જો. | ટ્રાન્સવાલ ૧ લો છે. |
| ચાંદી | ૪॥ કરોડ ઔંસ | ૨ જો. | મેક્સિકો ૧ લો છે. |
| તાંબું | ૩ લાખ ટન | ૧ લો. | આની પેદાશ અંકુશમાં રખાઈ છે. |
| સીસું | ૨॥ લાખ ટન | ૧ લો. | |
| કાંસું | ૩॥ લાખ ટન | ૧ લો. | |

| | | | |
|---|---|---|---|
| એલ્યુમિનિયમ | ૫૦ | હજાર ટન | ૨ જો. જર્મની ૧ લો છે. |
| લોઢું (Pig Iron) | ૨ા | કરોડ ટન | ૧ લો. રશિયા બીજો છે. |
| પોલાદ | ૩ા | કરોડ ટન | ૧ લો. જર્મની બીજો છે. |
| કોલસો | ૩૭ા | કરોડ ટન | ૧ લો. ૨ જો જર્મની છે. |
| સ્લેટ | ૨ા | લાખ ટન | ૨ જો. ૧ લો બ્રિટન છે. |
| સિમેંટ | ૧ા | કરોડ ટન | ૧ લો. ૨ જો જર્મની છે. |
| સુપર ફૉસ્ફરસ ઑફ લાઈમ | ૨૪ | લાખ ટન | ૧ લો. |
| પોટાશ | ૧ા | લાખ ટન | ૩ જો. |
| સિંધવ (મીઠું) | ૩૧ | લાખ ટન | ૧ લો. |

ઘણાંખરાં ખનીજોમાં અમેરિકાનો નંબર પ્રથમ છે.

ખેતીવાડી, ઔદ્યોગિક અને ભૂસ્તર—એ ત્રણેય પેદાશોમાં અમેરિકા પ્રથમ નંબર આખા જગતમાં ભોગવે છે. એની મહાન સમૃદ્ધિ અને સંપત્તિની આ જ મુખ્ય કડીઓ છે. અમેરિકનોએ વિજ્ઞાન, વિદ્યુત્ અને રસાયનોમાં અત્યંત કાબેલિયત બતાવી છે. અમેરિકનો અત્યંત પ્રગતિશીલ પ્રજા તરીકે જગતમાં અગ્રગણ્ય પદવી ભોગવે છે. અમેરિકામાં કુલ ૧ા લાખ કારખાનાં છે, જેમાં ૩૨ અબજ ડૉલરના પાકા માલની ગંજાવર પેદાશ કરવામાં આવી હતી. પાકા માલની પેદાશમાં અમેરિકનો જગતમાં સૌથી આગળ વધેલા છે. આમાંની ઘણીખરી પેદાશ અમેરિકા પોતે જ વાપરે છે, છતાં પરદેશો સાથે પણ એને વિશાળ વેપાર છે. આ યુદ્ધમાં પોતાનાં કારખાનાંઓમાંથી માત્ર ૧૯ ટકા જ યુદ્ધનો સામાન બનાવવાના કામે લાગ્યાં હતાં, પરંતુ હવે લગભગ ૫૦ ટકા યુદ્ધનો સામાન બનાવે તેવી વ્યવસ્થા અમલમાં મૂકવામાં આવશે.

જુદા જુદા દેશોની ઔદ્યોગિક પ્રવૃતિઓનો વિકાસ નીચે મુજબ છે:

| દેશ | ૧૯૩૨ ટકા | ૧૯૩૩ ટકા | ૧૯૩૪ ટકા | ૧૯૩૫ ટકા | ૧૯૩૬ ટકા |
|---|---|---|---|---|---|
| આખું જગત | ૬૯ | ૭૮ | ૮૫ | ૯૫ | ૦ |
| રશિયા | ૨૨૩ | ૨૭૩ | ૨૬૭ | ૩૪૧ | ૩૪૮ |
| જાપાન | ૧૨૦ | ૧૪૦ | ૧૩૫ | ૧૫૦ | ૧૪૨ |
| બ્રિટન | ૯૮ | ૧૦૪ | ૧૦૫ | ૧૧૩ | ૧૧૫ |
| જર્મની | ૭૮ | ૮૮ | ૮૯ | ૧૦૦ | ૯૮ |
| કેનેડા | ૬૮ | ૭૪ | ૭૬ | ૮૭ | ૮૩ |
| અમેરિકા | ૬૮ | ૬૫ | ૭૫ | ૮૩ | ૮૦ |
| ફ્રાન્સ | ૭૫ | ૬૭ | ૬૭ | ૬૮ | ૭૧ |

અમેરિકાની યુદ્ધ-પ્રવૃત્તિ ૮૦ ટકામાંથી હવે ૧૦૦ ટકાએ પહોંચશે.

ખેતીવાડીમાં રશિયાની પેદાશ ૧૯૩૨માં ૮૩ ટકા હતી, ૧૯૩૫માં ૯૭ ટકા થઈ હતી. અમેરિકાની ૧૦૧ ટકામાંથી ઘટીને ૪ વરસોમાં ૮૮ ટકા ઉપર આવી હતી, જેનું કારણ જગતની મંદી હતી. કેટલીક ખાસ વસ્તુઓમાં અમેરિકા પહેલે નંબરે હતું.

| વસ્તુ | ટન કીલો કલાક | નંબર | |
|---|---|---|---|
| બનાવટી રેશમ | ૧૧૪૦૦૦ | પહેલો | જર્મની બીજે નંબર |
| વિદ્યુત્ | ૧૨૩,૦૦૦,૦૦૦,૦૦૦ | –,,– | રશિયા ત્રીજે નંબર |
| મોટરકાર | ૪૧ લાખ | –,,– | બ્રિટન બીજે નંબર (૪॥ લાખ ગાડીઓ) |

વેપાર—અમેરિકા જગત સાથે વિશાળ વેપાર કરે છે. એણે નીચે મુજબ વેપાર આયાત-નિકાસ કર્યાં હતાં. આંકડા ડોલરોમાં છે:

| વરસ | આયાત | વરસ | નિકાસ |
|---|---|---|---|
| ૧૯૨૯ | ૫૨૪૦૯૯૫૦૦૦ | ૧૯૨૯ | ૫૨૪૦૯૯૫૦૦૦ |
| ૧૯૩૦ | ૩૮૪૩૧૮૧૦૦૦ | ૧૯૩૦ | ૩૮૪૩૧૮૧૦૦૦ |
| ૧૯૩૧ | ૨૪૨૭૯૮૨૦૦૦ | ૧૯૩૧ | ૨૨૨૪૨૮૯૦૦૦ |
| ૧૯૩૨ | ૧૬૧૧૦૧૬૦૦૦ | ૧૯૩૨ | ૧૬૧૧૦૧૬૦૦૦ |
| ૧૯૩૩ | ૧૬૭૪૯૯૪૦૦૦ | ૧૯૩૩ | ૧૬૭૪૯૯૪૦૦૦ |
| ૧૯૩૪ | ૨૧૩૨૮૦૦૦૦૦ | ૧૯૩૪ | ૨૨૩૧૮૦૦૦૦૦ |
| ૧૯૩૫ | ૨૨૮૧૮૦૦૦૦૦ | ૧૯૩૫ | ૨૨૮૧૮૦૦૦૦૦ |

આ આંકડાઓ જ જગત પર ફરી વળેલ મંદીનું મોજું બતાવે છે. સને ૧૯૪૨ની સાલ સુધી પણ આ મંદીની અસર ઓછાવત્તા પ્રમાણમાં છે જ. ઔદ્યોગિક વિકાસ માટે અમેરિકાની સરકારે ૮૦ કરોડ ડૉલર ૧૯૩૬માં ખરચ્યા હતા. અમેરિકાની મુખ્ય નિકાસ ફળ, તમાકુ, કાપડ, પેટ્રોલ, યંત્રો, મોટરકારો, કપાસ વગેરેની છે. આમદાનીમાં રબર, ખાંડ, કૉફી વગેરે હતાં.

અમેરિકામાં રેલવે વિશાળ રીતે પથરાઈ છે. જગતના કોઈ પ્રદેશમાં અમેરિકા જેટલી રેલવે નથી. મોટરની બનાવટમાં પણ અમેરિકા આગળ છે. ૧૯૧૩માં ૨૬૧૦૩૬ માઈલની રેલવે અમેરિકામાં હતી. ૧૯૧૬માં ૨૬૬૦૩૧ માઈલની થઈ. ૧૯૩૨માં ૨૬૦૪૩૮ માઈલની થઈ. ૧૯૩૫માં ૨૫૪૩૪૭ માઈલ સુધી પહોંચી. આ રેલવે પાછળ ૨૨ અબજ ડૉલરની મૂડી રોકાઈ છે. જ્હૉન રૉકફેલર રેલવેનો રાજા ગણાતો હતો.

અમેરિકામાં બેકારોની સંખ્યા ૬૭ લાખની (૧૯૩૫) હતી જે ૧૯૩૬માં ઘટીને ૬૫॥ લાખ થઈ. સરકાર તેમને ભથ્થું આપતી હતી. હવે યુદ્ધને લીધે બેકારોની સંખ્યા ઘટી છે. બેકારી વધી હતી એટલે યુરોપમાંથી વસવાટ કરવા આવનારને બંધી ફરમાવવામાં આવી હતી.

અમેરિકાનું વહાણવટું પણ ખૂબ જ વિકાસ પામેલું છે. નીચેના આંકડાઓ ઉપરથી એ સાબિત થશે:

| દેશ | | સ્ટીમરો | મોટરબોટો | વહાણો | કુલ |
|---|---|---|---|---|---|
| બ્રિટિશ સામ્રાજ્ય | ટન | ૧૬૬૫૭૬૧૪ | ૩૫૨૫૩૧૯ | ૨૧૨૧૫૫ | ૨૦૩૮૫૧૩૮ |
| | સંખ્યા | ૭૯૧૬ | ૧૧૬૩ | ૬૨૫ | ૩૫૭૬ |
| અમેરિકા | ટન | ૧૧૨૫૪૯૪૯ | ૭૩૨૦૮૫ | ૫૦૯૭૧૨ | ૧૨૫૫૬૫૬૭ |
| | સંખ્યા | ૨૭૧૩ | ૪૦૭ | ૪૫૬ | ૩૫૭૬ |
| જાપાન | ટન | ૩૨૪૭૯૨૯ | ૯૬૭૭૪૧ | ૦ | ૪૨૧૫૬૯૦ |
| | સંખ્યા | ૧૪૨૪ | ૯૫૩ | ૦ | ૨૩૬૭ |
| નોર્વે | ટન | ૧૯૫૨૧૦૧ | ૨૧૦૧૫૫૪ | ૮૫૦ | ૪૦૫૪૪૮૫ |
| | સંખ્યા | ૧૩૭૭ | ૪૮૦ | ૨ | ૧૮૫૯ |
| જર્મની | ટન | ૨૯૨૩૩૦૬ | ૭૮૪૮૯૬ | ૧૦૨૨૫ | ૩૭૧૮૪૨૭ |
| | સંખ્યા | ૧૪૩૩ | ૬૫૨ | ૯ | ૨૦૯૪ |
| ઈટલી | ટન | ૨૪૧૧૫૦૩ | ૬૪૫૨૫૦ | ૪૨૪૦૬ | ૩૦૦૨૪૫૫ |
| | સંખ્યા | ૭૯૭ | ૨૭૫ | ૧૧૭૪ | ૧૨૪૫ |

૧૯૪૨-૪૩માં અમેરિકામાં ૬૦ લાખ ટનની સ્ટીમરો બંધાય છે. ૧૯૪૩-૪૪માં ૧ કરોડ ટનની બંધાશે. યુદ્ધનાં સાધનો અને સૈનિકો લઈ જવા માટે આનો ઉપયોગ થશે. અંગ્રેજો અને અમેરિકાએ પોતાનાં ઔદ્યોગિક સૈનિક શસ્ત્રાસ્ત્રો અને વહાણવટું એક તંત્ર નીચે મૂક્યાં છે. અમેરિકા આર્થિક તેમ જ ઔદ્યોગિક પેદાશમાં મુખ્ય ફાળો આપશે. બધાં મિત્રરાજ્યોને એ આર્થિક અને શસ્ત્રાસ્ત્રોની મદદ ઉધાર આપશે. બ્રિટનના યુનાઈટેડ સ્ટેટ્સમાં લગભગ ૫ અબજ પાઉંડનાં શેરો અને જામીનગીરીઓ હતાં તે સર્વે હવે યુનાઈટેડ સ્ટેટ્સમાં ખર્ચાઈ ગયાં છે. હમણાં વહાણવટાનો બધી પ્રજાઓનો મળી સબમરીન, વિમાનો અને સુરંગોથી નાશ એક કરોડ ટન ઉપર છે.

વિમાનોના પ્રવાસીઓ માટેનો ખર્ચ—બધા સુધરેલા દેશોમાં વિમાનો માલ ઉપાડવા અને મુસાફરોને લઈ જવા માટે મોટો ખર્ચ કરે છે. નીચે પ્રમાણેના દેશોનાં ખર્ચો સરખામણી માટે રસિક હોવાથી આપ્યાં છે.

૧૯૪૨માં અમેરિકા ૬૦ લાખ ટનની સ્ટીમરો બાંધશે. ૧૯૪૩–૪૪માં એક કરોડ ટનની સ્ટીમરો બાંધશે જેનો ઉપયોગ યુદ્ધનાં સાધનો અને સૈનિકો લઈ જવા માટે થશે. બ્રિટન અને અમેરિકાએ લશ્કરી સરંજામ અને વહાણવટું એક તંત્ર નીચે મૂક્યાં છે. અમેરિકા આર્થિક તેમ જ ઔદ્યોગિક પેદાશમાં મુખ્ય ફાળો આપશે. બધાં મિત્રરાજ્યોને એ આર્થિક તેમ જ શસ્ત્રાસ્ત્રોની મદદ ઉધાર આપશે. યુનાઈટેડ સ્ટેટ્સમાં બ્રિટનનાં પાંચ અબજ પાઉંડના શૅરો અને જામીનગીરીઓ હતાં તે બધું હવે યુનાઈટેડ સ્ટેટ્સે ખરચી નાખ્યું છે.

બધા જ સુધરેલા દેશોમાં માલ લાવવા–લઈ જવા તેમ જ મુસાફરો માટે વિમાનોનો ઉપયોગ થાય છે, જેની પાછળ સારું એવું ખર્ચ કરવું પડે છે. દરેક દેશ આ ખર્ચ કેટલું કરે છે તે નીચેના આંકડાઓ ઉપરથી સમજાશે :

| દેશ | ૧૯૩૫–૩૬ માટે ખર્ચ પાઉંડમાં | માઈલો | મુસાફરો | માલ ટન |
|---|---|---|---|---|
| ગ્રેટબ્રિટન | ૭૫૯૦૪૧ | ૮૪૧૨૦૦૦ | ૨૦૦૦૦૦ | ૧૮૯૮ |
| કૅનેડા | ૧૫૩૦૦૦ | ૭૫૨.૨૫૦૯ | ૧૭૭૪૭૨ | ૧૧૮૪૯ |
| ઑસ્ટ્રેલિયા | ૨૧૪૧૫૦ | ૨૩૨૨૫૦૯ | ૧૭૨૮૮ | ૧૪૯ |
| બેલ્જિયમ (જર્મનીએ લીધું છે) | ૧૨૮૧૨૭ | ૧૦૧૯૫૫૯ | ૨૪૬૫૦ | ૪૧૩ |
| હિંદ | ૧૨૦૬૬૮ | ૫૨૯૫૫૮ | ૫૪૨ | ૩ |
| ફ્રાન્સ | ૧૬૯૨૧૭૧ | ૬૯૫૬૬૩૩ | ૫૬૩૯૩ | ૧૩૦૪ |

| | | | | |
|---|---|---|---|---|
| જર્મની | ૧૦૨૮૮૧૦૬ | ૯૨૬૮૧૧૦ | ૧૭૮૧૫૨ | ૧૮૪૭ |
| જાપાન | ૨૫૧૫૧૧ | ૧૧૭૬૦૮૫ | ૧૩૨૧૧ | ૬૦ |
| ઇટલી | ૭૯૫૮૯૦ | ૨૭૭૨૦૪૨ | ૫૩૬૯૪ | ૯૪૧ |
| અમેરિકા | ૫૫૩૪૧૫૩ | ૬૩૫૪૦૨૩૩ | ૮૬૦૭૬૨ | ૨૪૬૧ |
| રશિયા | ૦ | ૩૧૧૬૦૦ | ૧૪૨૩૭ | ૦ |

ઉડ્ડયનમાં અમેરિકાનો નંબર પહેલો છે. ૧૯૩૯ની સાલમાં એ ઉડ્ડયન ખેવડાયું છે. હમણાં યુદ્ધકાળને લીધે તેમાં ઘટાડો થયો છે.

અમેરિકાએ પાસિફિક મહાસાગરમાં પોતાના રક્ષણ માટે મજબૂત કિલ્લેબંદીઓ કરી છે ને થાણાંઓ તેમ જ સંસ્થાનો સ્થાપ્યાં છે. આ કાર્ય પાછળ કરોડો ડૉલરનું ખર્ચ થયું છે, જે નીચેની હકીકત ઉપરથી સમજાશે.

હવાઇ બેટા—ઉત્તર પાસિફિકમાં આ બેટા આવેલા છે. એનું ક્ષેત્રફળ ૬૪૦૭ માઇલનું છે. વસ્તી ૪ લાખની છે. ૧૮૯૮માં એ બેટા ઉપર અમેરિકાનું શાસન સ્થપાયું. ત્યાંની આંતરવ્યવસ્થા ગવર્નર-જનરલ અને હવાઇની કૉંગ્રેસના હાથમાં છે. કૉંગ્રેસમાં પ્રતિનિધિ-સભાના ૩૦ અને સેનેટના ૧૫ સભ્યો છે. અમેરિકાની મધ્યસ્થ કૉંગ્રેસમાં હવાઇનો પ્રતિનિધિ સભ્ય તરીકે બેસે છે. આ બેટામાં સજીવ જ્વાળામુખીઓ છે. પ્રદેશ ફળદ્રુપ છે. એની આર્થિક સ્થિતિ નીચે મુજબ છે:

પેદાશ ૧૧ા કરોડ ડૉલર, ખર્ચ ૧૬૩ લાખ ડૉલર, કરજ ૩ા કરોડ ડૉલર, નિકાસ-વેપાર ૧૦ કરોડ ડૉલર, આમદાની-વેપાર ૮ાા કરોડ ડૉલર. મુખ્ય શહેર હોનોલુલુ, જેની વસ્તી ૧ાા લાખની છે. એથી થોડે દૂર પર્લ હારબર છે. અહીં વિશાળ સમુદ્રકાફલો અને વિમાની કાફલો રહે છે. મજબૂત કિલ્લેબંદી છે. આ કાફલાના બળે જ યુનાઇટેડ સ્ટેટ્સ પાસિફિક મહાસાગરનું અને પનામાની નહેરનું રક્ષણ કરે છે. પરંતુ જાપાને અચાનક હલ્લો કરી મોટું નુકસાન કર્યું છે, પરિણામે

એટલા પૂરતી સાગર અને હવાઈ શક્તિ ખંડિત બની છે.

આ ટાપુઓની મુખ્ય પેદાશ ખાંડ, કોપરું, ચોખા, કૉફી, કેળાં અને અનાનસની છે.

**ફિલિપાઈન ટાપુઓ**—ફિલિપાઈનના કુલ ૭૫૦૦ બેટો છે જેમાં મુખ્ય આઠ છે. કુલ વિસ્તાર ૧૧૪૪૦૦ ચો. માઈલનો છે. આઠ બેટોનો જ વિસ્તાર ૧૦૪૦૦૦ ચોરસ માઈલ છે. બીજા ૭૦૧૫ બેટોનું ક્ષેત્રફળ માત્ર ૧૧૧૧૨ ચોરસ માઈલનું છે. એની વસ્તી ૧I કરોડની છે. ફિલિપીની પ્રજા મલાઇ જાતિની છે ને મોટે ભાગે ખ્રિસ્તી છે. ૧૯૩૫થી આ બેટોને સાંસ્થાનિક સ્વરાજ પ્રાપ્ત થયું છે. પ્રેસિડંટ ફિલિપીનો છે. કૉંગ્રેસમાં સૅનેટમાં ૨૪ અને પ્રતિનિધિસભામાં ૯૪ સભ્યો છે. ૧૯૪૪માં સંપૂર્ણ સ્વતંત્રતા બક્ષવાનું આ બેટોને કહેવામાં આવ્યું છે. આ બેટોને ૧૫૨૧માં પોર્ટુગીઝોએ શોધી કાઢ્યા હતા. ૧૮૯૮ના યુદ્ધમાં સાગરયુદ્ધમાં સ્પેનને હરાવીને અમેરિકાએ આ બેટો લઈ લીધા.

આ બેટમાં શિક્ષણ પાછળ ૧III કરોડ ડૉલર ખરચાય છે. મનીલાનું વિશ્વવિદ્યાલય વખણાય છે.

મુખ્ય પેદાશ ખાંડ, સોનું, શણનાં દોરડાં, કોપરાં, તમાકુ, ભરતકામ, ઈમારતી લાકડું, કોપરાનું તેલ વગેરે છે. કોઈ ખાસ જાણવાજોગ ઉદ્યોગો નથી. કાગળો બને છે. કુલ પેદાશ ૨III કરોડ ડૉલર અને ખર્ચ ૨૬૯ લાખ ડૉલરનું છે. કરજ ૮III કરોડ ડૉલરનું છે. વેપારના માલની આમદાની ૮II કરોડ ડૉલર અને નિકાસ ૧૨ કરોડ ડૉલર છે. રાજધાનીનું મુખ્ય શહેર મનીલા છે ને તેની વસ્તી ૩II લાખની છે.

આ બેટો ઉપર જાપાની આક્રમણ થયું છે અને એનો મોટો ભાગ જાપાને હસ્તગત કર્યો છે. મનીલા શહેર અને બારું પણ જાપાન હસ્તક આવી ગયાં છે.

અલાસ્કા—યુનાઇટેડ સ્ટેટ્સને લગતો આ પ્રદેશ ૧૮૮૪માં રશિયા પાસેથી ૭૨ લાખ ડોલર આપીને ખરીદાયો હતો. એનું ક્ષેત્રફળ ૫૮૬૪૦૦ ચોરસ માઇલનું છે. આ પ્રદેશની વસ્તી ૬૦ હજાર જેટલી છે, જેમાં ૩૬૦૦૦ પુરુષો અને ૨૨૪૦૦ સ્ત્રીઓ છે. આમાં ૧૯૨૦૨૮ એસ્કિમો જાતિના છે. એ લોકો બરફનાં ઘરો બાંધીને રહે છે. સિવાય, ૩૦૦ જાપાનીઓ પણ છે.

આ ટાપુની પેદાશ ૦॥ કરોડ ડોલરની અને ખર્ચ ૧। કરોડ ડોલરનું છે. જમીનનો ઘણો ભાગ બરફમય હોવાથી ખેતીને લાયક જમીન થોડીક જ છે. આ પ્રદેશમાં રેન-ડિયર નામનું હરણ થાય છે જે ઘણા ઉપયોગમાં આવે છે. વર્ષનો મોટો ભાગ શિયાળો અને અંધકાર રહે છે. અહીં સીલ નામની માછલીઓ મોટા પ્રમાણમાં થાય છે. અહીં સોનાની ખાણો છે અને એમાંથી પાંચ લાખ ઔંસ સોનું નીકળે છે. સિવાય, ૧॥ લાખ ઔંસ ચાંદી, ૧૬ લાખ રતલ તાંબું તેમ જ બીજી ધાતુઓ પણ પુષ્કળ છે, પરંતુ ઋતુની સખ્તાઈને લીધે જોઈએ તેટલો લાભ લઈ શકાતો નથી.

રેલવે ૯૧૪ માઇલની છે. ૧૫૩૪ માઇલના પાકા રસ્તા છે.

પોર્ટો રીકો—આ પ્રદેશ સ્પેન પાસેથી ૧૮૯૮માં મળ્યો. આ બેટનું ક્ષેત્રફળ ૩૪૩૫ ચોરસ માઇલ છે. વસ્તી ૧૫॥ લાખની છે. શિક્ષણ ફરજિયાત છે. કોલસાની પેદાશ ૧॥ કરોડ ડોલરની છે, ખર્ચ પણ તેટલું જ છે. ૧૮॥ કરોડ ડોલરની કિંમતની ખેતીની જમીન છે. ખાંડ, અનાનસ, તમાકુ, મધ, ફળફૂલો, કપાસ, નાળિયેર, નારંગી વગેરેની પેદાશ સારી છે. ધાતુઓ પણ નીકળે છે જેમાં ૨ લાખ ઔંસ સોનાનો સમાવેશ પણ થાય છે. મીઠું પણ થાય છે. આમદાની ૬ કરોડ ડોલર અને નિકાસ ૮॥ કરોડ ડોલરની છે.

વર્જિન બેટો—૧૯૧૭માં આ બેટો અમેરિકાએ ડેન્માર્ક

પાસેથી ૨॥ કરોડ ડૉલર આપી ખરીદ્યા હતા. આ બેટો પોર્ટો રીકો બેટો પાસે આટલાંટિક મહાસાગરમાં આવેલા છે. એનો વિસ્તાર ૧૩૩ ચો. માઈલનો છે. વસ્તી ૨૬ હજારની છે. વનસ્પતિ, ખાંડ અને દારૂની મુખ્ય પેદાશ છે.

**ગુઆમ**—૨૦૬ ચોરસ માઈલના આ બેટો હવે જાપાનીઓના હાથમાં ગયા છે. એની વસ્તી ૨૦ હજારની છે.

**સામોઆન**—આ બેટો નાના છે.

જાપાની સૈન્યે વેક, જહોનસન, ફિલિપાઈન્સ અને ગુઆમનાં જાણીતાં મથકો લઇ લીધાં છે ને એથી અમેરિકન સાગર-કાફલો મુશ્કેલીમાં આવી પડ્યો છે. અત્યારે તો જાપાનીઓનો વિજય થાય છે પરંતુ ૧૯૪૩માં અમેરિકાનાં વિમાનોની સંખ્યા એક લાખ ઉપર પહોંચશે ત્યારે ગુમાવેલું બધું જ તેઓ પાછું લઇ લેશે તેમાં શંકા નથી.

---

